રસિક નવલકથામાળા પુસ્તક : ૨૮

# સંસારલીલા

: : લખનાર : :

મટુભાઈ હ. કાંટાવાળા

: : પ્રકાશક : :

પુંજાલાલ ભગવાન પારેખ

: : વઢવાણ સીટી : :

: : મુંબાઇના એજન્ટસ : :

હરિલાલ રતિલાલની કંપની

બુકસેલર્સ : ગોવિંદ બિલ્ડીંગ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઇ નં: ૨

ત્રણ રૂપિયા

## મારી વાત

"સાહિત્ય" જેવાં માસિકોમાં, બીજા દેશોમાં, વાતો ઘણું કરીને આપવામાં આવતી નથી. પરંતુ આપણા ગુજ-રાતમાં હાલ વાર્તાનો યુગ પ્રવર્તતો હોવાથી કોઈ પણ માસિકને પોતાનો ફેલાવો વધારવો હોય, તો તેણે વાતો અવારનવાર લેવી જોઇએ. મારે માથે શરૂઆતથી આવી ફરજ આવી પડી,

એટલે મેં વાતો લખવી શરૂ કરી. શરૂઆત ભાષાંતરોથી કરી. અને "આણુની મારશી અમથી"*–અને "જાહેરમાં આવવાની ઘેલછા"* એ હળવી પણ શિષ્ટ કૃતિઓને ગુજરાતીમાં ઉતારી. એ પ્રયોગ સફળ થયો, પણ મને તેથી સંતોષ ન થયો. મારી પ્રવૃત્તિનો ક્રમ ફર્યો. અંગ્રેજી સાહિત્યમાંથી કોઇ વસ્તુ પસંદ કરી સ્વતંત્ર વાતો આપણા દેશકાળને રૂચે એવી ગોઠવવા માંડી; 'મારી વહુ'* 'કુંકોત્રી' અને 'આપકર્મી' એ એ પ્રવૃત્તિનાં પરિણામ.

આ પ્રવૃત્તિથી પણ સંતોષ ન થયો. પણ એ પ્રવૃત્તિ સાથે સાથે અસલ વાતો સ્વતંત્ર રીતે સ્ફુરતી ગઇ. 'કોનો વર' એ પહેલી પ્રેરણા, અને તે પછી મેં અંગ્રેજીનાં શિથિલ બંધન પણ ફેંકી દેવાનો નિશ્ચય કર્યો. આપણા સંસારમાં, આપણા ઘરમાં બનતા કિસ્સાઓ વાસ્તવિક રીતે રજુ કરવા, આપણા સંસારનો તાદૃશ્ય ચીતાર આપવો, સાથે સાથે આપણા રીત રીવાજો જે સારા હોય, તેની સરસાઇ બતાવવી, જે ખોટા ચાલ ને બદીઓ હોય તેનાં પરિણામો ચીતરવાં, એ ઉદ્દેશ મેં શરૂઆતમાં રાખ્યો. "ઘરડો પ્રેમ" "જેસ્સી" ભૂલભુલામણી" "ભાભી" વગેરે આ પ્રકારની વાતો.

સાથે સાથે સાચા બનેલા બનાવોને વાતો રૂપે રજુ કરવાનું મન થયું. "હું કેમ પરણ્યો" "શાહીબાગનાં વંત્યાક"* "લોચો પોચો માડીનો ને છેલ છબીલો લાડીનો," "પ્રણય લીલા" એવી વાતો ખરેખર બનેલી, માત્ર તેને વાતોનું મનોહર રૂપ આપવાની મહેનત ઉઠાવવી પડી. ખરી રીતે તો આપણા સમાજમાં, આપણી અદાલતોમાં, આપણી નાતોમાં,

ને આપણી પાઠશાળાઓમાં ઘણા બનાવો એવા બને છે, કે તેમને વાતોમાં પલટાવવાનું કાર્ય સરળ છતાં રસિક થઇ પડે.

આ દિશા પણ મારા ઉદ્દેશને માટે મને ઘણી ટુંકી, મર્યાદાવાળી લાગી. નવી દિશામાં માર્ગ કાપવાનું મન થયું. નવુ વિજ્ઞાન સમજાવવું અને સાથે એ વિજ્ઞાનની મર્યાદા દર્શાવવી, એવો કાંઈક ખ્યાલ મને આવ્યો. વિજ્ઞાનનાં કેટલાંક પુસ્તકો ફેંદ્યાં. અને તે ઉપરથી "જંતુલીલા" "આકાશવાણી" અને "ઝાંઝવાં"* જેવી તદ્દન સ્વતંત્ર વાતો લખાઇ ગઇ. ખરી બનેલી વાતો જેવી લોકપ્રિય થઈ, તેવીજ આ થઈ.

વાતો લખવાની મારી પ્રવૃત્તિ સત્તર વર્ષની; મેં લોકમત જાણવા માટે શરૂઆતથી "**નારદ**" તખલ્લુસ વાપર્યું, અને **નારદ**ની વાતોની માગણી એટલી બધી ચોપાસથી આવવા માંડી કે મને આનંદ થવા લાગ્યો, પણ ભેદ ખુલ્લો ન પડે તેટલા માટે બીજે એ વાતો મોકલી નહીં. પરંતુ **સ્વ. હાજીના સ્મારક ગ્રંથ** માટે મારા મિત્ર ભાઈ રવિશંકર **રાવળે** '**નારદ**'ની કૃતિ માગી ને તે મોકલી, તેથી આ ભેદ ખુલ્લો થઈ ગયો. ભેદ ખુલ્લો થતાં મેં તખલ્લુખ બદલી "**આહુક**"નું નામ ધારણ કર્યું. પણ લખાવટ એકજ પ્રકારની હોવાથી એ વાત ઢાંકી રહી નહીં.

આ વાતો સારી છે કે ખોટી, કાંઇક નવી દિશામાં પ્રયાણ કરે છે, કે કેવળ કચરો છે, એ વિષે મારે કાંઈ કહેવાનું ન હોય. તેમ ટુંકી વાતો એટલે શું એ વ્યાખ્યા બાંધવાનું મારૂં કામ નથી. "**નારદ**"ની વાતો છાપો એવી માગણી ઘણી બાજુથી થઈ; ખાસ કરીને મારા મિત્ર ભાઈ **મંજુલાલ**

મજમુદાર તો જ્યારે આવે ત્યારે એજ વાત કરે. અનેક વ્યવસાયોમાં આ વ્યવસાય માટે મારાથી સમય કાઢી શકાત નહીં; અને તેથી ભાઇ નાગરદાસ ઈ. પટેલ, જેમણે સ્વયં સ્ફુરણાથી આ કામ કરવાનું બીડુ ઝડપ્યું, તેમનો મારે અહીં ખરા દિલથી ઉપકાર માનવો જોઇએ.

વડોદરા
અધિક અષાડ
વદ તેરસ : ૧૯૮૭

મટુભાઈ હ. કાંટાવાળા

તા. ક. ઇંગ્લંડ અને બીજા દેશોમાં હાલ જે આર્થિક વિપ્લવ પ્રવર્તે છે, ને સોનાની નિષ્ફળતા સિદ્ધ થઇ ચુકી છે, તે વિષેની કાંઈક આગાહી મારી 'ઝાંઝવાં' એ વાતમાં થયેલી વાંચનાર જોશે, ને આર્ય અર્થશાસ્ત્રની કિંમત આંકી શકશે.

દસરા

મ. હ. કાં.

---

• આ વાતો શ્રી. મટુભાઇના બીજા વાર્તા સંગ્રહ 'વીતકવાતો' માં પ્રકટ થશે.

# પરિચય

સાહિત્યના વિદ્વાન તંત્રી શ્રીઃ મટુભાઇ કાંટાવાળાનો આ રસિક વાર્તા સંગ્રહ અમારા ગ્રાહકોના હાથમાં મુકતાં અમને આનંદ થાય છે. એમની વાર્તાઓનો આવો જ બીજો સંગ્રહ 'વીતકવાતો' નામે તૈયાર થાય છે.

આ વાર્તા સંગ્રહો પ્રકટ કરવાની તક અમને આપવા માટે શ્રીઃ મટુભાઇનો અને 'હું કેમ પરણ્યો ?' એ વાર્તાનાં ચિત્રો ને બ્લોક માટે શ્રીઃ રવિશંકર રાવળનો આભાર માનીએ છીએ.

૧૫ : ૧૧ : ૩૧

પ્ર કા શ ક

## ડિટેકટીવ વાર્તાઓનું સાહિત્ય

ગુજરાતી સાહિત્યમાં જયંતનું નામ જાણીતું છે.
એની પરાક્રમકથાઓ સૌએ પેટભરીને વખાણી છે.

*

**જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો** ૨-૮-૦

વાર્તાઓ સરિતાના વહેણુની માફક વહ્યે જાય છે, સહૃદય વાંચકનાં હૈયાં હલાવી મૂકે છે. પુસ્તક એવું રસિક અને અટપટા પ્રસંગોથી ભરપૂર છે કે તે વાંચવાની શરૂઆત કીધી કે કયારે પુરૂ કરીએ એ તાલાવેલીમાં તો ખાવાનું અને ઉંઘવાનું વિસરી જઈએ. મગજ શકિતના વિકાસને તાલીમ આપે એવી અદ્‌ભૂત રસ ઝરતી વાતો છે.

卐

**જયંતનાં જબ્બર સાહસો** ૪-૦-૦

વાતોનો વેગ ખુબ રાખવો, પણ ભેદ ધીમે ધીમે કે છેવટે ખોલવો. શૈલી હળવી રાખવી પણ તેને રમતીયાળ બનાવવી, શૌર્ય અને સાહસને પ્રેમ અને કરૂણાથી જરા વધારે સહેલાઈથી જીરવી શકાય તેવાં બનાવવાં, એવી એવી ખુબીઓ આ ગ્રંથમાં તમે જોશો.

*

**જયંતની સાહસ કથાઓ** ૨-૮-૦

મગજશકિતના વિકાસને તાલીમ આપવી, સમજ શકિત વધારવી, જીવનની ગુચ્ઓ ઉકેલવા જેવી બુદ્ધિની તિક્ષ્ણતા બક્ષવી એ ગુણો જયંતકથાઓ ધરાવે છે અને એ એમની નવીનતા છે. દરેક કથા એક અણુમૂલા રત્ન જેવી છે.

卐

**કાળને કિનારે** ૨-૮-૦

ખૂન પકડવા માટે જયંત કેવાં પરાક્રમો કરે છે ને કેવા ભેદ ભરમો ખૂલે છે તે આ પુસ્તક રજુ કરે છે. લેખકની વર્ણન શકિત અજબ છે.

*

આવાં ચેતનવંતા પુસ્તકો આજ સુધી ભાગ્યેજ પ્રકટ થયાં હશે. આજેજ મંગાવો

પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણસીટી

૧૫૨૧૮

# સંસાર લીલા

અનુક્રમ

卐



"શું કહું, અનંતવિજય! ઘડપણમાં ભાવે શેવ, ને હું ખાઉં ખરી રોટલી કે ખરો રોટલો. મારા હોય જુવાનીના કોડ, તમે વાત કરો મંદવાડની. એ સંઘ કાશીએ કેમ જશે?" [પાનઃ ૯]

## ઘરડો પ્રેમ

"ચાલો આવો છો, કે ? સાત વાગ્યા." બહારથી પુષ્કરરાયનો ઘાંટો સંભળાયો. હું બોલવા જતો હતો એટલામાં એ આવીને મારી સામે ઉભા.

"આઠ વાગે ખુલશે, તેવા અંદર જઇએ તો નિરાંતે જોવાનું મળે."

"હા, આ પાન ખાઓ, એટલામાં હું તૈયાર થાઉં."

પુષ્કરરાયે છેલબટાઉનો વેષ ધર્યો હતો, પણ તેમની ઉંમર બહુ મોટી નહોતી. મારી અવસ્થા જોતાં એવો પહેરવેશ મને ન શોભે, તેથી વાર–તહેવારે પહેરવાનાં કપડાં ઘાલી હું તેમની સાથે બહાર નીકળ્યો.

નગીનદાસ ઝવેરી હૉલમાં આજ ફેન્સી ફેર છે. લડાઇને અંગે ઘવાયલા લોકોની મદદમાં સહેજ પચાસ હજાર રૂપીઆ એકઠા કરવાના, એટલે કલેકટરની મોહોરદાર, ડિસ્ટ્રિકટ જજની બાનુ, નગરશેઠની પત્ની વગેરેએ આ સ્ત્રીઓના બજારની યોજના કરી હતી. મોટા ઘરની કુલીન સન્નારીઓ હાટ ( સ્ટૉલ ) ઉપર બેસે એ બનાવ સુરતમાં આ પહેલો હતો, તેથી ઘણી ભીડ થવાની ધાસ્તીએ અમે વહેલા જવા ઇચ્છતા હતા.

અમે હૉલ આગળ પહોંચ્યા ને દરવાજો ઉઘડયો. વખતસર–બહુ વહેલા ગયેલા એટલે ઘણી ઠઠ જામી નહોતી. એ સ્થળ એવું સુંદર શણગારેલું, કે એ ઘડી ભાન ભૂલી જવાય. વીજળીની અસંખ્ય, ઝીણો પ્રકાશ પાડતી, રંગબેરંગી બત્તીઓ, અને વીજળિક રોશનીના ફુઆરા સર્વત્ર ઝગઝગાટ ફેલાવી રહ્યાં હતાં. નાના પ્રકારના પલ્લવો, વેલીઓ અને પાનાં, કદળી સ્થંભો અને નારીએળીનાં પત્રો ઉપરથી ઝુકીને દરેક હાટને ઉપવન બનાવી રહેલ; તેમાંના અસંખ્ય મઘમઘતાં ફૂલો ચળકી ઉઠીને, હવાને સુવાસિત કરતાં અને વીજળીના પ્રકાશને વધારે શોભાવતાં. કોઇ હાટમાં કન્યા તો કોઇમાં મુગ્ધા, કોઇમાં પ્રૌઢા તો કોઇમાં યુવતિઃ એમ સઘળે સુંદર સ્ત્રીઓ દેખા દેતી. ઉપવન બનેલો હૉલ સુંદરીઓના સોનેરી, રૂપેરી અને વિધરંગી રેશમી પોષાકને લીધે તથા તેમના ઘરેણાના ઝવેરાતના ચળકાટને લીધે નંદનવન સમો દીસતો હતો. અનેક પરીઓ અને અપ્સરાઓ તેમાં વિહરતી હતી.

એક પછી એક દુકાન અમે ફરી વળ્યા, એવામાં ભીડ વધી. પુષ્કરરાય અને હું છૂટા પડી ગયા. તે કોઇ ઓળખીતી સ્ત્રીની હાટે ગયા હશે, અગર કોઇ મિત્ર સાથે ફરતા હશે, જાણી હું મારી મેળે આગળ વધ્યો. એટલામાં મારૂં ધ્યાન એક નાની હાટ તરફ ગયું. ફૂલ વેચવાની તે દુકાન હતી; વેચનારી ત્યાં માળણનો વેષ પહેરી

બેઠી હતી. હાર, કલગી, તોરા, બટનહોલ, વેણીઓ, કાપેલાં ફૂલ, વીંજણા, ચાદર, એમ અસંખ્ય ચીજો તાજાં અને ખુશબોદાર બહુરંગી ફૂલોની બનેલી ત્યાં વેચાતી હતી. સેંકડો માણસો સેંકડો ચીજો લઇ જતા, ને નવા મિત્રોને ભેટ આપી રૂપીઆ પડાવતા, તે ફંડમાં આપતા. આ બેવડા વેચાણથી ફંડને બેવડો લાભ થતો હતો. એ વેચાણ કાર્યમાં છોકરીઓની આખી ટુકડી રોકાઇ હતી, ને તેની સરદારી જે બાળાએ લીધેલી જણાતી, તે મુખ્ય માળણ જેવી લાગતી હતી. એ માળણે રેશમી ઓઢણી ઘાઘરાં પહેર્યાં હતાં. એને હાથે પગે ફૂલના ગજરા હતા; અને અંબોડો આખો ફૂલે ગુંથ્યો હતો. ફૂલની માળા છાતી ઉપર ઝુલતી હતી; અને કાને ખોસેલો સફેદ–રાતો ગુલાબ ગાલના ગુલાબી રંગની સ્પર્ધામાં ઝાંખો પડતો હતો. એ બાળા પંદર સોળ વર્ષની હશે. તેની જુવાની છેક ખીલી નહોતી; અને સૌંદર્ય અસ્પષ્ટ હતું. એને લીધે તેના મોં ઉપર નિર્દોષતા, પવિત્રતાના પુણ્યભર્યા સંસ્કાર ઓપતા. તેના મોં ઉપર અપ્રકટ પુનિત હાસ્ય રમતું.

એનું આ અણખીલ્યું કે અધખીલ્યું લાવણ્ય મને તેની હાટે ખેંચી ગયું. હું ત્યાં સ્તબ્ધ ઉભો. પંદર વર્ષની આ છોકરીમાં આવી ખૂબસુરતી શી ? અને હજી તેના દરેક અંગમાં અને ઉપાંગમાં ઝાઝી જુવાની જામેલી નહોતી ! તમે કદી ખીલતા પુષ્પની અણવિકસેલી કે આછી વિકસેલી કળી જોઇ છે ? જેણે બટમોગરાની કે ગુલાબની, ‘ચમેલીની કે કમળની બીડાયલી નવી કળીને ધીમે ધીમે ઉઘડવાની શરૂઆત કરતી નિહાળી હશે–જેના સુભાગ્યમાં ઝાકળભરી સવારે એવું સૌંદર્ય જોવાનું આવ્યું હશે–તે આ બાળાની ખીલતી રૂપકળાનો ખ્યાલ લાવી શકશે. કળી જેમ ખીલે તેમ હજી આ બાળાનું સૌંદર્ય ખીલતું હતું–સર્વાંશે તે ખીલ્યું નહોતું; અને તે અપ્રકટ હોવાથી વધારે આકર્ષક નીવડ્યું. તેનો દરેક અવયવ ખીલતી કળી

સમાન હતો—અડધો વિકસેલો; કોઇ ચંપાની તો કોઈ મલ્લિકાની, કોઇ પોયણીની તો કોઇ ગુલબંકાવળીની: એમ તેના શરીર ઉપર મેં સર્વત્ર અર્ધખીલેલ કળીઓ જોઇ, અને આસપાસ સર્વત્ર ફૂલમય દુનિયા હતી, એટલે એ તમામ કળીઓને મેં એક આખી, મોટી, આછી ખીલેલી અને હજી સંપૂર્ણ ખીલવાની કળીમાં બદલાઇ જતી જોઇ; જોતાંની સાથે તે બાળાના અગાધ રૂપના તેજથી લોભાઇ હું ત્યાં ઉભો. અમસ્તું ઉભું ન રહેવાય, તેથી ફૂલોની ખરીદી કરવા માંડી. કલાકમાં મેં બસેં ત્રણ સેં રૂપીઆનું પાણી કર્યું હશે, એવામાં પુષ્કરરાય આવી લાગ્યા, એટલે મારો રોજગાર બંધ પડયો. આટલાં બધાં ફૂલો—ને તે મોંઘા મુલનાં—મેં કેમ વેચાતાં લીધાં હશે તે પુષ્કરરાય ન સમજી શકયા. એમણે ધાર્યું હશે, કે આ ફેન્સી ફેરમાં નામના મેળવવા ગાંડો થયો છે માટે ચાલો ઘેર લઇ જઉં. ક્રમને મારે તેમની આજ્ઞાને તાબે થવું પડયું. ઘેર જતાં રસ્તામાં તેમણે મને પૂછયું:

"કેમ છબીલદાસ ! કાંઇ ખૂબ ફૂલ લીધાં ?"

"કાંઈ ખરીદી તો કરવી જોઇએ ને ?"

"ત્યારે ફૂલ ઉપરાંત બીજી દુકાનોએથી શું શું લીધું ?"

"કાંઇ નહીં."

"કેમ એકલી પુષ્પાની દુકાનનેજ ખટાવી ?"

પુષ્પા ? શું સુંદર નામ ! પુષ્પની દુકાને બેસનાર એ પુષ્પા ! મને તે નામ સાંભળી કંઇ કંઇ થઇ ગયું. જરા મન કાબુમાં રાખી મેં ખુલાસો માગ્યો:

"પુષ્પા ! કયી પુષ્પા ? પુષ્પા કોણ ?"

"કેમ આમ લવો છો ! તમે જેની પાસેથી આટલો માલ લીધો તેને ઓળખી પણ નહીં ?"

"ના ભાઇ, ના."

" એ પુષ્પા તમારા જૂના મુનીમ ચંપકલાલની એકની એક દીકરી. તે ઘણી રૂપાળી ને ચાલાક છે. મુંબાઇ વનિતા વિશ્રામ અને સેવાસદનમાં રહી ઘણું ભણી આવી છે. ચંપકલાલ હજી એને માટે વર શોધે છે."

વગર માગે ખુલાસો મળી ગયો, ને મારૂં ઘર આવ્યું. પુષ્કરરાય ને હું છૂટા પડયા.

આખી રાત ચંપકલાલ અને પુષ્પાના વિચારોમાં અને તેને અંગે મનગમતી મોજે માણવામાં મને ઉંઘ આવી નહી. મારી ઉમર પચાસ વર્ષની છે. ચાળીસમે વર્ષે હું રાંડયો હતો, મારી પહેલી સ્ત્રી કહ્યાગરી, સદ્‌ગુણી હતી; અને હું તેને ચહાતો પણ ખરો. તેના સ્વર્ગવાસ પછી મેં ઘણાં માગાં પાછાં ઠેલ્યાં; અને ન પરણવાનો નિશ્ચય કર્યો. હું વસ્તારી છું, બે દીકરીઓ સાસરે ગઈ છે; મોટો દીકરો મુંબાઇ વેપાર કરે છે, ને નાનો દીકરો હાલ બાવીસેક વર્ષનો કુંવારો છે. મારાં બે સંતાનોને ઘેર છોકરાં છે. એટલા બહોળા કુટુંબવાળો હોવાથી ન પરણવાના નિશ્ચય ઉપર હું આવ્યો હતો. પણ આ પુષ્પાને જોતાં પહેલા દૃષ્ટિપાતે હું પ્રેમઘેલો બન્યો; અને અત્યારે મારો નિશ્ચય હવામાં ઉડવા લાગ્યો. મારો જૂનો મુનીમ પૈસાનો બહુ લોભી છે: પૈસા માટે ગમે તે કરે એવો હોવાથી એ મારા હાથમાં આવશે. એણે મારા પંદર હજાર રૂપીઆ ઉચાપત કરેલા તેથી રૂપીઆની ચિઠ્ઠી–ખાતું પડાવી લઇ મેં તેને રજા આપી હતી. એ રૂપીઆ માંડી વાળવાનો આ લાગ સારો છે જાણી મેં સવારમાં ચંપકલાલને બોલાવી મગાવ્યો. આવતાંની સાથ તે બોલ્યો :

" કેમ શેઠ ! શું કામ છે ? "

" પેલા ખાતાના રૂપીઆ કયારે આપો છો ? "

" શેઠ ! મારી પાસે તો ફૂટી બદામ નથી. તમારે જોઇએ તો કેદમાં નાખો."

"ત્યારે તમને એક રસ્તો બતાવું ?"

"ખુશીથી."

"એ રૂપીઆ હું એક સરતે માંડી વાળવા તૈયાર છું. તમારી દીકરી પુષ્પાનું લગ્ન મારી સાથે કરો તો."

"કાંઇ ગાંડા થયા ? પચાસ વર્ષના ઘરડા ખખને મારી ફૂલ જેવી સુકુમાર દીકરી કાંઈ અપાય ? શેઠ, એ તો તમારી દીકરી કહેવાય."

મારી દીકરી તો શું, પણ દીકરાની દીકરી જેવડી તે હતી, પણ અત્યારે "ફુલ જેવી સુકુમાર" પુષ્પા મને પુષ્પબાણ મારી રહી હતી, તે ન ખમાતાં મેં લાલચ આપી:

"જોઇએ તો બે ચાર હજાર ઉપરામણી આપું, પણ એટલું ગોઠવી આપો."

લાલચુ બાપની દાઢ સળકી. બાપને નહીં, પણ આશકને છાજે એમ એણે વર્ણન કરવા માંડ્યું.

"શેઠજી ! એવી યૌવનમસ્ત અલબેલી લલનાની તમે એટલીજ કિંમત આંકી ? તમે એને જોઇ છે ? પૂર બહારમાં એની સુંદરતા અત્યારે ખીલી રહી છે ! આખા સુરતમાં એની બરોબર–સમોવડી-અણ કોઈ બતાવશો ? આ તો ઠીક છે, તમે મારા જુના અન્નદાતા માલિક છો; મારૂં તે સર્વ તમારૂં છે. એ છોકરીના માલિક ભલે તમે થાઓ. પણ કાંઈ મારા સામું–મારા પેટ સામું જુઓ. વળી એ રૂપની પૂતળી સ્વર્ગની ઇંદ્રાણી તરફ જોઇને આંકડો ઠરાવો."

"જાઓ, હવે ફરી ન બોલશો. પંદર હજાર માંડી વાળી ઉપર બીજા દસ હજાર આપીશ."

"ના, એ તો ઓછા પડે. પુષ્પાને પંદરેક વર્ષ થયાં છે. હું ત્રીસ હજાર માગું, એટલે બીજા પંદર આપજો, ને ખર્ચ તમારે માથે.

"કબુલ, પણ પુષ્પાને કાલથીજ મારે ત્યાં મોકલી આપજો. આજે પડવો છે, ચાર દિવસ બાદ વસંતપાંચમ છે, તે દિવસે મારે ઘેર લગ્ન કરી નાખીશું. તમે પણ ચાર દહાડા અહીં રહેજો."

"સારૂં, કાલથી પુષ્પા અહીં આવશે, પણ આજે મને ૧૫૦૦૦) નું ખાતું પાછું આપો, અને ૧૫૦૦૦) રોકડા આપો."

એ પ્રમાણે રૂપીઆ આપી પાવતી લીધી.

બીજે દિવસે પુષ્પા મારે ઘેર આવી. મારા આનંદનો પાર નહોતો. મારે ઘેર ફક્ત મારો નાનો પુત્ર હતો; બીજું કોઇ–ચાકર રસોઈઆ શિવાય નહોતું. મારૂં મન પુષ્પામાં હતું. એક દિવસમાં તેને કાંઇક ગોઠતું થાય, તો પછી હું તેની સાથે વાતો કરી શકું; અને લગ્ન પહેલાં તેનું દિલ જીતી લઉં. બીજનો આખો દિવસ ચાલ્યો ગયો. ત્રીજે બપોરે મારો પુત્ર એના મિત્રને ઘેર ગયો. ચંપકલાલ એને કામે ગયો. ઘરમાં હું અને પુષ્પા એકલાં રહ્યાં. લાગ સાધી હું તેના ખંડમાં ગયો, જુવાન બનવાના સઘળા ઉપાય મારા ઉપર અજમાવી ઠીકઠાક બની નવો પ્રેમી પ્રિયતમાને મળવા જાય તેમ હું ખંડમાં દાખલ થયો. અતિશય મીઠાશ અને વહાલ ભર્યા સાદે મેં પુષ્પાને બોલાવી:

"પુષ્પા, વહાલી ! બોલ તો ખરી.'

છેડાયલી, બીકણ હરણી માફક એની આંખો હાલી, ભમર ઉંચી ચડી, કપાળ ઉપર કરચલી વળી, નસ્કોરાં જરા પહોળાં થયાં; પણ એનું મોં હાલ્યું નહીં. મારી અધીરાઇ ખૂટી નહીં:

"પ્યારી, પ્રિય પુષ્પા ! ફૂલ જેવી નાજુક આમ કઠોર શાને ?"

એનું મોં લાલચોળ થઇ ગયું. હોઠ વધારે સખ્ત બીડાયા. આંખો વધારે ઉંચી ચડી. ક્રોધ સમાતો નહોતો; પણ તે ગમ ખાઇ ગઇ. મેં આગળ ચલાવ્યું:

"ફક્ત બે દિવસ બાકી છે. પછી તું મારી થશે. તારી પાછળ હું ગાંડો થયો છું. કાંઇક બોલ, વહાલી !"

આખરે તેણે વરાળ કાઢીઃ

"શું બોલું, કરમ ?"

"એમ કેમ ? જ્યારે ત્યારે બોલવું તો પડશે, તો હમણાંથી મારી સાથે પ્રેમથી પેટ ભરી વાતો કર."

"પ્રેમથી પેટભરી વાતો ! હાલ તમને તે સુઝે છે, પણ બે દિવસ પછી તમે કંટાળશો."

"કંટાળું હું ને તે તારાથી ? મારા હૈયાની રાણી; એ શું બોલે છે ?"

"હું કહું છું તે યાદ રાખજો. હાલ ગાંડપણમાં તમને બોલવું સુઝે છે. પણ પરણ્યા પછી તમારી જીભ નહીં ઉપડે ?"

"એમ કેમ ?"

"તમે આવડા મોટા ને હું નાનું બચ્ચું. આપણા બે વચ્ચે શી સમાનતા છે, કે તમને વાતો કરવી પછી સુઝશે ? હાલ તો પટપટ બોલો છો, પણ લગ્નની પહેલી રાતે શું બોલશો ? પચાસ પંચાવન વર્ષની ઉમરનો પુરૂષ પંદર વર્ષની નાની છોકરી સાથે શી વાતો કરી શકે ? ને તે પણ આખીં ઉંમર ભર ? વહાલી, પ્યારી વગેરે થોડા ગોખી રાખેલા શબ્દો તમે ખલાસ કરશો–મને થોડો પ્રેમ કરશો–મારી ખુશામત કરી થાકશો–અને પછી ? પછી તમને કંટાળો આવશે, વાતનો વિષય જડશે નહીં, આદરેલું કામ પાર પડ્યું એટલે એજ કામ લોથ જેવું થઇ પડશે."

"મને કદી તારાથી કંટાળો નહીં આવે, પુષ્પા ! અને પ્રેમનો વિષય કદી ખૂટે ખરો કે ? જો વહાલ હોય તો સારો જન્મારો એ વિષય ચાલ્યા કરે."

"જો વહાલ હોય તો ને ! ઘરડો પુરૂષ નિર્દોષ બાળા સાથે કેવું વહાલ રાખી શકે ? વહાલ માટે સમોવડીયા થવું પડે. તમે મારા સમોવડીઆ છો ? ઉમરનો તફાવત બાજુએ મૂકો. મારી આશા એજ તમારી નિરાશા છે. જીવન મારે શરૂ કરવાનું છેઃ તમે તે પૂરૂં કર્યું છે. સંસારમાં પ્રવેશ કરતી વખતે તેની બહાર નીકળવાની તૈયારી કરનાર તમારી સાથે મારૂં જીવન સંભવી શકે વારૂ ? મારી લાલસા, મારા કોડ, મારો ઉત્સાહ ક્યાં, અને તમારૂં એની બરોબરમાં શું આવે ? મને જુવાનીમાં જે ગમશે તે તમને છોકરવાદી જેવું લાગશે; તમને ઘડપણમાં જે પ્રિય હશે, તે મને સંસાર ત્યાગ જેવું જણાશે. આપણી વચ્ચે સમાનતા કયાં રહી, પ્રેમ કયાં રહ્યો, વાતનો વિષય શો રહેશે ? બોલો."

બોલે શું, બાપનું કપાળ ? ખરે ! અત્યારથીજ મને ગડભાંગ થવા માંડી પાંચમની રાતે મારી શી દશા થશે ? ઘરડો હું મારી જુવાન વહુની સાથે કેમ વાત કરી શકીશ. એ વિચારે હું સ્તબ્ધ થઈ ગયો. પરંતુ મારી નજર પાછી એના ઉપર ચોટી; મારો કામ જાગ્રત થયો. હું બોલ્યોઃ

"વાતને માટે વિષયની ખોટ કેટલી ? ઘર, ધંધો, નાત જાત, સંસાર, લુગડાં, ઘરેણાં ગાંઠાં, છોકરાં, પરિવાર, ઓહો અનંત વિષય !

"શું કહ્યું અનંત વિષય ! હા. પણ તે વિષે શું બોલશો, કેવું બોલશો ? સંસાર લો. ઘડપણમાં ભાવે શેવ; અને હું ખાઉ ખરી રોટલી કે ખરો રોટલો. મારા હોય જુવાનીના કોડ; તમે વાત કરો મંદવાડની. એ સંઘ કાશીએ કેમ જશે ? જ્યાં ત્યાં વિરોધ, એવા વિરોધમાં વાતો કરવી તમનેજ નહી ગમે. બોલો, મારી સાથે શી વાત કરશો ? અને વાત કરશો, તો તમે આવડા મોટા ને હું આવડી નાની. તમારી પૌત્રી જેટલી-તે મને શરમ નહીં આવે-બીક નહીં લાગે ? પંદર તરી પીસ્તાળીસ ને ઉપર કેટલાં વરસ વધ્યાં ગણો."

એ બોલતી હતી, ને શબ્દ બાણુથી વિંધાતો હું એની છટા ઉપર, હાવભાવ ઉપર વધારે લોભાતો જતો હતો. પાસે જઇ મેં એના ભાષણુનો સામટો ઉત્તર આપવા તેનો હાથ ઝાલ્યો, ને બીજે હાથે તેનું મોં ઉંચું કર્યું, ને કહ્યુંઃ

"શરમ કેવી ને બીક કેવી? શી વાત કરીશ તે જો વહાલી–" એમ કહી મલાઇ રંગના મખમલ જેવા તેના ભરાવદાર અને મુલાયમ ગાલ ઉપર મેં આવેશભરી બચ્ચી કરી. પણ તે કેવી બચ્ચી? જાણે કોઇ લાકડાને કે પથ્થરને કે મુએલા મડદાને સ્પર્ષ ન કર્યો હોય, તેમ મારા હોઠને થયું. પ્રેમના અમૃતને બદલે નિરાશાનું ઝેર મેં પીધું. જીવનની ઉંફને બદલે મૃત્યુની ઠંડક એ બચ્ચીમાં હતી.

મારૂં ચેતન–મારી સ્ફૂર્તિ નાશ પામી. આનંદને બદલે મને પોતાને દુઃખ થયું. અસમાનતાનો પહેલો પરિચય થઈ ગયો. હું એની સાથે શી વાત કરીશ એની ગભરામણ મને થવા લાગી; આ તેનો પહેલો પાઠ હતો. પણ તુર્ત મારી ગભરામણુનો અંત આવ્યો. મારા સ્પર્શથી એ ધ્રુજતી હતી, તે એકદમ બેભાન થઈ નીચે ઢળી પડી. તેની આંખો મીંચાઈ ગઇ અને મોંમાંથી ફીણ નીકળવા માંડયું. મેં તેને દુભવી હતી તેથી મને અત્યંત દુઃખ થયું. પાણી લાવી છાંટી તેને પવન નાખવા લાગ્યો. તેને કળ વળી. આખરે તે બેઠી થઇ અને દયામણે મોંઢે ચુપકી વતી જાણે સમજાવતી હોય તેમ મારી સામે જોઇ રહી. તેનો અંતરાત્મા કહેતો હોય " બોલો," એમ મને લાગ્યું. હવાના દરેક અણુ અને પરમાણુ એ બોલ ઉંચકી લઇ "બોલો બોલો" કહી મારી મશ્કરી કરતા મને લાગ્યા. બધેથી 'બોલો' એજ શબ્દ મારે કાને જાણે અથડાયો. પણ હું શું બોલું? હું આવડો મોટો અને એ આવડી નાની, તે અમે શી વાત કરીએ? ચોભીલો થઇ હું બહાર ચાલ્યો ગયો.

મારા ખંડમાં મને શાંતિ ન મળી. ખરે, પાંચમની રાતે–લગ્નની

પહેલી રાતે શી વાતો કરીશું એ વિચાર મને હવે બહુ મુઝવતો. બીજી બાજુથી પુષ્પાના અપૂર્વ રૂપના ભોગી થવાની લાલચ કાયમ હતી. મને ઘેર ગોઠયું નહી, તેથી હું બહાર ફરવા ગયો. જ્યાં ત્યાં મારા થનાર લગ્નની વાતો મારે કાને પડતી હતી, એથી મેં સ્ટેશન તરફ જઇ અશ્વનીકુમારનો રસ્તો લીધો. અશ્વનીકુમારવાળી સડક તાપી ઉપર પહોંચીને કતારગામ જાય છે ને ત્યાંથી પાછી બીજી સડક સુરત જાય છે. હાલ અશ્વનીકુમારનો રસ્તો બગડી ગયો છે. પણ એક વખત ત્યાં વેપારની જાહોજલાલી, પૈસાની રેલમછેલ અને મોજશોખની છક્કમછક્કા હશે. એ જૂના વખતનાં સંભારણ રૂપ અત્યારે પણ સડકની બંને બાજુ બંગલા અને બાગ હયાત છે. ધીમે ધીમે મેં માર્ગ કાપવા માંડયો. કેટલાક બાગ અને બંગલાનાં નામ નીશાન નથી, કેટલાકની માત્ર ઈંધાણીઓ રહી ગઈ છે, તો કેટલાક સારી હાલતમાં છે. તે જોતો જોતો તથા તેમાં કેટલાક વીર રસના અને શૃંગાર રસના પ્રસંગો બન્યા હશે, કેટલાં હૃદય લેવાયાં અને દેવાયાં હશે, કેટલો નફો નુકસાન ભોગવાયાં હશે, એ બધાંનો વિચાર કરતો થોડીવારે હું તાપી નદીને કિનારે આવી પહોચ્યો. એ સ્થળ ખરેખર ઘણું રળીઆમણું છે. શાંતપણે, ઠાવકી રીતે વહેતાં તાપીનાં નિર્મળાં નીર, અને તે ઉપર ઝૂકી રહેલાં, મોટાં અને ઇતિહાસ–જૂનાં ઝાડ એક બાજુ કુદરતનું શ્રેષ્ઠત્વ સ્થાપે છે; ત્યારે તાપી ઉપરનો રેલવે પૂલ અને તે ઉપરથી જતી આગગાડી મનુષ્ય પ્રયત્નની સાર્થકતા બીજી બાજુથી સિદ્ધ કરે છે. દૂરથી આવતાં વાંસને બાંધી લઇ બનાવેલા તરાપા નદીમાં પડયા હતા; તે ઉપર કેટલાક ખલાસીઓ રસોઈ કરી રહ્યા હતા. પાણી ઉપર જાણે મનુષ્યે વિજય મેળવ્યો ન હોય એમ જ્યારે તેઓ પુરાવો ઉભો કરતા હતા, ત્યારે તેની સામે પણ પૂલની બીજી બાજુ બળતાં અસંખ્ય મડદાંની ધુણી ગગનમાં પહોંચી ઉંચેથી મનુષ્ય પ્રયત્નની મશ્કરી કરી હસી રહી હતી. કુદરત અને મનુષ્યની આ સ્પર્ધા પાછી મેં મારા ઘરડા પ્રેમમાં જોઇ. કયાં પુષ્પા ને કયાં હું! રોઉં રોઉં

થતો હું જમીન ઉપર ઢળી પડયો. પરંતુ ત્યાંનું આખુ વાતાવરણ શાંત, ગંભીર અને આનંદી હોવાથી થોડીવારે મને ચેન પડયું. વધારે શાંતિની ખોળમાં મેં આમતેમ નદી કિનારે ફરવા માંડયું. થોડે દૂર ઝાડી અને ગુફા જેવું દીઠું ત્યાં પહોંચતાં કોઇ સાધુ ધુણી લગાવી ધૂન મચાવી બેઠો જણાયો. હાથ જોડી થોડીવાર હું બેઠો, ત્યાર પછી એની સમાધિ વળી. મને ઉદ્દેશી એણે કહ્યું:

"કેમ બચ્ચા!"

એની સૌમ્ય, પવિત્ર મો કળા જોઇ મને ટાઢક વળી હતી. જે સંતોષને હું ઢુંઢતો હતો, તે મને એના સમાગમમાં મળ્યો. ભરાયલા સાદથી મેં જવાબ વાળ્યો:

"મહારાજ! આપ બધું જાણો છો. હું શું કહુ? મારી મુઝવણ ટાળો. મને સલાહ આપો."

"બચ્ચા! સંસારીઓને શી સલાહ હું આપી શકું? તમે લોકો પ્રેમમાં મશ્ગુલ રહો છો. પણ પ્રેમ દુનિયામાં કયાં છે? પવિત્ર પ્રેમ એટલે શું તે કોઈ સમજે છે?"

"કેમ નહીં?"

"સ્ત્રી અને પુરૂષ વચ્ચે પવિત્ર પ્રેમ સંભવતો હોય, તો માત્ર મા દીકરા વચ્ચે, બાપ બેટી વચ્ચે, કે ભાઈ બ્હેન વચ્ચે. બાકી તમામ પ્રેમ પાર્થિવ–જડ છે: શારીરિક વાસના છે. વર વહુનો સંબંધ વિષય–લાલસા ઉપર આધાર રાખે છે; પરંતુ તે એકજ શરતે પવિત્ર રાખી શકાય. પતિ પત્નીનો સંબંધ શાસ્ત્રકારોએ પવિત્ર માન્યો છે, પણ તે એકજ સ્થિતિમાં."

"કયી"

"સાંભળ. દરેક સ્ત્રીએ પતિવૃતા રહેવું, અને દરેક પુરૂષે એક પત્નીવૃત્ત પાળવું. છે એવું કાંઇ આ સંસારમાં? અહીં તો પોતાની

પત્ની શિવાયની બીજી તમામ સ્ત્રીઓ પુરૂષને વધારે સુંદર અને તેથી વધારે ચહાવા લાયક જણાય છે, અને પોતાના પતિ શિવાયના તમામ પુરૂષોને સ્ત્રી આકર્ષવા મથી રહે છે. એક સ્ત્રી અને એક પુરૂષ એવી મર્યાદા બાંધો તો કદાચ પ્રેમ પવિત્ર ગણાય."

"પણ બેમાંથી એક મરણ પામે તો? મારી સ્થિતિ અત્યારે એવી છે, અને હું એક મુગ્ધાને ચાહું છું."

"તેથી શું? એક મરણ પામે તો બીજાએ એના સ્મરણમાં જન્મારો કાઢવો જોઇએ. જો મરનાર માટે ખરો પ્રેમ હોય, તો બીજાની સાથે પ્રેમ ફરીથી સંધાય નહીં. વિચાર કર. તારી ઉમર પચાસ ઉપરની હશે. હવે કોઇ કુમળી કળીને પગ તળે રગદોળી નાખવાની શી જરૂર? ફૂલ માથે ચડાવાય, પગ તળે ન ચગદાય. ખરો પ્રેમી પોતાના પ્રેમપાત્રને સુખમાં જોવા ઇચ્છેઃ દુઃખમાં નહીં. તું જેને ચહાતો હોય, તેને સુખી થવા દે. તેમાં તારા પ્રેમની સાર્થકતા છે. આ સામે જો. પેલા ઝાડ ઉપર વાંદરો છે. વાંદરી મરી ગઇ છે, ને એ ભાઇ ઝુરી ઝુરી મરી જશે. પેલા નદી કિનારા ઉપર દ્રષ્ટિ ફેરવ. જો પણે સારસ પક્ષી પત્થર સાથે પોતાની ડોક અફાળે છે. શા માટે? તેની માદા હમણાં જ મરણ પામી છે. જ્યારે સારસ અને વાંદરો—પક્ષી અને પશુ ખરા પ્રેમની પવિત્રતા અનુભવી શકે છે, ત્યારે મનુષ્ય માટે તે અશક્ય નથી. બેટા! તારો વિચાર માંડી વાળ."

"મહારાજ, પણ રૂપીઆ ત્રીસ હજાર ખરચી મેં બધી તૈયારી કરી છે, તેનું કેમ? પરમ દહાડે લીધેલાં લગ્ન કેમ અટકાવાય?"

"જા, ઘેર જાઃ સૌ સારાં વાનાં થશે. ઇશ્વર રસ્તો સુઝાડશે. એને શરણે જા."

સાધુને પ્રણામ કરી, હૈયું ખાલી કરી, મને પ્રફુલ્લિત કરી હું ત્યાંથી નીકળ્યો.

એ વખતે લગભગ સંધ્યાકાળ થવા આવી હતી, એટલે ઉતાવળે માર્ગ કાપતો હું ઘેર પહોંચ્યો, ત્યારે દીવાબત્તીઓ થઇ ગઇ હતી. મારા ઘરની રચના એવી છે કે એક લાંબી પરસાળની બંને બાજુએ સામસામા ઓરડા આવેલા છે. મારા ઓરડાની સામે મારા નાના પુત્ર રસિકલાલનો અભ્યાસ–ખંડ આવેલો છે. અત્યારે હું પરસાળમાં થઇ મારા ઓરડા તરફ જવા લાગ્યો, તો એ અભ્યાસખંડમાં કોઈ વાતો કરતું હોય એમ જણાયું. ઓરડાનું બારણુ એની મેળે વસાઇ ગએલું–ને સહેજ– નહી જેવું અધખોલુ રહેલું, તેની ફાટ આગળ આંખ રાખી મેં મહીં નજર કરી, તો ખુરસી ઉપર રસિક બેઠો હતો, ને તેની સામે પણ જરા બાજુએ કતરાતી પુષ્પા ઉભી હતી. ફાટ આગળ આંખને બદલે હવે મેં કાન માંડયા. મને સંભળાયું:

"તમે એટલા નઠોર ન થાઓ. તમારા બાપની અક્કલ બહેર મારી ગઇ છે. મારા બાપ કસાઇ છે. હવે તારો કે મારો—જે જોઇએ તે તમે કરો."

"હું શું કરું ?"

"મને છોડવો. અહીંથી ગમે ત્યાં લઇ જાઓ. તમે જ્યાં લઇ જશો, ત્યાં તમારી સાથે રહેવા હું ખુશી છું."

"એટલે ?"

"તમે મારો ઉદ્ધાર અને સ્વીકાર બંને કરો."

"તે બને એવું નથી."

"તમારે અંદેશો રાખવા કારણ નથી. આપણે સરખે સરખી જોડ થશે. તમારી ઉમર બાવીસની ને મારી પંદરની; તમે એમ. એ. છો, ને મને ડિગ્રી મળી નથી, પણ મુંબાઇ સેવાસદન અને

વનિતા વિશ્રામમાં મને જે શિક્ષણ મળ્યું છે, તે ઉંચી કેળવણીની ગરજ સારે એમ છે. મારા રૂપની વાત કરી હું મૂર્ખાઇનું પ્રદર્શન નહીં કરૂં. મારો સ્વીકાર કરો."

"મારા બાપાને ગુસ્સે કે નારાજ કરવાનું મારૂં કામ નહીં. એ તમારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે, તેમને પરણી સુખી કરો, તો હું ખુશી થઇશ, અને તમને બા ગણી સેવા કરીશ."

"હજી તમારી ભૂલ થાય છે. તમારા બાપને વરવાનું મેં કાંઇ કબુલ્યું નથી. મારા બાપે ગમે તે ચોકઠું ગોઠવ્યું હોય તેથી શું? ખરૂં પૂછાવો તો મહિના ઉપર તમારા મામાને મારા મામાએ મુંબાઇમાં સ્પષ્ટ કહ્યું હતું કે મારી પુષ્પા તમારા રસિકને આપવાનો છું. વસંત પાંચમે વિવાહ બહાર પાડીશું. તમારા મામાએ તે કબુલ પણ કર્યું હતું, તેમાંથી આ નવું તૂત જાગ્યું. મારે બા નહીં, તમારે નહીં, આપણું કોણ બેલી થાય?"

એમ કહી પુષ્પા સજળ નેત્રે રસિકના જવાબની રાહ જોતી ઉભી. રસિકે કોમળ સ્વરે કઠોર નિશ્ચય જાહેર કર્યો:

"પુષ્પામા! રડો છો શું કામ? મારા બાપે તમારો સ્વીકાર કર્યો છે; તમે મારી બા થાઓ. હવે એથી ઉલટું વર્તન તમને કે મને ન છાજે. માફ કરશો. તમારા ઓરડામાં ચાલો હું તમને મૂકી આવું."

હવે સાંભળવાનું હતું તે સાંભળી લીધું; વધારે વાર અહીં થોભવાની જરૂર નથી. મારા પુત્રની વર્તણુક જોઇ હું દિંગ થઈ ગયો. કેટલું ઉંચું ચારિત્ર્ય અને કેટલો સખ્ત નિગ્રહ! આવા તપસ્વી પુત્રના પિતા હોવું એ પણ ધનભાગ્ય! પુષ્પાનું સૌંદર્ય મુનિવરોને ચળાવે એવું હતું: તેની વિનવણી અતિશય દિલ પિગળાવનારી હતી. પણ તેની અશર શી? "તમે મારી બા થાઓ." સાબાશ, રસિક. એ ચાર શબ્દોમાં અજાણતાં તેં મને પાઠ શીખવ્યો છે.

લાયક પિતાના લાયક પુત્ર થવાનું કહેવામાં આવે છે; હું લાયક પુત્રનો લાયક પિતા થઇ બતાવીશ. આવા વિચારમાં ને વિચારમાં હું મારા ખંડમાં ગયો. ત્યાં મુંબાઇથી આવેલાં તે દિવસનાં સવારનાં છાપાં પડેલાં હતાં. બધામાં પુષ્પા અને મારા લગ્ન ઉપર ટીકા હતી. પુષ્પાએ નાની વયમાં મુંબાઇમાં નામ કાઢયું હતું; અને ભણેલા વેપારી તરીકે તથા જાણીતા સુધારાવાળા તરીકે હું પણ પ્રખ્યાત હતો. એ કમબખ્ત છાપાવાળાને જુઠા પાડવાની તાકાત ઇશ્વર મને આપે તો ઠીક એ વિચારે વાળું પણ ન કર્યું. પુષ્પા રસિકને ચાહે છે એ મેં જાણ્યું. પણ રસિકનું શું? હજી તેનું મન કળાયું નથી. બાકી પુષ્પા સાથેના સંભાષણમાંનાં તેનાં ટુંકા વાકયોમાં સ્નેહની કુમાશ મેં અનુભવી હતી.

જેમ તેમ વિચાર વમળમાં ગોથાં ખાતાં મેં રાત કાઢી. સવારે ઉઠીને લાગલો હું પુષ્પાના ખંડમાં ગયો. પુષ્પા આરામ ખુરશી ઉપર બેઠી બેઠી છાપું વાંચતી હતી. એની એજ પુષ્પા હતી. કાજળ જેવા કાળા વાળની તેની લટો આરસ જેવા શ્વેત લીસા કપાળ ઉપર ફરકતી હતી. વાળનો એ મુગટ ઘાટીલા, ગુલાબી મુખને શોભાવતો હતો. પરંતુ માણસનું મન ફરે છે, ત્યારે સારી દુનિયા ફરે છે. એની એ પુષ્પા એના એ ઓઢણી ઘાઘરામાં સજ્જ થઇ બેઠી હતી. પરંતુ અત્યારે મને એની ખુબસુરતી જૂદા પ્રકારની લાગી. મારો પ્રેમ એટલો તીવ્ર રહ્યો હતો; પણ તે વધારે પવિત્ર—વધારે સાચો—વધારે શુદ્ધ બન્યો હતો.

ગુલાબ જેવી ગોરી ચુંથાઈ રે,
ચંપાકળી જેવી ક્ષુંદાઇ રે,
મલ્લિક જેવી ત્યાં મુંડાઇ રે,*

* પ્રેમાનન્દ કૃત માર્કંડેય પુરાણ.

એવી રીતે આ પુષ્પકળીને ચોળી ફેંકી દેવાને હું હવે તૈયાર નહોતો. તેને માથે ચડાવવા–યોગ્ય સ્થાને બેસાડવા તૈયાર હતો. એની પાસે જઇ નરમાશથી મેં કહ્યું:

"વહુ બેટા !"

એ શબ્દો સાંભળી તેણે મારા સામું જોયું. કદાચ 'વહુ' શબ્દથી તે ગભરાઇ હોય, પણ ક્ષણના સોમા ભાગની અંદર એ ગભરાટ 'બેટા' ના શ્રવણથી દૂર થયો હોવો જોઇએ, કેમકે તુર્ત એણે સ્નેહભીને સ્વરે જવાબ આપ્યો:

"શું છે ?"

આ બે શબ્દો બોલતી વખતે તેનો જે ઘાંટો નીકળ્યો, તેનો મને અત્યાર લગી કદી અનુભવ થયો નહોતો. અત્યાર સુધીની મારી સાથેની તેની વાતચીત બિલકુલ નિરાશાભરી, તિરસ્કારયુક્ત અને હોંસકોસ ઉડી ગયા જેવી થયેલી. પણ આજના અવાજમાં એક પ્રકારની મીઠાશ અને કાંઇક દિલસોજી મેં અનુભવી. એ દિલસોજીએ અને એ મીઠાશે મારામાં બળ રેડયું. મેં ખુલાસો કર્યો:

"મારાં પડળ દુર થયાં છે, પુષ્પા; ને હવે હું બધું તેના અસલ સ્વરૂપમાં જોઇ શકું છું. તું ખરૂં કહેતી હતી બેટા, કે ઘરડો વર જુવાન વહુ સાથે કશી વાત ન કરી શકે. પણ પુષ્પા ! તને મારો રસિક ગમે છે ? છોકરો ડાહ્યો અને તારે લાયક છે. બોલ, શરમા નહીં. એવી વાતો દીકરી ઘરડા બાપ સાથે ખુલાસેથી કરી શકે, એટલો ફેરફાર આપણે આપણા સમાજમાં કરવો પડશે; સમજી."

પુષ્પાથી હસી દેવાયું. વાત ફેરવી શકવાની મારી ચતુરાઇથી હો અગર રસિકના સ્મરણથી હો–ગમે તેમ હો, પણ અત્યારે તે આનંદમાં આવી. તેને આનંદમાં ને સુખમાં જોઇને હું ખરા પ્રેમી તરીકે મને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો, પુષ્પાનો આનંદ ઝાઝી

વાર ટકયો નહીં. બદલાયલી સ્થિતિ તે કળી ગઇ. હવે હિંદુ બાળાને સ્વાભાવિક રીતે જે લાજ આવે છે, તેમાં તે તણાતી ગઇ; અને કુદરતી રીતે એણે હાથ વતે માથે આધું ઓઢી દીધું. શરમાળ હિંદુ બાળાને આ જવાબ સૂચક હતો. એ સમજી જઇ મેં કહ્યું:

"પુષ્પા, તુંજ રસિકને બધું સમજાવજે; ને તેની હા ભણાવજે. કાલે તમારાં લગ્ન."

પુષ્પાએ આધું ઓઢેલું ખસેડયું નહીં, પણ પોતાના આભારની લાગણી એણે "જી" એટલા ટુંકા પણ માનદર્શક શબ્દથી દર્શાવી.

કહેવાની જરૂર છે કે રસિક પુષ્પાની આજ્ઞાને આધીન થયો, ને ઠરેલે વખતે તેમનો હસ્ત–મેળાપ થયો.

પુષ્પા અને રસિકનાં લગ્ન આખા સુરતમાં ચવાયાં, અને વર્તમાનપત્રોમાં ગવાયાં, અને સાથે સાથે મારા સ્વાર્થત્યાગની ખરી ખોટી, નાની મોટી વાહવાહ થઈ રહી. કાંઇક લોકે મને રૂબરૂ મુબારકબાદી આપી; કાંઇક લોકે અભિનંદનના કાગળો ને તાર મોકલ્યા. મારા ઘરડા પ્રેમનું બળીદાન સાર્થક થયું.

અમારા ગામમાં "વૃદ્ધ વિવાહ વિરૂદ્ધ વર્તુલ" નામનું મંડળ છે, તે ઘરડાઓનાં કે મોટી ઉમરનાં પુરૂષોનાં બીજી વારનાં લગ્ન વિરૂદ્ધ ચળવળ કર્યાં કરે છે. એણે સભા ભરી મને માન આપ્યું; અને વિશેષમાં એ મંડળના કાયમના પ્રમુખનું સ્થાન ખાલી કરી મને તેની નવાજેશ કરી. એના સેક્રેટરી ઉમંગલાલે ઘણા વૃદ્ધ વિવાહ થતા અટકાવ્યા છે; અને એ હીલચાલના તે આત્મા જેવા છે. તે અખંડ બ્રહ્મચારી છે; અને એ સંસ્થાને પોતાનું જીવન એમણે સમર્પ્યું છે. 'વૃદ્ધ વિવાહ વિરૂદ્ધ વર્તુલ' ના કામે તેઓ મારે ઘેર વારે વારે આવે છે. પહેલા જ્યારે આવેલા ત્યારે મારૂં ધ્યાન એ વાત ઉપર ગયેલું નહીં, પરંતુ હવે વારે વારે તેમના સમાગમમાં આવતાં મને

એમ લાગે છે કે ઉમંગલાલની મોંકળા તાપી ઉપર મને મળેલા જો-ગીની મોંકળાને મળતી આવે છે. ઘણી વાર સુધી હું ઉમંગલાલના મ્હોં સામે જોયા જ કરૂં છું: ઘણી વાર તેમને એ વિષે પૂછી ખાત્રી કરવા મેં મારી જીભ ઉપાડવા પ્રયત્ન કર્યો હશે: પણ શબ્દો હોઠ બહાર ન ગયા. અને એવી વરાળ બહાર કાઢવામાં શો ફાયદો ? જે હશે તે હશે. વખત છે ને ઉમંગલાલ જોગીજ હોય તો ? અને વખત છે ને તે જોગી ન હોય, ને કશું ન જાણતા હોય, તો નાહક ચોળીને ચીકણું કરવામાં શો ફાયદો ? એટલું તો ખરૂં કે હજી પણ ઉમંગ-લાલની હાજરીમાં મને એક પ્રકારનો સંકોચ લાગ્યા કરે છે; અને ઉમંગલાલ પોતે વાત કરતાં કરતાં મારી સામે જોઇ કોઇ અજબ મર્માળુ હસવું ખાળવાનો યત્ન કરતા જણાય છે.

*

# ભાભી

વેકેશન પૂરી થઈ. કાલે સવારમાં મુંબાઇ જવાનું હોવાથી મેં સામાન બાંધવા માંડયો. એકનના નિબંધો, રોમીઓ ને જુલીએટ, રોમનો ઇતિહાસ, શાકુંતલ, હિંદનું રાજકીય બંધારણ વગેરે ગોખી ગોખીને પુસ્તકો એકઠાં કરવા માંડયાં; બ્રશ, કાંશકી, ટૂથપાઉડર ભેગાં કર્યાં : કોલર, ટાઈ, પીન, શર્ટ વગેરેનો ઢગ માર્યો; ત્યાં મારી ભાભી હસમુખ આવી પહોંચી, શેત્રંજી પર બેસતાં એ બોલી :
" લાવો દિયરજી, બાંધવા લાગું."

" તમને નહીં ફાવે. અંગ્રેજી ચોપડીઓમાંથી એકાદ ભૂલી જઇએ તો પંચાત." મેં કહ્યું.

" હા ભાઇ ! અમે અભણ રહ્યાં. પણ તમે હવે ક્યારે પરણો

છો ? પરણો તો આવા કામમાં મદદ કરનારી તો મળી રહે."

"જો પાછી મશ્કરી !"

"ના મશ્કરી નથી કરતી. હવે તમારે પરણવું જ જોઇએ. બા બાપા રોજ ફીકર કર્યા કરે છે."

"કોઇ શોધી મૂકી છે, ભાભી ?"

"અમારી શોધેલી અમારા જેવી હોય."

"તે ભાભી, તમે કાંઈ ખોટાં છો ? તમારા જેવી મળે તેનાં ધન્ય ભાગ્ય," એમ બોલી મેં નિસાસો નાખ્યો.

હસમુખ ખરેખર અમારા ઘરની લક્ષ્મી હતી. બહુ રૂપાળી નહોતી, ઝાઝું ભણી નહોતી, ગરીબ ઘરની હતી; પરંતુ એનામાં જે અનેક ગુણ હતા, તેની ગણના પણ ન કરી શકાય. સદા હસમુખ ને મેં કદી ગંભીર કે ગુસ્સે જોઇ નહોતી. સાલસ, મરતાને મેર ન કહે એવી, એ દરેક ઉપર સરખો ઉમળકો બતાવતી. મારૂં તારૂં ન જાણનાર એ ઘરનાં સૌ ઉપર સરખું વહાલ રાખતી. સંગીતશાળામાં ગઇ નહોતી, છતાં કોમળમાં કોમળ કંઠે મધુરમાં મધુર ગાઇ શકતી, સાદામાં સાદી વાનીને સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ કેમ બનાવવી એ કળા તો એનીજ. ભરવું, ગુંથવું, સીવવું એ એને મને રમત, આવા આવા ભાભીના ગુણનો વિચાર હું કરતો હતો, તેમાં વિક્ષેપ પાડી હસમુખ બોલીઃ "તમારા ભાઇની અદેખાઇ આવે છે ? તમે પણ ક્યાં ઓછા છો ? પેલી તરલા–શું–બળ્યું મને તો બોલતાંએ આવડતું નથી–તરલિકાની તમે વાત કરતા હતા, તેનું પછી શું થયું ? !"

"ભાભી ! મેં એની સાથે કાંઈ ચોક્કસ વાત કરી જોઇ નથી. પણ તે હા પાડે તોય બા બાપા ઓછા હા પાડવાના છે ?"

"દિયરજી ! તેની તમારે કાંઈ પંચાત છે ? તમે પરણવાનું નક્કી કરો; પછી પરણાવવાનું મારા હાથમાં. હાં, પણ ભાઈ, તમે કાલે જશો; પરંતુ તમારે જલદી પાછાં આવવું પડશે."

"શા માટે ?"

"મારા ભાઇનું લગન છે, તે મારે પીયેર તમારે આવવું જ પડશે."

"ભાભી, ટર્મની અધવચમાં અવાય?"

"અવાય કે ન અવાય એ તમે જાણો. મેં મારે કહી દીધું. મારો એકનો એક ભાઇ, તમે એકના એક દિયેર. બોલો આવશો કે નહીં?"

વહાલસોઇ ભાભીને કોઇનાંથી ના પડાઈ છે કે હું ના પાડી શકું? મેં કહ્યું: "ભાભી, જેવી તમારી મરજી. પણ બહુ દિવસ રોકશો નહીં."

મારા જવાબની રાહ જોયા વિના જેવી ઋજુતાથી આવી હતી તેવી "નાનો દિયેરિયો લાડકો, કાંઇ મેદી લાવે વાડકો" એ ગાતી ગાતી તે ચાલી ગઇ. વારંવાર સુધી એ ચરણના રણકારા મારા કાનમાં ગુંજી રહ્યા.

મુંબાઈ આવ્યા પછી મેં મારો વખત લેસન કરતાં તરલિકા પાછળ વધારે ગુમાવવા માંડયો. એ ને હું ત્રણ વર્ષથી કૉલેજમાં સાથે હતાં. દરેક પરીક્ષામાં એ પહેલી ને હું બીજો, એવો અમારો અભ્યાસ હતો. કેટલીક વાર અમે સાથે વાંચતાં, ને કેટલીક વાર સાથે ટેનિસ રમતાં. ભાભી સાથેની વાતચીત હવે મારા મનમાં રમી રહી. તરલિકા વિષે મેં ભાભીને ઘણીવાર વાત કહેલી: તેની તારીફ કરેલી: ભાભી ચીઢવે ત્યારે કહું, કે મારે કોઈ ગ્રોડ તમારા જેવું વળગાડવું નથી પણ મારે તો તરલિકા જેવી કોઇ જોઇએ. એ તરલિકા સાથે હવે મારો પ્રસંગ વધવા માંડયો હતો, ને સ્વર્ગ હાથ વેંતમાં જણાતું હતું.

વનસ્પતિવિદ્યા ને પ્રાણીવિદ્યા એ અમારા મરજીઆત વિષય હતા. એક દિવસ કૉલેજના બાગમાં અમે બે જૂદી જૂદી વનસ્પતિઓની ખાસીઅતો જોતાં હતાં. સૂરજ આથમવાની તૈયારી કરતો હતો. તેનો સોનેરી પ્રકાશ તરલિકા પર પડયો હતો: એનું માથું ઉઘડી ગયું હતું, ને વાળની લટો પવનની લહરિઓ સાથે સાતતાળી રમી રહી હતી. એનું મોહક મુખડું વધારે મોહક બની રહ્યું. મેં સંયમ ખોયો, ને કહ્યું: "તરલિકા—?"

" શું છે ? કહો, કેમ અટકી ગયા ? "

" ના તું-તમે ગુસ્સે થશો, નહીં બોલું. "

" આ નાટક શું કામ કરો છો ? બોલો. "

" તરલિકા, હું તને ચાહું છું. "

આ શબ્દો મારા મોંમાં જ રહ્યા. એ એટલી બધી ગુસ્સે થઈ ગઇ, કે એના નાકનું ટેરવું ઉંચું ચઢયું, આંખો લાલ થઇ, દાંત કચકચ્યા ને શરીર આખું ધ્રુજી ઉઠયું. ક્રોધથી કંપતા સ્વરે તેણે મને ઉધડો લીધોઃ " મિસ્ટર, આજે તો બોલ્યા તે બોલ્યા, પણ ફરીવાર જો આવો શબ્દ કાઢયો, તો તમે તમારી વાત જાણ્યા. જરાક સાથે વાંચ્યું, સાથે બોલ્યાં કે રમ્યાં, એટલે જાણે પરણી ચૂક્યાં. આપણા લોક કેટલા જંગલી છે ? અને મારી સાથે પરણવાની તમારી શી તાકાત ? તમે કોણ ને હું કોણ ? તમે ગામડીયા, હું શહેરીઃ તમે ગરીબ, હું ધનવાનઃ તમે બીજે નંબર, હું પહેલે નંબરઃ તમે ઠોઠ, હું—"

" બસ કર તરલિકા, હું આગળ સાંભળવા ઇચ્છતો નથી; " કહી હું ઉઠયો. એણે રૂમાલ કાઢી મોં લુછ્યું. ત્યાં પાઉડરના લપરડા એના ગાલ ઉપર થઇ રહ્યા. સૂરજ આથમી ગયો હતોઃ સોનેરી પ્રકાશની જગાએ સફેદ પાઉડરમાં ચામડીની ધઉંવર્ણી ભાત પડી હતી, પવન બંધ પડયો હતોઃ ઉડતી લટો કાન ઉપર ચોટી જતા પાઉડરને ખેરવી રહી હતી. એની એ જ તરલિકા અત્યારે મને અળખામણી લાગી. માણસની મનની વૃત્તિમાં જ સુરૂપ અને કદ-રૂપતા રહેલાં છે.

હું ઘેર પહોંચ્યો. મારૂં શમણું ભાગીને ભૂકો થઇ ગયું હતુંઃ એનો મને શોક કે નિરાશા નહોતી, માત્ર મને તરલિકાની તોછડાઈ અને આપબડાઇ, ગર્વ અને ક્રોધ યાદ આવ્યા કરતાં હતાં. એની એ જ વાત તે સહેલાઇથી કહી શકી હોત, આ કેવી કેળવણી ! ક્યાં તરલિકા ને ક્યાં હસમુખ ! ભાભી યાદ આવી. એ પુણ્ય

સ્મરણની સાથે જ મારી ગ્લાનિનો નાશ થયો; મેં રૂમમાં આંટા મારવા માંડયા, ત્યાં ટપાલીએ નાખેલા કાગળ ઉપર મારી દૃષ્ટિ પડી. ત્રણ કાગળ હતા: ભાભીનો, ભાઇનો અને ભાભીના બાપ તરફની કંકોત્રી. ભાભીએ એકાદ દિવસ વહેલો આવવા સૂચના કરી હતી.

ભાભીનું પીયેર રામપુર હતું, સુથરોડ સ્ટેશનથી વીશેક માઇલ દૂર વિકટ પગરસ્તે થઈને ત્યાં પહોંચવાનું હતું. ગાડાં, બળદ ગાડી કે ઘોડાનો ઉપયોગ માત્ર થઇ શકે. હું ત્યાં જઇ પહોંચ્યો. ભાભીનાં પીયેરીઆં અડધાં અડધાં થઇ ગયાં. લગ્નની ધામધુમ અને ક્રિયામાં વખત જવા લાગ્યો.

ગરમી સખત હતી. નહાવા માટે ઠંડું પાણી શોધવાનું મન થયું. હું તળાવ પહોંચ્યો. બપોરનો વખત હતો. તળાવ ઉપર ઝાઝાં માણસ નહોતાં. મારેથી થોડે દૂર એક છોકરી લુગડાં ધોતી હતી; તેણે કાછડો વાળ્યો હતો, તેથી અડધા ઉપરાંત પગ ઉઘાડા દેખાતા હતા. સીધા ટટ્ટાર મરોડદાર પગના સ્નાયુઓ ધોવાની ક્રિયા સાથે ઉંચા નીચા થતા હતા. તંદુરસ્તી અને સૌંદર્ય બંનેનો સુમેળ સધાયો જણાયો. થોડી વારમાં હું નહાવા ઉતર્યો. પગ લપસ્યો. આંખે અંધારાં આવ્યાં, કાનમાં ગણગણાટ થયો, મોં ફડાઇ ગયું, પાણી પીવાયું, જીવ ગભરાતો ગયો, લાલપીળાં દેખાયાં, નીચે ને નીચે ઉતરતો ગયો, ઉંચે આવ્યો, ફરી ડુબ્યો—ને પછી અંધારૂ ઘોર.

બેભાન અવસ્થામાંથી જાગ્યો ત્યારે તળાવની પાળ ઉપર મેં મને જોયો અને પાસે પેલી છોકરી તથા તેની બચાર બેનપણીઓને મેં દીઠી. વસ્તુસ્થિતિ સમજી ગયો. એ છોકરીએ મને પાણીમાંથી બહાર કાઢયો હતો. હું ઉપકારવશ કાંઇ બોલી શકયો નહી. ઘણા યત્ન પછી મેં કહ્યું: “પાડ તમારો, મને મરતો બચાવ્યો.”

એ કાંઇ બોલી નહિ. મેં ફરીથી કહ્યું: “તમને તરતાં આવડે છે? મને તો ડુબતાં આવડે છે. તમે તો તરી ને તારી જાણો છો.”

એ શરમાઇ ગઇ; પણ છેવટે એણે ઉમેર્યું: "અમારે ત્યાં તો ઘણાંખરાં બૈરાં તરવાનું જાણે છે."

એટલુ બોલી એ પાણીમાં નહાવા પડી ને તરવા લાગી. હું એ દૃશ્ય ક્યાં સુધી જોઇ રહ્યો.

બીજે દિવસે હું સ્ટેશન રોડ તરફ ફરવા ગયો, તો સામેથી મને એજ ઘોડા ઉપર બેસીને આવતી જણાઇ. એની સાથે એના ભાઈ ને બાપ કે એવું કોઈ ક જણાયું. સ્ત્રીઓ ઘોડા ઉપર બેસે એવુ મેં આજે જાણ્યું. આ નવો દેશ મેં જોયો, અહીં સ્ત્રીઓ તરે ને ઘોડે ચઢે. બાકી મેં મુંબાઇમાં સ્ત્રીઓને સ્વિમિંગ બાથમાં તરવાનું શીખતી જોઇ છે; અને અમદાવાદ મુંબાઇની શેઠાણીઓ, જેઓ માથેરાન કે મહાબળેશ્વરમાં ઘોડે બેસવાનો શોખ ધરાવે છે, તેમની હિંમત તેમના વતનમાં ઉડી જતી મેં જોઇ છે. આવી છૂટ ગુજરાતનાં ગામડાંમાં હોય છે એ વાત મેં પહેલવહેલી આજે જાણી ને મારાં સ્વદેશાભિમાન અને સ્ત્રીસન્માનભાવના ઉછળી આવ્યાં.

બપોરે પાછો હું તળાવ પહોંચ્યો. હું નહાવા પેઠો ને પેલી છોકરી કપડાં લઇને આવી. એણે દૂરથીજ મશ્કરી કરી.

"જો જો પાછા લપસતા નહિ."

હું બહાર આવ્યો ને એની સાથે વાતે વળગ્યો. એનું રૂપ ઓર હતું. રૂપનાં ઘણાં વર્ણન મેં વાંચ્યાં છે; અને ઘણાં સ્ત્રી પુરૂષોની સુંદરતા મેં નીહાળી છે. પણ આની કાંતિ કાંઇ જુદા પ્રકારની હતી. એકજ માણસના બધા અવયવ સરખા નથી હોતા. રૂપાળામાં રૂપાળી પુરૂષની કે સ્ત્રીની બંને આંખો સમાન ઉંચાઇએ હોય, બંને કાન સરખા કદના હોય, બંને નસ્કોરાની આકૃતિ સરખી રીતે ઝુલતી દેખાય, બંને હાથ સરખા લાંબા હોય બંને ભમર એક ઘાટની હોય એવું કદાપિ બનતું નથી. તમે ધારીને જોશો—આવું પૃથક્કરણ કરશો, તો આ ભેદ કળાશે. પણ આ છોકરીમાં રૂપ, કાંતિ એ બેની સાથે

રંગ અને પ્રમાણનો સુમેળ મળ્યો હતો. હું ધીમે ધીમે તેના તરફ આકર્ષાયો; અને તે પણ મારા તરફ ખેંચાતી જણાઇ.

એમ ને એમ બે દિવસ અમારો સહવાસ ચાલ્યો; દરમિયાન મેં તેનું નામઠામ વગેરે બધી હકીકત મેળવી લીધી હતી ને તેણે મારે વિષે જાણવા જેવું બધું જાણ્યું હતું. હવે મારે મુંબાઇ જવાનું આવ્યું હતું. તે કહેવા તથા કાગળપત્તર લખવાની વિનંતિ કરવા હું છેવટનો તેને મળવા તળાવે પહોંચ્યો. અમારી વાત પૂરી થઇ: દિલ દેવાઇ લેવાઇ ગયાં; ત્યાં ભાભી આવી પહોંચી. દૂરથી એણે મને જોયો. પાસે આવી તે હસી પડી ને બોલી:

"દિયરજી ! મને શી ખબર તમે ગુલાબને ઓળખતા હશો. એ મારી દૂરની સગી છે."

"ભાભી હું ડુબતો હતો તે મને એમણે બચાવ્યો—એટલુંજ ઓળખાણ છે."

"વારૂ, ચાલો, ઘેર તમારા ભાઇ રાહ જોઇ બેઠા છે."

ન છૂટકે હું ભાભીની જોડે ચાલ્યો ને મુંબાઈ જવા રવાના થયો.

મુંબાઈમાં મારે કાંઇ પરીક્ષા આપવાની નહોતી. જ્યુનીઅરનું વરસ હતું, પણ વચમાં થોડા દહાડા રામપુર જઇ આવ્યો હતો, એટલે આ વખતે વેકેશન મુંબાઇમાં ગાળી વાંચવાનું મેં નક્કી કર્યું હતું. એકાદ કાગળ મેં ગુલાબને લખેલો ને એણે પણ તેનો ઉત્તર આપેલો. પછી તો હું વાંચવામાં પડયો; ને એને વિસરી ગયો.

કોલેજ બંધ થઇ. બોર્ડીંગમાં બેચાર છોકરા રહ્યા. મેં ખુબ વાંચવા માંડયું. એવામાં મને નીચેના બે કાગળ મળ્યા.

**ચિ. ભાઈ,**

**આ કાગળ મળેથી તું ઘેર આવજે. તારે માટે કન્યાનું નક્કી કર્યું છે, તે જરા નજર તળે કાઢી જા. હવે તારી ઉમર થઇ છે ને અમારી અવસ્થા થઇ છે, માટે ઝટ લગન કરી નાખવાનું અમે નક્કી કર્યું છે.**

**લી. તારા બાપુના આશિર્વાદ,**

શા. રા.

તમારો કાગળ ઘણા દિવસથી નથી. મને ભૂલી ગયા હશો પણ મારાથી તમને ભૂલી જવાતા નથી. હવે કદાચ આ છેલ્લો મેળાપ હશે. મારા બાપ મારૂં લગન કરવાના છે, તે મારા વરને બતાવવા મને મારે મોસાળ મોકલવાના છે. હું શી રીતે આ આફતમાંથી બચીશ? ઇશ્વર તમને સુખી કરે!

લી. ગુલાબના ઘટિત.

આ બંને કાગળો વાંચી હું ગાંડા જેવો થઇ ગયો. એક તરફ મારાં લગ્ન બીજી છોકરી સાથે ને બીજી તરફ મારી પ્રેમીનાં લગ્ન બીજા છોકરા સાથે થવાની તૈયારી હતી. હું કેવો કમનસીબ!

પણ આખરે હું હિન્દુ હતો. હિન્દુઓ એટલે કહ્યાગરા—આજ્ઞાંકિત દાસાનુદાસ પુત્રો અને પુત્રીઓ. મેં ઘેર જવાનું નક્કી કર્યું. ત્યાં જઇને શું થાય છે તે જોવું એવો નિશ્ચય કરી હું નીકળ્યો.

મારા મોં ઉપર શોક અને ગમગીની સ્પષ્ટ તરવતાં હતાં. હસમુખને મેં મનની વાત કરી. એણે કહ્યું: "ભાઇ ફીકર કેમ કરો છો? છોકરી તો જુઓ. તરલિકા જેવી નહિ હોય, તોપણ જોવામાં શી હરકત છે?"

"પણ મારૂં દીલ બીજીને દઇ દીધું છે, હવે શું કરૂં?"

"હશે. એક ફેરો જુઓ તે પછી ન ગમે—ન કરવું હોય—તો ના કહેજો. હું તમને મદદ કરીશ."

ભાભીની દીધી હિંમતે મારા પગમાં જરા જોર આવ્યું. મારી બા સાથે હું છોકરી જોવા ચાલ્યો. બેત્રણ પોળો વટાવી અમે એક ઘેર આવ્યાં. ત્યાં અંદર ઓરડામાં અમે બેઠાં ને તુર્ત ઘરધણીએ છોકરીને અંદર બોલાવી: "બહેન, જરા પાણી લાવ તો."

આઘું ઓઢી લથડતી ચાલે એ બહેન આવી. એના પગમાં જરાકે જોર નહોતું, એની ચાલમાં જરાકે વિશ્વાસ નહોતો.

ઘરધણીએ છોકરીને ત્યાં જ બેસવા કહ્યું. બેળે બેળે એ બેઠી; બેસતાં છેડો માથા પરથી સર્યો. મેં મારી ભાવી પત્નીને જોઇ, તેજ વખતે એણે મારા તરફ જોયું; આંખે આંખ મળી અને અમે બંને એકી સાથે બૂમ મારી ઉઠયાં: "ઓ! તમે?"

આ તો ગુલાબ નીકળી! થોડી વારે અમે ઉઠયાં. ઘેર પહોંચ્યા પછી મારી બાએ ભાભીને મારી પાસે મોકલી. એના હંમેશના સ્મિત-ભર્યાં મોંએ ભાભી આવી ને બોલી: "કેમ દિયરજી, છોકરી ગમી? તરલિકા જેવી તો ગામડામાં ન મળે; પણ આંખ ઠરે એવી હતી કે નહિ?"

"ઠીક છે ભાભી!" મેં ટુંકામાં પતાવ્યું; પણ ભાભી એમ જતું કરે એમ થોડું જ હતું. એણે પૂછયું: "ન ગમે તો ના કહેજો, બેલાશક. હું તમારી પડખે છું, ગભરાતા નહિ, બોલો એ નહિ ને બીજી."

"તમને ગમી કે નહિ, ભાભી?"

"હું કયાં જોવા આવી હતી? તમને ગમવી જોઇએ. ધણીને ગમે તે ધણીઆણી, રાજાને ગમી તે રાણી. બોલો, પાછળથી મારો વાંક કે બાનો વાંક ન કાઢશો."

"ભાભી! ચાલશે."

"મારા સમ, ગમી?"

"હા—હા!"

મારાં લગ્ન થઇ ગયે ચાર પાંચ દિવસ થયા. મારી મેડીએ ગુલાબ ને હું હીંચકે બેઠાં હતાં, ત્યાં હસમુખે નીચેથી બુમ પાડી: "દિયરજી, આવું કે?"

મેં રજા આપી: "હા આવો."

હસમુખ ઉપર આવી ને બોલી : "કેમ દિયરજી, ગુલાબ કેવી છે ?—તરલિકાની સરખામણીમાં ?"

"ભાભી ! એવો સવાલ ન પૂછો. તમારી સાથે સરખામણી કરાવો, તો જુદી વાત. પણ હું, ભાભી ! તમે જાણતાં હતાં, કે બાપાએ ગુલાબને જ શોધી હતી, છતાં ઠેઠ સુધી મને અંધારામાં કેમ રાખ્યો ?"

"તે મને શી ખબર કે તમે ગુલાબને ચહાતા હશો ? તે દિવસે રામપુરમાં મેં તમને પૂછ્યું હતું ત્યારે માત્ર ડુબતો બચાવ્યો એટલીજ વાત તમે કરેલી. વહુ તરીકે એ તમને ગમે કે ન ગમે, હું કેવી રીતે કહી શકું ! વળી તમે તરલિકા જોડે લગન કરવાનું મને કહેતા હતા."

"એ વાત જવા દો."

"શા માટે ? મને કહો ભાઇએ, તરલિકાનું શું થયું ?"

"એણે પરણવા ના કહી."

"કેમ ?"

"એ પહેલે નંબર પાસ થાય છે, ને હું બીજે !"

"શાબાશ ! આટલા બધા ગ્રેજ્યુએટો અભણ સ્ત્રીઓને પાલવે છે, પણ કોઈ ગ્રેજ્યુએટ સ્ત્રી અભણ નરને પાલવશે ? અને તમે ક્યાં અભણ છો ? ભાઈ, જવા દો, અમે સ્ત્રીઓ બહુ ભણવાને અગર હક્ક ભોગવવાને લાયક નથી. અમે છલકાઇ જઇએ છીએ."

"ભાભી ! એ ખરી વાત નથી. બધી સ્ત્રીઓ તરલિકા જેવી ન હોય. વળી હમણાં થોડી સ્ત્રીઓ ભણે એટલે એ પણ ગર્વનું કારણ."

"જવા દો એ વાત. ભલે તરલિકા સારે ઠેકાણે પડે ને સુખી થાય, કે કુંવારી રહે ને સેવા કરે; પણ ગુલાબ અહીં તો તેનું ઠામ રાખશે એની મને ખાત્રી છે."

"તમારી પસંદગીમાં કાંઇ મણા રહે ?"

"મારી?" ભાભીએ ફાળ ખાઇ એકદમ પૂછયું.

"હા, તમારી, તમારી, સાત વાર તમારી. મારી ખાત્રી છે, કે બધી વાત તમે જાણતાં હતાં, ને મને નકામો બનાવ્યો."

"છેક એમ નહીં, ભાઇ. જરા ગમ્મત કરવાનું મને મન થયેલું ખરૂં. તમારૂં મન પૂરૂં પારખેલું નહીં, પણ રામપુરમાંથી મને નક્કી લાગેલું કે તમારા ઉપર ગુલાબે કાંઇક મોહિની પાથરી છે. તેથી જ મેં તમને કહ્યું, કે એક વખત જુઓ, ને ન ગમે તો ના પાડજો: તમને પહેલેથી કહી દીધું હોત, તો કદાચ તમે ના પાડો કે સોંઘા મોંઘા થાઓ."

"તું પક્કી છે, ભાભી!"

'તમે'નું તું મારાથી કહેવાઇ ગયું. એ સ્નેહ સમજી હસમુખે એ જ સર્વનામ વાપર્યું: "ભાઇ, તારૂં ભલું થતુ હોય તો પક્કી: પછી કાંઈ?"

"ભાભી! દુનિયામાં જો કોઈ દેશમાં ભાભીનું સાચું સગપણ હોય, તો તે આ ગુજરાતમાં. અહીં ભાભીરૂપી દેવીઓના ઉમળકાથી કાંઈક નણંદોના તથા દિયરોના ઘરમાં કંકુના થયા છે. ગુજરાતી સંસાર ભાભીથી પનોતો છે."

*

## અનુલોમ વિ. પ્રતિલોમ.

બસ, ખેલ ખલાસ, આટલી બધી મહેનત અને સારવાર નકામી ગઈ. ચંદન ગુજરી ગઈ. પહેલાં આખી જીંદગીમાં એના વર ચંદ્રકાંતે એના તરફ ગમે તેવી વર્તણુંક ચલાવી હોય, પણ જીવનની છેલ્લી પળોમાં ચંદનને બચાવવા માટે ચંદ્રકાંતે સારી દુનિયા ઉથલાવી નાંખી, મુંબાઇમાં જેટલા પ્રખ્યાત દાકતરો હશે, તે સૌને એકઠા કર્યા, ડઝનેક નર્સ ખડી રાખી: પરંતુ બધી મહેનત વ્યર્થ ગઇ, એ બધું ઘણું મોડું પડયું, ચંદનનું દિલ ખવાઇ ગયું હતું, જીવનભરનું દુઃખ તેના હૈયાને સાલી રહ્યું હતું. બરોબર રાત્રે દસ વાગે એણે પ્રાણ છોડયા.

મારી વહુ શાંતા હમણાંજ ઘેર ગઇ હતી. એને ખબર આપવા ને બોલાવવા માટે હું નીકળી પડયો. વિધિની કેવી વિચિત્ર ઘટના! ચંદનના મરણની પોક મારા કાનમાં તાજી હતી. રસ્તે ચાલતાં કોઈ ઘેર લગ્નનો માંડવો, તો કોઇ માળામાંથી શોખીન ગાનારીનો મધુર સ્વર, કોઇ હોટેલમાં આનંદી પરોણાની ઠઠ્ઠા મશ્કરી, તો રસ્તે આવનાર કોઇ મોજીલાના બેપરવા રાગડા—એ સર્વ દૃશ્ય મારી આંખ ને કાન સાથે અથડાયું, દુનિયા દુ:ખી છે? ચંદન મરી ગઈ, તેની દુનિયાને શી પરવા છે? મર્યું તે ગયું, તે ઓછું થયું. પરંતુ દુનિયાની મોજમઝા ને એશઆરામ જેમ ને તેમ સદા સર્વદા ચાલ્યા કરશે. કોણ કહે છે. કે દુનિયામાં દુ:ખ છે?

હું ઘેર પહોંચ્યો. મેં શાંતાને કહ્યું કે ચંદન મરી ગઇ. શાંતા બોલી: "છૂટી બિચારી!" અને રડી પડી. એનો ડુમો શમ્યા પછી હું બોલ્યો:

"શાંતા, ચંદ્રકાંતે કરવામાં કાંઇ મણા રાખી નહોતી; એની મહેનત તરફ પણ ઈશ્વરે જોયું નહીં."

"શાનું જુએ? ચંદન પરણીને આવી ત્યારથી ઝંપીને બેઠી નથી. એકે દિવસ ચંદ્રકાંતે એને હસીને બોલાવી નથી, અરે એની સામે પણ જોયું નથી."

"થયું તે થયું, પણ હમણાં આઠેક દિવસથી તો એ બધાનો ખંગ વાળ્યો કે નહીં?"

"તમે શું જાણો છો! મરતી વખત બિચારીએ એમને બોલાવ્યા—એકાંતમાં તેડયા, તોયે ન ગયા. એ તે માણસ કે પથ્થર? દેખાડો કરવા ગમે તે કરે."

"શું મોઢું લઇને જાય? જીવનભર દુ:ખ આપેલું એટલે ક્ષમા માગવા પૂરતી હિંમત પણ કયાંથી લાવે?"

"ભાઈબંધનો બચાવ કરો પણ ચંદન બિચારી બહુ ભલી.

કોઇ મારા જેવી મળી હોત, તો પાંશરા થાત. નાનપણુમાં ચંદનનાં લગ્ન ચંદ્રકાંત જોડે થયા, તેમાં ચંદનનો શો વાંક?"

."ચંદન એમને ગમતી નહોતી. પણ તારા જેવી મળી હોત તોયે શું કરત! તું કયાં ઓછી ભલી છું?"

"ભલી કોની સાથે? તમારી સાથે. શા માટે! પૂછો તમારા દિલને. પરણીને આવી ત્યારે હું તમારા કરતાં છ વર્ષે મોટી હતી. કેવું કજોડું! અને વળી અભણ. તે છતાં, તમે મને નભાવી એટલુંજ નહીં, પણ ચઢાવી, ભણાવી, ગણાવી. તમારા જેવા વર થોડા હશે. તમારા જેવા માટે શરીરની ચામડી ઉતારી આપવી પડે, તોય તે પૂરતો બદલો ન કહેવાય."

"શાંતા! તેં છ વર્ષના કજોડાની વાત પાછી કાઢી. પેલી વાત તને સાંભરે છે કે?"

એટલું કહી અમે બન્ને ખડખડ હસી પડયાં.

શાંતા પાકટ ઉમરની, એટલે એના વાળ જલદી ધોળા થયેલા ને ગાલે ખાડા પડેલા. મુંબાઇમાં આવ્યા પછી મારા કોઇ પારસી મિત્ર મને મળવા આવેલા. હું ઘેર નહોતો, એટલે એ શાંતાને સંદેશો આપી ચાલ્યા ગયા. સંદેશો કેવો! "માજી, તમારા દીકરાને કહેજો કે હોરમસજી આવ્યા હતા." એ શબ્દો અમારી કાયમની મશ્કરી હતા. પછી જ્યારે હોરમસજીએ એ વાત જાણી ને શાંતા જોડે ઓળખાણ પાડયું, ત્યારે માફી માગેલી. પરંતુ એ શબ્દો મને હંમેશાં યાદ આવતા. એનું સ્મરણ અત્યારે કરતાં શાંતા બોલી ઉઠી:

"માજી જેવી જણાતી, જેના ડાચાં બેસી ગયેલાં હોય એવી, ધોળા વાળવાળી, ડોસીને તમે હજી ચાહો છો, એ કાંઇ જેવું તેવું આત્મસમર્પણ નથી."

'તેમાંજ તું પ્રેમયજ્ઞમાં આહુતિ અર્પવા તૈયાર છું. ચાલ, ખુશામત કરવી જવા દે. આપણે હવે ચંદ્રકાંતને ઘેર જઇએ.'

ચંદનના સ્વર્ગવાસ પછી છએક મહિના ચાલ્યા ગયા. પસ્તાવાને લીધે ચંદ્રકાંતનું શરીર લેવાઇ ગયું હતું, તેમાં વખતે વખતે શાંતા મહેણાં માર્યા કરતી, ને ન કહેવાનું કહી દેતી, તેથી તેને ઘણું લાગી આવતું. ચંદ્રકાંત અને હું બાળસ્નેહી હતા. એની ઉમર હાલ ત્રીસેક વર્ષની હતી, અને એને છોકરૂં છૈયું હતું નહીં.

આજ તેને મેં મારે ઘેર જમવા બોલાવ્યો હતો; કારણ કે શાંતાની વરસગાંઠ હતી. આપણા લોકો સ્ત્રીઓની વરસગાંઠ ઉજવતા નથી, પરંતુ મને શાંતા ખરેખર વહાલી હતી, એટલે હું એની વરસગાંઠ દરવર્ષે ઉજવતો હતો. બાળક વહુના વર થવા કરતાં આધેડને પરણવામાં સુખ છે. બાળક વહુની અતિશય સંભાળ લેવી પડે, લગભગ તેની મા થવું પડે. એથી ઉલટું, આધેડ વહુ આપણી ઘણી સેવા ચાકરી કરે, તેના અનુભવને લીધે તે આપણી માના જેટલી કાળજી રાખે. આવા કારણને લીધે શાંતા ઉપર મારો અગાધ પ્રેમ હતો. ઘરની, છોકરાંની, કશાની મારે જરાકે ચિંતા કરવી પડતી નહીં. હું તો હંમેશાં નિર્દોષ બાળકની માફક જીવન જીવ્યા કરતો. મારો સંસાર શાંતાએ શાંત અને સુખી કર્યો હતો, તો હું એની વરસગાંઠ કેમ ન ઉજવું?

આજ અમે ઘણા પરોણાને નોતર્યા હતાઃ ગામના અને પરગામના. તેઓ બધાં—સ્ત્રી અને પુરૂષો આવે તે પહેલાં મેં શાંતાને જરાક ઇસારો કર્યો:

"જો શાંતા! તું હરહંમેશ ચંદ્રકાંતને સતાવે છે, ડારે છે, તેવું કશું આજે કરતી ના. ગઇ ગુજરી ભૂલી જા, ને તેને ભૂલી જવા દે."

"વહાલા! મારો સ્વભાવ પડયો, તેને હું શું કરૂં? સ્વભાવનું કાંઇ ઓસડ છે? અને ચંદન મને બહુ યાદ આવે છે."

"વહાલી, એ બધું ખરૂં પણ આજે તારી વરસગાંઠ છે, ત્યારે તો જરા ડાહી, ગંભીર, ભારઝલી થા. એક દિવસ તો ચંદ્રકાંતને સુખેથી આપણી સાથે વાતે વળગવા દે."

"કબુલ, પણ મારે તમારી એક વાતની પરવાનગી જોઇએ છીએ."

"શી ?"

"મારે તેમની સાથે ફરી વારમાં લગ્નની વાત કરવી છે. તે હજી ઘણા નાના છે; અને લગ્નના તેમના કોડ પૂરા થયા નથી, તેમનું પહેલું લગ્ન તેમણે માણ્યું નથી, તો ભલે તેઓ ફરી પરણે. એ વાત તો હું તેમની સાથે કરૂં ને ?"

"કોઈ શોધી કાઢી છે કે શું ?"

"એ તો પછીની વાત છે. પણ પહેલાં તેમના વિચાર જાણવા જોઇએ."

"ગાંડી, એ બંને બાબતો એકમેકની સાથે બહુ સંબંધ ધરાવે છે. જો હું તને કેટલીક હકીકત કહું.

"અમે કોલેજમાં શીખતા હતા, ત્યારે એમનો ચંદન સાથે વિવાહ થયેલો. એમના માબાપે એમને પૂછ્યા વિના લગ્ન પણ લઇ નાખ્યું. તે વખતે એમને ખૂબ લાગી આવેલું. એમણે મને કહ્યું:

"ભાઈ, હિંદુનાં તે કાંઇ લગ્ન ? ન મળે પ્રેમ કે ન થાય સંવનન. ગાય ને દીકરી માબાપ દોરે ત્યાં જાય એવી કહેવત છે, પણ અહીં તો દીકરાને પણ ઘસડી જવાનો.'

"ત્યારે તમારા વિચાર કેવા છે ? તમે પ્રેમ હોય તો નાતબહાર પરણવા રાજી છો ?"

"હા, યાર ! મને જો તું કોઇ એવી કન્યા બતાવે, તો હું અબઘડી પરણી જાઉં, ને મારાં માબાપને જીવન ભર સાલે તેવો ધડો શીખવાડું."

"એટલી બધી તૈયારી છે, તો હમણાંજ હું તમને લાડી બતાવી દઉં છું."

"કેવી ? મારે શોખીલી ને રૂપાળી જોઇએ. પછી નાતબહાર જવામાં મને કાંઇ વાંધો નથી."

" તમારે જોઈએ તેવી સર્વગુણસંપન્નઃ રૂપ રૂપની મણીઃ ગુણનો ભંડાર : ભણતરમાં પાવરધીઃ પોર ગ્રેજ્યુએટ થશે."

ચંદ્રકાંતની અધીરાઈ વધી, તેના મોંમાં પાણી આવ્યું, તેની આંખો ચળકી, હોઠ ઉપર સ્મિત ફરકયું, ગાલ ઉપર શરમના શેરડા પડયા, અને કપાળ સપાટ થઇ ગયું. હું શાંત બેસી રહ્યો, તેમ તેમ તેની આતુરતા વધવા માંડી. તેણે ધીરજ ખોઇ દીધી, ને પૂછ્યું:

" બોલની, કોણ, કઇ ?"

" તું આગ્રહથી પૂછે છે, ત્યારે કહું છું, પણ જો બિચારીનું નામ ન વગોવાય. એવી વાત છાની રાખવામાં લાભ છે."

" હવે બોલી મરને, ડહાપણ શું કામ ડોહોળે છે?"

" મિસ જયા પરમાર."

" હું એ નામ બોલ્યો, ને એણે નિશ્વાસ નાખ્યો. જયા તે વખતે જ્યુનિયર બી. એ. માં હતી; એનો જોટો આખી કોલેજમાં તો શું, પણ દુનિયાભરની કોલેજોમાં નહીં મળે. તે એવી હોશિયાર ને બુદ્ધિશાળી હતી, એવી ચાલાક ને ચતુર, એવી ડાહી ને સમજુ, એવી ઠરેલ ને શાણી હતી, કે ન પૂછો વાત. દરેક પરીક્ષામાં 'ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ' ભલભલા પુરૂષ વિદ્યાર્થીઓને હંફાવે; અને છતાં શરીરે નબળી નહોતી. એનું રૂપ સદા નવુ–ખીલેલું રહેતું–રતિને લજાવે એવું, મન ન હોય, તો પણ એની તરફ જોવાનું મન થાય, જોઇ જવાય. એવી અકૃત્રિમ સુંદરતાની બક્ષીસ એને મળી હતી. એને મળવામાં; એની સાથે વાતચિત કરવામાં દરેક વિદ્યાથી અહો-ભાગ્ય માનતો–મગરૂર થતો. એ બધું ખરૂ, પણ એની વિદ્વતા પાછળ–એના સૌંદર્ય પાછળ ભયંકર શાપ રહેલો હતો. એ શાપમાંજ ચંદ્રકાંતના નિશ્વાસનું કારણ રહેલુ હતું. એનો દીર્ઘ નિશ્વાસ પૂરો થયો, ને એ બોલી ઉઠયો:

"મિસ જયા પરમાર! કેવી સરસ, કેવી રૂપાળી છોકરી! હું ઇચ્છું છું કે મારૂં ઘર અજવાળે. પણ તે કેમ બને?"

"કેમ ચંદ્રકાંત, હમણાં તો તમે નાતબહાર પરણવાની વાત કરતા હતા ને ? બોલો આપણી બ્રાહ્મણની નાતમાં પણ એવી છોકરી મને મળશે ખરી ?'

" ના ભાઇ, ના. પણ તેટલા માટે હું શું જયાને પરણું ? જયા કોણ ? હજામ. એ મારાથી ન બને."

" સુધારાની મોટી વાતો કરનારા આ મહાત્મા બુદ્ધ ! આટલી હિંમત ચાલતી નથી ?"

" એમાં હિંમતનો સવાલ નથી. નાતબહાર હું ખુશીથી પરણું, પણ મારે તો ઉંચી નાતની કન્યા જોઇએ–મારાથી ઉંચી હોય, તો વાંધો નહીં."

" એ તો પ્રતિલોમ લગ્ન–શાસ્ત્ર વિરૂદ્ધ. તમે જો જયાને સ્વીકારો, તો તે અનુલોમ લગ્ન–શાસ્ત્ર પ્રમાણે થાય."

" શાસ્ત્ર બાસ્ત્ર આપણે ન સમજીએ. મારે તો મારાથી ઉંચી નાતની જોઇએ."

" કહેવત છે, કે રત્ન તો ઉકરડેથી લાવીએ. હજામની નાતમાં જયા ભલે પાકી, પણ તેના જેવું રત્ન બીજી નાતમાંથી સાંપડે એમ નથી, તો પછી તેને પરણવામાં કાંઇ હરકત નથી."

" ભલે કુંવારો રહુ, કે માબાપે નાતમાંથી પકડી આણેલુ ઝોડ મને તેઓ વળગાડે; પરંતુ જયા જેવી હલકી નાતની છોકરીને તો હું નહીં પરણું."

આટલી વાત શાંતાને હું કહી રહ્યો છું, તેવામાં ચંદ્રકાંત આવી પહોંચ્યો.

મારી વહુ ઉઠી અંદર તેયારી કરવા ગઇ. લગ્નની વાત તાજી હોવાથી મારા મનમાં ઘુમી રહી હતી. એ ઘોળાઇ રહેલી વાતે બહાર

પડવા પ્રયત્ન કર્યો; ને જે ચોખો શાંતા ચાંપી જોવાની હતી, તે મારે ચાંપવો પડયો. શાંતાને ઘરમાં જતી જોઇને ચંદ્રકાંતે મને પૂછ્યું:

"હું કાંઇ વહેલો પડયો છું? ભાભી સાહેબ કાંઈ બહુ કામમાં છે? એમને એટલી બધી તસ્દી લેવાની કાંઇ જરૂર?"

"બહારગામના મહેમાન પણ હમણાં આવી પહોંચશે, વારૂ, તમારાં ભાભી સાહેબની વાત જવા દો, પરંતુ અમારાં ભાભી સાહેબને હવે કયારે આણુશો?"

"તારી ભાભી એમ કાંઇ ઓછી વાટમાં પડી છે? નાતમાં સારી, ઉમર લાયક કન્યા મળે નહીં, ને નાત બહાર જવું નહીં. વળી તારી માફક હું કાંઇ ઓછો સંતોષી છું, કે જે મળ્યું તેનાથી ચલાવી લેવાય. હં. પણ દોસ્ત, કહે જો તને મારાં ભાભીથી આટલો બધો સંતોષ કેમ છે? એમનામાં એવું શું કામણ છે? નથી રૂપ, નથી શિક્ષણ, નથી જુવાની, છતાં તું હંમેશા એમને 'વશ' કેમ રહે છે?"

"ચંદ્રકાંત! લગ્ન વિષેના તારા ખ્યાલમાં ને મારા ખ્યાલમાં ફેર છે. મને કદી બાહ્ય સૌંદર્યે આકર્ષ્યો નથી. કોઇ સુંદર ચિત્ર કે દૃશ્ય જોઇ રહીએ, તેમ કદાચ કોઇ અતિ રૂપાળી સ્ત્રીને મેં જોઇ હશે, પરંતુ તેથી વિહ્વળ કે વિકારવશ હું કદી થયો નથી. તારી ભાભી રૂપાળી નથી એ ખરૂં, પણ તે બેડોળ ઓછીજ છે? સામાન્ય રીતે ઘાટીલી, સુડોળ, કામણગારી તેની મુખાકૃતિ આપણું દિલ ઠારે તેવી છે. પણ તેના ગુણ? તેથી અવધિ. અતિશય કહ્યાગરી, મારો બોલ કદી ન ઉથામે. અણસમજુ કે કમઅક્કલની એ તાબેદારી નહીં, પણ મારામાં વિશ્વાસ–ભરી શ્રદ્ધા. હું કામ ઉપરથી થાકયો, પાકયો, ચિંતા ભર્યો ઘેર આવું, ત્યારે ઘરની કશી ચિંતાજ નહીં, મારે જોઇએ તે સર્વ ચીજ તૈયાર, ન કોઇ દાદ કે ફરિયાદ, પણ જ્યાં ફરૂં ત્યાં–પત્નીમાં, બાળ બચ્ચામાં, નોકર ચાકરમાં સર્વત્ર હાસ્ય સ્નેહ ને

સુખનું સામ્રાજ્ય! ઘેર આવીને જો હું સ્વર્ગનો લહાવો લઇ શકું, તો પછી તેની અધિષ્ઠાત્રી દેવી મને પ્રાણથી પણ અધિક પ્રિય હોય એમાં શી નવાઈ? ચંદ્રકાંત! તું તારો મોહ છોડ ને સામાન્ય ઘર રખુ ને વરરખુ સ્રીને પરણી જા."

"ભાઇ, વાતો કરવી સહેલી છે. પણ ઘેરેઘેર કાંઈ શાંતા ભાભી પાકતાં નથી, અને આપણે કાંઇ તારા જેવા મહાત્મા નથી, કે સૌંદર્યને વેડફી જવા દઇએ."

એટલામાં શાંતા બહાર આવી, ને કહેવા લાગી કે પરોણા આવવા માંડયા છે.

શાંતાની વરસગાંઠને દિવસે પણ શાંતા ઠરી ઠામ બેસી શકી નહીં, કે ન હું તેની કાંઇ કાળજી લઇ શકયો. પુષ્કળ મહેમાનોને નોતરવાની અને સૌને માટે સાથે ભાણાં નાખવાની અમે ગંભીર ભૂલ કરી હતી. મુંબાઇનાં અને બહારનાં મળીને પચાસેક મિત્રો હતાં. હોરમસજી અને શોરીન, સર ઇબ્રાહીમ અને લેડી શરીફા, જગમોહન અને શોભના, કુમુદ અને કુસુમ બે બહેનો, ત્રિવેદી પ્રોફેસરો. તંત્રી દીક્ષિત અને અધિપતિ બલસારા, સુધારક રાનડે અને તેમની પુનર્વિવાહની પત્ની પાર્વતીબાઇ, વગેરે મુંબાઇના મહેમાનો હતાં. બહારગામમાંથી આવનારમાં શાંતાનાં પીયેરીઆં ને મારાં ભત્રીજા ભત્રીજીઓ હતાં; તેમની સાથે માલવિકા આવી હતી.

માલવિકા મારા મિત્ર પુષ્કરરાયની એક પૂરી બેટી હતી. તેની બા તેને નાનપણમાં—છેક નાની મૂકી મરી ગઇ હતી. પુષ્કરરાય નાગર, ને "નાગર ભરાવે ગાગર" એ રાહે અથવા તેમની ઇચ્છા નહીં હોય, તેથી ફરી પરણ્યા નહીં. તેમના ઘરમાં કોઇ નજીકની સગી બાઇ ન હોવાથી માવલિકા અમારે ઘેર રહી ઉછરી હતી. અને હમણાં તે વડોદરાની સ્રીઓની બોર્ડિંગમાં રહી અભ્યાસ કરતી હતી. ચાર

પાંચ વર્ષથી તે મુંબાઇ બહાર હતી. અત્યારે તે ઓળખાય એવી નહોતી રહી; કન્યા મટી સ્ત્રી થઈ હતી.

પરોણાઓનું એકમેકનું પરસ્પર ઓળખાણ કરાવવામાં આવ્યું. ચંદ્રકાંતનું ઓળખાણ શાંતાએ માલવિકા જોડે કરાવી દીધું, તે ક્ષણથી ચંદ્રકાંતને માલવિકામાં કાંઇ ઓર રસ પડતો જણાયો. ચંદ્રકાંતે વાતમાં કાંઇ ભાગ લીધો નહીં, પણ તેણે માલવિકાની દરેક ક્રિયા નિહાળ્યા કરી. શાંતાને પીરસવામાં માલવિકા મદદ કરતી હતી. તેની પીરસવાની કળા ને ચતુરાઇથી તે મુગ્ધ થયો, તેટલોજ મુગ્ધ તે તેની જમણુ વખતની દાવકાઇથી થયો. હું દૂરથી બંનેને જોઇ રહ્યો હતો. માલવિકા તે તો માલવિકાજ. કોળિયો ક્યારે મોંમાં ગયો, મોંએ ક્યારે ચાવ્યો વગેરે કશું ન જણાય—જાણે ખાતીજ ન હોય તેવી કોઇ અજબ રીતે માલવિકા જમતી હતી. કોઈ પણ એ રીતથી મુગ્ધ થાય, તો ગરીબ બિચારા ચંદ્રકાંતનું શું ગજું ?

અને માલવિકાનું રૂપ ? કોઇ સરોવરની આસપાસ લીલાંછમ ઝાડ હોય, ને તેનો પડછાયો પાણીમાં પડવાથી પાણી લીલું—સોનેરી થયું હોય, ને તેની અંદર તરતનું જ લાલ કમળ ખીલ્યું હોય એ તમે જોયું છે ? શરદ પૂનમની રાતે દિવસનાં વાદળાં દૂર દૂર જતાં રહે ને રઢિયાળી રાતે ચાંદાનું આખું સોનેરી બિંબ પોતાની આસપાસ આછાં વાદળનું ગોળ કુંડાળું રચી રહે અને તે કુંડાળાની આરપાર—પૃથ્વી ઉપર રૂપેરી ચાંદનીનું અમૃત—બરફ જેવું સફેદ, દુધ જેવું લહેજતદાર અને પહેલી વર્ષા જેટલું શીતળ અમૃત રેડી રહે, એ વખતનો ચાંદો અને ચાંદની તમે અનુભવ્યાં છે ? સુનકાર ભરી આખી રાત ઉજાગરો કર્યા પછી પરોઢમાં બાગમાં લટાર મારતાં ઝાકળ ભરેલી કોઇ અડધી વિકસેલી ગુલાબની કળીને તમે કદી પૂરી વિકસતી નિહાળી છે ? એ કમળ, એ ચાંદો ને એ ગુલાબ—એ ત્રણેનું સામટું રૂપ અત્યારે માલવિકામાં ઉભરાઇ રહ્યું હતું. પિતાના ગર્વથી

હું તે જોઇ રહ્યો હતો, ને માતાના લાડથી શાંતા તેનો સાક્ષાત્કાર કરતી હતી. અમારી બંનેની આંખ મળી, ને અમે પ્રફુલ્લ મનથી હસ્યાં. બંનેએ એકસામટું ચંદ્રકાંત તરફ જોયું, ને તેની દૃષ્ટિને માલવિકા તરફ સ્થિર થયેલી જોઇને અમે બંને ફરી હસ્યાં. અમે બંનેએ સાથે અનુમાન કર્યું.

માલવિકાએ સાદાઇનો વાગો સજ્યો હતો; નિર્દોષ સફેદાઈમાં તે સજ્જ થઇ હતી. ધોળી રેશમી ચોળી અને સફેદ મલમલનો ગાળો તેની શ્વેત સુંદરતાને ઢાંકતાં છતાં પણ એની અંદર મળી જતાં હતાં, અને સ્મિત વખતે તેની ખુલતી મુખકળી સંગેમરમર જેવા તેના દાંતને સફેદાઈમાં ઉતારતી હતી. ધવલતાની અંદર ભાત પાડતો માત્ર તેને ચાંલ્લો હતો; નહીં મોટો ને નહીં નાનો, કંકુનો ચાંલ્લો એના મુખ ઉપર અને એની આંખોમાં જે પ્રભાવ અને બુદ્ધિનાં તેજ અને ચમકાટ તરવરતાં હતાં, તેમને ઓર વધારે ખીલવી રહ્યો હતો.

પોતાના અસાધારણ સૌંદર્યથી માલવિકા અજાણી નહીં હોય; કેમકે એણે એકાદ બે ફેરો નીચી નજર રાખીને આસપાસ જોયું હતું, અને તેની નજર એક વખત ચંદ્રકાંત ઉપર ઠરી હતી. ચંદ્રકાંતમાં રૂપ હતું, પણ રૂપ કરતાં ઠઠારો વિશેષ હતો. છેક આધુનિક પ્રથા પ્રમાણે દાઢી મુછ તમામ રોજ બોડી નાખીને પાલીસ કરેલું મોઢું તે રાખતો; જાણે કે હમણાંજ અમેરિકાથી આવ્યો ન હોય!

બધાં જમી રહ્યાં ને વાર્તાવિનોદ કરી છૂટા પડયાં. સૌથી મોડો જનાર ચંદ્રકાંત હતો. તે દિવસ પછી પણ ઘણોખરો તે રોજ આવતો, ને માલવિકા, જે અમારે ઘેર વેકેશન ગાળતી હતી, તેની સાથે વાતચિત કરવાનો પ્રસંગ પાડયા કરતો હતો. પહેલાં હંમેશાં તે અઠવાડિયામાં એકાદ વખત આવતો, હાલ તે રોજ આવતો. એક રવિવારે તો તે અમને સર્વને નાટકમાં પણ લઇ ગયો. નાટકમાંથી ઘેર

આવ્યા બાદ માલવિકા રસોડામાં ગઇ હતી, તે તક સાધીને ચંદ્રકાંતે શાંતાને કહ્યું:

"ભાભી! મારા ભાઇ અને તમે મને રોજ પરણવાનું કહેતાં હતાં. મેં કન્યા શોધી કાઢી છે, પણ તે કહે છે, કે શાંતા ભાભી કહે તો પરણું."

ન સમજવાનો ડોળ કરી શાંતાએ જવાબ વાળ્યો:

"શાંતા ભાભીને શું છે? તે શું કરવા ના કહે? પણ તમારી તે કન્યા થતીને હું ઓળખતી નથી, મેં દીઠી નથી."

"બોલો, ત્યારે તમે મને મદદ કરશો?"

"હા."

"લો ત્યારે કહી દઉં છું. તમારી આ માલવિકાએ મારૂં મન હરી લીધું છે. તમે તેને સમજાવો."

મશ્કરી કરવાને ઇરાદે તથા પ્રેમનું માપ કાઢવાની ઇચ્છાથી એકદમ ઠાવકી થઈ શાંતા બોલી:

"માલવિકાને કુંવારા રહેવું છે."

એ શબ્દો સાંભળીને ચંદ્રકાંત નિરાશ થઇ ગયો. રડું રડું થતું તેનું મોં ઢાંકવાનો એણે પ્રયત્ન કર્યો. કરૂણ રસની અવધિ થઇ ગઇ જાણીને મેં મુશ્કેલીની દિશા બદલતાં કહ્યું:

"ચંદ્રકાંત! માલવિકા નાગરની છોકરી, આપણે બ્રાહ્મણ. એનો બાપ માને કેમ? માલવિકાનું મન કદી શાંતા મનાવે, પણ આવું પ્રતિલોમ લગ્ન એનો ધર્મિષ્ટ બાપ કોઇ કાળે પણ ન સ્વીકારે."

જરાક સધિયારો મળતાં ચંદ્રકાંતના જીવમાં જીવ આવ્યો, તેથી તે બોલી શકયો:

"ભાઇ, તમે ધારશો, તો પુષ્કરરાય માનશે. મારૂં જીવન હું તમારા બંનેના હાથમાં મૂકું છું. મારો કે જીવાડો."

એ શબ્દો સાંભળી શાંતાએ માલવિકાને બુમ પાડી. તે આવી પહોંચતાં શાંતાએ તેને ઉદ્દેશીને કહ્યું:

"જો છોકરી ! તારો વિવાહ આ ચંદ્રકાંત જોડે કર્યો છે. બોલ તને પસંદ છે કે ?"

માલવિકા શરમની મારી કાંઈ બોલી નહી, પણ એના મોં ઉપર પ્રસન્નતાનાં ચિન્હ સ્પષ્ટ દેખાયાં; એટલે "ચાલો, આપણે પુષ્કરરાયને કાગળ લખીએ" કહી, અમે એ બેને એકલાં મૂકી બીજા ખંડમાં ચાલ્યાં ગયાં. પુષ્કરરાયને બધી હકીકત લખાને સમજાવી; અને તેમને કબુલ હોય, તો મુંબાઈ આવી લગ્ન કરી આપવા ભેગે ભેગું લખી નાખ્યું.

પુષ્કરરાય આવ્યા. ચંદ્રકાંત અને માલવિકાનાં લગ્ન સાદી રીતે અને સારી રીતે થઇ ગયાં. પુષ્કરરાય પાછા જવાના હોવાથી ચંદ્રકાંત અને માલવિકા તેમને મળવા આવ્યાં હતાં. શાંતા પણ આવીને અમારી સાથે દિવાનખાનામાં બેઠી. અકારણ સર્વત્ર શાંતિ છવાઇ: કોઈ બોલતું નહોતું. એકાએક પુષ્કરરાયે મને ઉદ્દેશીને કહ્યું:

"મારી એકની એક દીકરી ઠેકાણે પડી. હવે મારે કશી ચિંતા નથી. જો તમારી ઇચ્છા હોય, તો મારા જીવનનો ભેદ હું ખુલ્લો કરૂં."

જીવનનો ભેદ ! પુષ્કરરાય અને હું બાળલંગોટીઆ દોસ્તદાર; તેના જીવનમાં ભેદ હોઇજ કેમ શકે ? નાસ્તિક વૃત્તિમાં આવી જઇ હું બબડયો:

"તારા જીવનનો ભેદ ! પુષ્કરરાય ! અલ્યા ગાંડો થયો છું ? મગજ ઠેકાણે છે કે નહીં ? કે કોઈ નવલકથાનું વસ્તુ ગોઠવવા બેઠો છું ?"

પુષ્કરરાય નવલકથાકાર હતો. એણે આગળ ચલાવ્યું:

"હા: મારા જીવનનો ભેદ ! તે તમે જાણશો ત્યારે કદાચ મને

તજી દેશો, અને કદાચ ચંદ્રકાંત પસ્તાશે. જુઓ સાંભળો, હું નાગર નથી, પણ કણબી છું."

આ શબ્દો સાંભળી અમે આશ્ચર્યચકિત થઇ ગયા. પુષ્કરરાયની બોલીચાલી, પહેરવેશ, રીતરિવાજ, ઢબછબ, એ સઘળું ચુસ્તમાં ચુસ્ત નાગરની સંસ્કારિતાને હંફાવે. માલવિકાનો રૂપભંડાર અને કોમળ તથા ઋજુ હલનચલન કણબણનો ભાગ્યેજ ભાસ કરાવે. અમે દિગંમૂઢ અને અવાચક બન્યાં. ચંદ્રકાંત તો હેબતાઇ ગયો. પુષ્કરરાયે વધુ ભરમ ખુલ્લો કરવા માંડયો:

"હું મહુધાનો કણબી છું, અને પેટલાદમાં નાગર થઇને રહ્યો છું. એમ કરવાનો હેતુ છે. હું નાનો હતો, ત્યારે બ્રાહ્મણને ત્યાં જમવા ગયો. તે દિવસે તે લોકોએ એવી રીતે પીરસ્યું--એટલે ઉંચેથી ધાન ફેંક્યું, કે ભાતના દાણા મારા ધોતિયા ઉપર વેરાયા, દાળથી મારૂં પહેરણ ખરડાયું, ને કશી ચીજ પતરાળામાં એને યોગ્ય ઠેકાણે ન રહી. તે દિવસથી બ્રાહ્મણ માત્ર પ્રત્યે મને તિરસ્કાર આવ્યો, ને વેર લેવાનું મેં નક્કી કર્યું. જ્યાં ને ત્યાં બ્રાહ્મણોને અભડાવવા કે વટલાવવા કે મૂર્ખ બનાવવા એ મારો ધંધો થઇ રહ્યો. એ મુરાદ પાર પાડવાના ઇલાજ હું શોધવા લાગ્યો, તેવામાં હિંદુ મંદિરોમાં અને અન્યત્ર ઉંચી નાતો નીચી નાતો પ્રત્યે જે ઘાતકી રીતે વર્તે છે, તે રીત તરફ મને અણગમો ઉપજ્યો; અને મેં ઉંચામાં ઉંચી નાતનો હોવાનો ઢોંગ કરવા માંડયો. એ વેશમાં હું ફાવતો ગયો. મારી બૈરી નાનપણમાં મરી ગઇ. તમારૂં ઓળખાણ થયું; ને માલવિકા તમારે ઘેર રહી, એટલે મારો વેશ પકડાઈ જવાની બિલકુલ ધાસ્તી રહી નહીં. સેંકડો ચુસ્ત બ્રાહ્મણોને મેં વટલાવ્યા છે. ને હજારોનું અપમાન કર્યું છે. બ્રાહ્મણોએજ દેશની પડતી આણી છે."

પુષ્કરરાય જરા થાક ખાવા અટક્યો, એટલે મેં પૂછ્યું;

"પણ તું એટલેથી કેમ અટકયો નહીં !"

"અટકે શું કપાળ? એવામાં એક એવો બનાવ બન્યો કે મારાં રૂંએ રૂંઆ ઉભાં થઈ ગયાં. મહુધાનો હજામ નાથીઓ મુંબાઈ રહેવા ગયો હતો. તે મારો ઓળખીતો હતો, અને તેનો ધંધો ગમે તે હોય, પણ તે ખરેખર સજ્જન પુરૂષ હતો. બે પૈસા એ કમાયો, ને બાયડી ગુમાવી બેઠો. લાડકવાયી એકની એક પુત્રીને એણે ખુબ કેળવી. એ છોકરી બી. એ માં ફર્સ્ટ કલાસ આવી, તમારી જોડેજ ભણતી હતી, હું તો અમદાવાદ ભણતો, પણ તમે બધા એલ્ફિન્સ્ટનમાં હતા. કેવી સુંદર છોકરી, ને કેટલી બધી હોંશિયાર! તે છતાં જયાને કોઇ પરણ્યું નહી. ન કોઇ નાતનાએ એનો સ્વીકાર કર્યો—ઉખડી ગયેલી ગણીને; કે ન કોઇ પરનાતનાએ—શાસ્ત્ર વિરૂદ્ધ કે રિવાજ વિરૂદ્ધ માનીને. પરિણામમાં હાલ તે કોઇ ખ્રિસ્તીના ઘરને અજવાળી રહી છે. આ તમારો હિંદુ ધર્મ ને અનુપમ—અપ્રતિમ નાત બંધારણ. ભણેલી સ્ત્રીએ પરણવું હોય તો પોતાનો બાપીકો વહાલો ધર્મ તજી દેવો! આ બનાવે મારો નિશ્ચય દૃઢ બનાવ્યો."

"ત્યારે તમે આ ભરમ કેમ ખુલ્લો કરો છો?" શાંતાએ વચમાંજ પૂછયું.

"ભાભી! હવે ખુલાસો કરવાનો વખત બરોબર આવ્યો છે."

"કેમ?" શાંતાએ સવાલ કર્યો.

"કેમકે એક બ્રાહ્મણ શ્રેષ્ઠે—કહેવાતા બ્રાહ્મણ શ્રેષ્ઠે હલકા કૂળના કણબીની કન્યાનું પાણિગ્રહણ કર્યું છે."

પિતાનું હેત તે વિસરી ગયો. સખ્તાઇમાં હોઠ પીસીને તેણે ઉમેર્યું:

"હાશ! આજે મારી પ્રતિજ્ઞા સફળ થઇ છે. મેં બ્રાહ્મણોને નીચે ખેંચી પાડયા છે."

શાંતાએ મૃદુ ઠપકો આપ્યો:

"ભાઇ એમ મા બોલો. માલવિકા તમારી દીકરી, ને ચંદ્રકાંત તમારા જમાઇ—જેવા છે તેવા તમારા જમાઇ."

ચંદ્રકાંત ડરી ગયો હતો, તે શાંતાના આ શબ્દોથી ઉત્સાહમાં આવી ગયો, ને બોલ્યોઃ

"કાંઇ ફીકર નહીં. માલવિકા જેવી પત્ની મેળવતાં જેટલો આત્મભોગ આપવો પડે, તેટલો આપવા હું તૈયાર છું."

પ્રસન્ન થઇ પુષ્કરરાયે કહ્યું:

"ચિરંજીવ રહો. તમારા જેવો એકાદ સમજુ બ્રાહ્મણ કદાચ દેશને ઉદ્ધારશે."

આ શબ્દો સાંભળી મેં ચંદ્રકાંતને ઉદ્દેશીને કહ્યું:

"બચ્ચા ફુલાઇ ના જા. જયા તને સાંભરે છે? માલવિકા તેં નાગરની છોકરી ધારી સ્વીકારી છે. હવે, પંડયો ત્યારે ખોટા નમસ્કાર ન કર."

ચંદ્રકાંતે જવાબ આપ્યોઃ

"મને સુધરવાનો હક્ક નથી? માલવિકા મારી ધર્મપત્ની છે; હવે તેની ગમે તે જાત નીકળે તોયે શું? **गुणा पूजास्थानम् गुणिषु न च लिगम् न च वयः।**"

એ સાંભળી શાંતાએ ઉમેર્યું:

"**न च ज्ञातिः।**"

એ સાંભળી અમે સૌ હસી પડયાં, પણ શાંતાએ બોલ્યાજ કર્યું:

"કાંઇ નહીં દિયરજી! રત્ન તો ઉકરડેથી પણ લવાય. અને રત્ન તે કેવું! માલવિકા કાંઇ ઓછી ફરીફરીને મળવાની છે?"

એમ કહી શાંતાએ લાડનો તમાચો ચંદ્રકાંતને ગાલે માર્યો; અને ઉમળકાભેર માલવિકાને ખોળામાં સુવાડી તેને બચ્ચીઓથી ગભરાવી નાંખી. માલવિકા શાંતાને ગળે વળગી પડી આટલુંજ ગણગણી:

"ઓ મારી શાંતા બા!"

*

# સમાજસેવા

કડિંગ, કડિંગ કડિંગ મેં ઘડીઆળ સામું જોયું, તો નવ વાગ્યા. હજી એ કેમ ન આવી? બારીએ ગયો તો બહાર બધું સુનકાર લાગ્યું, જાણે જળ થળ સર્વ થંભી ગયું ન હોય! મેં આંટા મારવા માંડયા. ઘડીઆળનો ટિક ટિક અવાજ આવી વખતે–સર્વત્ર શાંતિ વ્યાપી હોય ત્યારે–ખાવા ધાય છે–જીવન અને મરણ વચ્ચેની કેવી ગંભીર સ્થિતિમાં આપણે છીએ તેનું ભાન કરાવે છે. અને તેનું લોલક! હા ડોકું ધુણાવી તે આપણને જીવનની નશ્વરતાની યાદ આપે છે. મારાથી આ સહેવાયું નહીં. મેં બૂમ પાડીઃ "કોઇ છે કે? ઓ બાઇ!"

આયા રેવાબાઇએ ઓરડામાં આવી પૂછ્યું: "કાય સાંગતાત શેઠ !"

મેં ધીરજ ખોઇને જાણવા માગ્યું "શેઠાણી કીતી વાજતા યેણાર આહે !"

"સાંગીતલા નાહીં આણુકી મલા ઠાઉક નાહીં."

હવે મારી તમામ ધીરજ ખુટી ગઇ. મારા આંટા માટે હવે ઓરડો પણ નાનો જણાયો. મેં આખા ઘરમાં ઘુમવા માંડયું. એક આંટો શ્યામાની રૂમમાં માર્યો. ત્યાં દીવો ઝગ ઝગ બળતો હતો. ટેબલ પાસે ગયો, તો પહેલી નજર નોંધ રાખવાની સ્લેટ ઉપર પડી. મેં વાંચ્યું:

| | |
|---|---|
| આવતી કાલ સોમવાર | સવારે સાડા સાત વાગે પ્રાર્થના સમાજમાં ઉપદેશ. |
| ,, | સવારે નવ વાગે ભૂલેશ્વરના મંદિરમાં વ્યાખ્યાન |
| ,, | બપોરે બાર વાગે ગુ. હિં. સ્ત્રી મંડળનો ક્લાસ લેવો બારથી બે. |
| ,, | બપોરે ચાર વાગે ભગિની સમાજમાં મિત્ર મેળાપ. |
| ,, | સાંજે છ વાગે સેવાસદનમાં ઉપદેશ. |
| મંગળવાર | સવારે સ્ત્રી કામનું પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા. આઠ વાગે મહિલા સમાજના હોલમાં |
| ,, | સવારે નવ વાગે કોટમાં લેડી સુશીલાને ત્યાં સ્ત્રીઓનો મેળાપ |
| ,, | બપોરે બાર વાગે ગુ. હિં. સ્ત્રી મંડળનો |
| ,, | ક્લાસ લેવાનો બે કલાક. |

,, ચાર વાગે વનિતા વિશ્રામ કલાસ લેવાનો.

,, ૭ વાગે મારવાડી વિદ્યાલયના હોલમાં સ્ત્રીઓના હક્ક વિષે ભાષણ.

બુધવાર સવારે આઠ વાગે સૌ. હેમલતાનું 'સંસારના પ્રશ્નો' ઉપર ભાષણ, તેનું પ્રમુખસ્થાન લેવાનું.

,, સવારે દસ વાગે અનાથાશ્રમના બાળકોની તપાસ.

,, બપોરે બારથી બે ગુ. હિં. સ્ત્રી મંડળનો કલાસ.

,, બપોરે પાંચ વાગે રેફ્રમેંટરીની બાળકીઓને ઉપદેશ.

,, રાતે આઠ વાગે દુકાળ ફંડના લાભાર્થે 'સંસાર ચિત્ર' નાટક આર્ય નાટક કંપની ભજવે તે વખતે પ્રમુખ સ્થાન.

ગુરૂવાર સવારે આઠ વાગે જેલના કેદીઓની તપાસ.

,, સવારે દસ વાગે છૂટેલા કેદીઓના મંડળની વાર્ષિક સભા.

,, બપોરે બારથી બે મંડળનો કલાસ.

,, બપોરે ચાર વાગે નર્સિંગ એસોસીએશનની વાર્ષિક સભા.

,, સાંજે ૭ વાગે ગર્લ્સ ગાઇડ એસોસીએશનની સભામાં ભાષણ.

શુક્રવાર સવારે આઠ વાગે ગુ. હિં. સ્ત્રી મંડળ તરફથી કેળવણી ખાતાના પ્રધાન પાસે ડેપ્યુટેશન લઇ જવાનું તેનું પ્રમુખ સ્થાન.

,, સવારે દસ વાગે યંગ વૂમન્સ ક્રિશ્ચિઅન એસોસીએશનની મુલાકાત.

| | |
|---|---|
| ,, | બપોરે બારથી બે કલાસ લેવાના. |
| ,, | બપોરે ચાર વાગે 'શ્રી એમચ્યોર નાટક સમાજ' તરફથી ભજવવાના ખેલની તૈયારી કરવાની–ગેઇટી થીએટર. |
| ,, | રાતે આઠ વાગે-રિહર્સલ |
| શનીવાર | સવારે આઠ વાગે લેડીઝ કલબ તરફનું માનપત્ર સ્વીકારવાનું |
| ,, | સવારે દસ વાગે લેડી સીબીલને ત્યાં વિઝિટ. |
| ,, | બપોરે બારથી બે કલાક લેવાના |
| ,, | બપોરે ચાર વાગે વિડોઝ હોમનો મેળાવડો. |
| ,, | સાંજે ૭ વાગે ચોપાટી ઉપર જાહેર ભાષણ. |
| ,, | રાતે આઠ વાગે એમેચ્યોર નાટક. |
| રવીવાર | સવારે આઠ વાગે પ્રાર્થના સમાજ. |
| ,, | સવારે દશ વાગે લેડી સીબીલની રિટર્ન વિઝિટ–ઘેર. |
| ,, | બપોરે બારથી બે સેવાસદનના રાંધણના વર્ગો તપાસવાના. |
| ,, | સાંજે ૭ વાગે લેડીઝ કલબની પડદા (ગાર્ડન) પાર્ટી. |

શ્યામા સુંદરીનું આ સાતે વારનું સરવાયું વાંચી મારૂં મગજ ઘુમી ગયું. આખા પ્રોગ્રામમાં ફક્ત એકજ વખત ઘેર શબ્દ નજરે પડયોઃ અને ઘર અને બહાર વચ્ચેનો વિરોધ મને સાલ્યો. પણ પ્રોગ્રામ પૂરૂં વંચાઇ રહ્યું એટલામાં શ્યામા સુંદરી આવી પહોંચી. તેને થાકેલી પાકેલી જોઇ મારો મીજાજ ઉડી ગયો. અધુરામાં પૂરૂં તેણે હસતાં કહ્યું: "માફ કરજો જરા મોડું થઇ ગયું, પણ શું કરૂં ? એક બાળક રસ્તામાં પડી રડયા કરતું હતું. તેને અનાથાશ્રમમાં પહોંચાડવા જવું પડયું." તેના આજીજી ભર્યાં મધુર હાસ્યે માફી કયારની લઇ લીધી હતી.

## મારી વહુનું જાહેર ભાષણ

•આઠેક દહાડા બાદ સાંજના શાંતારામની ચાલ પાસેથી થઇને હું એક મિત્રને ત્યાં જતો હતો. હાઈ કોર્ટમાંથી સીધો ચાલી આવ્યો હતો. હમણાં હમણાં મારે ઘર ને બહાર સરખાં હતાં. ઘેર કોઇ હોય નહીં, એટલે મિત્રોને ત્યાંજ વખત ગાળતો. જતાં જતાં શાંતારામની ચાલમાં હજારોની મેદની મેં જોઇ. હું મારા ધંધામાં પરોવાયલો રહેતો એટલે સ્વરાજ્ય સભા કે હોમરૂલ લીગનાં ભાષણોમાં હવે જતો નહોતો. બારના આગેવાન કાઉન્સલ (બારિસ્ટર) તરીકે હું બહુ પ્રખ્યાત હતો; પણ સભાઓના પ્લેટફોર્મ ઉપર હવે મારે માટે જગા નહોતી. લોકો ચીકાર ભરાયા હતા. જવાનો રસ્તો નહોતો. દૂરથી જોયું તો શ્યામા ભાષણ કરતી હતી. મને જઇને સાંભળવાનું મન થયું, પણ જવાનો રસ્તો જડતો નહોતો. એટલામાં મને કોઇએ ઓળખ્યો ને કહ્યું: 'કૃષ્ણરાય ! જાઓ આ રસ્તો રહ્યો.' મારૂં નામ સૂણાતાં શ્યામા સુંદરીના વર આવ્યા છે, શ્યામા બહેનના વર આવ્યા છે, એમ સર્વત્ર થઇ રહ્યુ. શ્યામા મારી વહુ તરીકે ન ઓળખાય ને હું શ્યામાના વર તરીકે ઓળખાઉ એ મારા અભિમાનને ન રૂચ્યું. ગમે તેટલું પણ હું પુરૂષ, શ્યામા કોણ? મારી સ્ત્રી, ને તે મારાથી ઓળખાય એજ વ્યાજબી તેને બદલે હું શ્યામાથી ઓળખાઉં એ મારી સ્વાર્થી મર્દાનગીને ન રૂચ્યું. ભાષણના માંચડા આગળ શ્યામાનું ભાષણ પૂરૂં થયું, ને તેને તાળીઓના હર્ષનાદથી—"શ્યામા સુંદરીની જે,"ના ઘોષથી અપૂર્વ માન મળ્યું, તેથી મારા મનમાં "બળતામાં ઘી," હોમાયું. હું ઘેર ચાલ્યો ગયો. ઘેર પણ મને ગોઠે શાનું ? મને એ ના એજ વિચાર આવવા લાગ્યા. ક્યાં શ્યામા ને ક્યાં હું ? પાછલા દિવસો યાદ આવ્યા. શ્યામા જોડે મારૂં લગ્ન કેવી રીતે થયું તે બનાવ મારા મન આગળ સમગ્ર રીતે ખડો થયો.

## મારી વહુએ કરેલું સંવનન

શ્યામા અને હું એક નાતનાં એક પોળમાં રહેતાં હતાં, નાનપણથી ભેગાં રમેલાં, ભેગાં ભણેલાં. એકમેકને ભાઇ બહેન જેટલું ચહાતાં. પણ તે તેર વરસની થઇ ને નિશાળેથી ઉઠી ગઇ. ઘેર અભ્યાસ ચાલુ હતો. હું પણ એ અરસામાં મુંબાઇ ગયો, અને ત્યાંથી વિલાયત જઇ બારિસ્ટર થઇને ચારેક વર્ષે વડોદરે પાછો ફર્યો. મારી ઉંમર તે વખતે એકવીસ વરસની હતી. થોડા દિવસમાં મુંબાઇ પ્રેકિટસ–ધંધો કરવા જવાનું હતું. હું શ્યામાને બીલકુલ ભૂલી ગયો હતો, એક દિવસ હું ફરતો ફરતો કમાટી બાગમાં જઇ પહોંચ્યો. ચોમાસાનો દિવસ હતો. સાંજના પાંચેક વાગેલા. આકાશ ઘમઘોર વાદળાથી છવાયું હતું. કદી કદી ઝરમર ઝરમર છાંટા પડતા. ઝુલતા પૂલ ઉપર જઇ હું બરાબર વચ્ચે ઉભો. વરસાદની હેલીને લીધે ત્યાં કોઇ માણસ જણાતું નહોતું. પૂલ ઉપર ઉભો રહી હું આસપાસનું સુંદર દૃશ્ય નિહાળી રહ્યો. નીચે વિશ્વામિત્રીમાં મોટું પૂર આવેલું, તેમાં નાનાં વમળ અને કુંડાળાં પડતાં. સામે પૂર્વમાં આમલીનાં ઝુંડ મોરથી લચી અપૂર્વ શોભા ધારણ કરતાં ઉભાં હતાં. આમલીઓ ઉપર કાળું ભમર આકાશ ચંદરવા માફક ઝુલતું હતું. કદી કદી ત્યાં ચડી આવેલા વાદળામાં વીજળી ઝબકતી; અને મેઘ ગર્જનામાં પાંજરાના સિંહોની ત્રાડ પૂરાતી. મારી પાછળ બંને બાજુએ તાડ ઉભા ઉભા પવનમાં ઝૂકી હજારો પંખી ઉડાવી રહ્યા હતા. દૂરના લાંબા સુકા વાંસ પવનથી હાલી અથડાઇ અવાજ કરતા હતા. નદીના બંને કિનારા ઉપરના છોડવા પાણીથી ધોવાઇ હસ્તે મોંએ પૂરના પાણીને આવકાર આપતા ઉભા હોય એમ જણાતુ હતું. પાસેના ક્યારામાંથી કરણનાં સુંદર ફુલોની આછી ધીમી ખુશબો બહેકીને આવતી. ઘડીકમાં નીચે નદીમાં તો ઘડીકમાં આમલીઓ તરફ જોતો; ઘડીકમાં ઝોલા ખાતા પૂલ સામે તો ઘડીકમાં આકાશમાંનાં

વાદળાં ઉપર મારી દૃષ્ટિ સ્થિર થતી. કુદરત પૂર બહારમાં ખીલેલી જણાઇ. હું ગળગળો થઇ ગયો અને મારૂં મન પ્રભુભક્તિમાં પરોવાયું. પાંચેક મિનિટ હું સ્તબ્ધ થઇ રહ્યો હોઇશ, એટલામાં પાછળથી કોઇ સ્ત્રીનો નાજુક, કોમળ પણ કરૂણાપૂર્ણ સ્વર સંભળાયો, કાંઇ માણસનો ગણુસારો ન લાગવાથી ભણકાર હશે જાણી હું તો પ્રભુને સંબોધતો ઉભો. ફરી ઝીણા તીણા મીઠા અવાજે કોઇએ મારૂં નામ દીધું: 'કૃષ્ણરાય!'

હું પાછો ફર્યો તો પાછળના છાયાગૃહમાંથી કોઇ યુવતી આવતી જણાઇ. તે અઢારેક વર્ષની હશે એમ લાગ્યુ. હું તેને ઓળખું તે પહેલાં તે બોલી:

"કૃષ્ણરાય! મને ન ઓળખી? ગરીબ શ્યામાને તાલેવાન બારિસ્ટર કયાંથી યાદ રાખે?"

"શ્યામાબહેન! એવું ન બોલો. ગરીબી એ ગુન્હો નથી.' ને તાલેવાનપણું એ ઉપાધિ નથી. હજી હું, તાલેવાન થયો નથી ત્યાંસુધી ભાગ્યશાળી છું તમને વીસરી ગયો નથી એની ખાત્રી શી રીતે આપું? પણ તમે અહીં કયાંથી?"

"તમારી પાછળસ્તો. તમે અહીં કેટલા દિવસથી આવ્યા છો ને કાલે મુંબાઇ જતા રહેવાના છો છતાં મને કે મારી બાને મળવા આવ્યા?"

"ભૂલ થઇ બહેન, ક્ષમા કરો. પણ હું પાસ થઇ દૂર દેશથી આવ્યો તોય તમે કે તમારી બા મને મુબારકબાદી આપવા અવ્યાં કેમ નહિ? હાં, પણ તમે અહીં–અત્યારે બાગમાં કયાંથી?"

"મારી બા ને તેની બહેનપણીઓ "અંગસના રોટલા ખાવા" ઉજાણીએ આવ્યાં છે, સાથે હું આવી છું. જરા ફરી આવું એમ થયું, તેથી નીકળી, તેઓ બધાં એ માંડવામાં બેઠાં.

ફરતાં ફરતાં મેં તમને જોયા. બહુ દહાડાથી મળવાનું મન, તે તમારી પાસે આવી."

"બહુ સારૂં, ચાલો તમારી બા પાસે."

"ઉભા રહો, મારે વાત કરવી છે."

"બધી વાત ત્યાં કરીશું."

"ના, મારે કાંઇ તમને કહેવું છે–તદ્દન ખાનગી."

એટલું કહી એ જરા અચકાઇ, શરમાઇ, ને હું વિચારમાં પડયો. હું મૂગો રહ્યો. થરથર ધ્રૂજતી, લથડતી જીભે તે લવી:

"કૃષ્ણરાય, જરા સાંભળો ને માઠું લાગે તો માફ કરશો. તમે મુંબાઇ જઇ મહાલશો ને અમે અહીં પડયાં પડયાં સડીએ? એવા એકલપટા ન થાઓ."

"તમારા કોયડા હું સમજી શકતો નથી, શ્યામા. જરા સ્પષ્ટ બોલો."

"સ્પષ્ટ શું બોલું? મને શરમ આવે છે. એ વાત તે બચ્યું શું કહું?

"ત્યારે હું કેમ સમજુ?"

"લ્યો, ત્યારે સાંભળો. હજી હું કુંવારી છું અને મારી બા મારાં લગ્ન પીસતાળીસ વર્ષના બીજા વર જોડે ગોઠવે છે. અમારૂં કુળ જરા નીચું, એટલે કુળવાન વર કોઇ મને લે નહિ અને અમારો જ્યાં ઉતાર છે ત્યાં એથી નાના વર નથી. મારી શી સ્થિતિ થશે, તેનો વિચાર કરી લ્યો. તમને ન કહું તો કોને કહું?"

"પણ એ વર તને ગમતો નથી, શ્યામા?"

"એ કુંદનલાલ બે પૈસે સુખી છે, થોડું ઘણું ભણેલા છે; પરંતુ હું સત્તર વરસની ને તે પીસતાળીસ વરસના, એ સંસાર કેમ નભે? અને નભે તોય છેવટે નાની ઉંમરમાં વિધવા થવાનું તો ખરૂં ને?"

"પણ એમાં હું શું કરૂં?"

"કેમ, હું શું કરૂં? સાથે રમ્યાં બેઠાં ઉઠયાં તે બધું ભૂલી ગયા? બીલકુલ દયા પણ નહીં. ઓ ઈશ્વર! હવે હું કોને કહું? કાંઈ નહિ, મારા કર્મનો વાંક છે. કૃષ્ણુરાય! મને દુ:ખી કરી તમે સુખી થશો?"

"પણ બહેન! હું શું કરું? જોઈએ તો તમારી બાને કહું, બીજો વર શોધી લે."

"બાને શું કહેવાનું છે? બીજો વર છે, તે ના પાડે છે ને ત્રીજો કોઇ મળતો નથી."

"બીજો કોણ છે?"

"બીજો કુળવાન છે તે—"

"પણ કોણ?"

"કૃષ્ણુરાય! કૃષ્ણુરાય! તમારે મને શારવીજ છે? આટલા બાતકી ક્યારના થયા?" રડવા જેવી થઇને તેણે આગળ ચલાવ્યું. "તમે ન સમજ્યા? મારે ખુલ્લુંજ કહેવું પડશે? હા, બીજો ઉપાય નથી. તમે તમારૂ કુળ ભૂલી મને ન સ્વીકારો–મને તમારી ન કરો?"

એટલું બોલી રડું રડું થયેલું મોં નીચુ રાખી તે ઉભી. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તે મારી સાથે પરણવાની માગણી કરશે. શો જવાબ આપવો તેની ગડભાંગમાં હું સ્તબ્ધ ઉભો અને મેં તેના સામું જોયું.

શ્યામા ખરેખર શ્યામ–સ્હેજ કાળી હતી. પણ એ કાળાશ કાંઇ જુદાજ પ્રકારની હતી. બહુ ધોળા રંગમાં શ્યામ રંગની આછી છાંટ પથરાએલી તમે કદી જોઇ છે? સફેદ વાદળામાં પાણીના ભારથી છવાયલી શ્યામતા જોઇ છે? એ કાળી નહોતી; પણ એ વાદળા જેવી–ઘનશ્યામ હતી. એના રંગનું–એના એ સૌંદર્યનું પૃથક્કરણ મારાથી થઈ શકયું નહિ. કોઇ બરફ જેવો શ્વેત રંગ, કોઇ ગુલાબી છાંટ, કોઇ ચંપકવર્ણ પસંદ કરે છે. પણ ઘણા

કવિઓએ કૃષ્ણને ઘનશ્યામ કહી એમની ખૂબસુરતી વખાણી છે. શ્યામા પણ મને અત્યારે કાંઇક એવીજ રૂપાળી ભાસી. એનું રડું રડું થઇ રહેલું–દયામણું મોં અત્યારે કાંઇક નાનું જણાયું. આંખમાં આવી ઠરેલાં આંસુ એની કીકીઓને ચળકતી બનાવી મને મહાત કરતાં હતાં. ગાલ શરમથી સ્હેજ લાલ હતા. કાંઇક ઠપકામાં અને કાંઇક ક્રોધમાં તેની કાળી ભમરો ઉંચી ચઢી લાલચોળ બનેલા કપાળને વધારે ક્રોધ દર્શાવવા દેતી નહોતી. સ્હેજ દાબેલા હોઠને લીધે તેના ધોળા સરખા દાંત કવચિત દર્શન દઇ મને લલચાવતા હતા. મેં એક વાર ફરી તેના આખા શરીર ઉપર સમગ્ર દૃષ્ટિ નાખી અને તેના ઓશીઆળા મોંએ અને ઘનશ્યામ રૂપે મારા ઉપર વિજય મેળવ્યો. કરૂણાપૂર્ણ સ્વરે મેં કહ્યું: શ્યામા! વહાલી—” મારાથી આગળ બોલાયું નહિ. પણ જેવી હિંમતથી તેણે મારૂં સંવનન કર્યું હતું–મને જીત્યો હતો, તેવીજ હિંમત ધારણ કરી તેણે મારા બંને હાથ ઝાલ્યા, અને એક હાથ પોતાના ગાલે અરાડી તે બોલી:

“બસ, વહાલા, એટલુંજ બસ છે. હવે મારી ચિંતા દૂર થઇ.”

“શ્યામા હું મારી બાને તારી વાત કહીશ. તેને હું બહુ લાડકો છું તેથી તે માનશે.”

“તમારે જોઈએ તેમ કરો, હવે મારે શી ચિંતા? આપણાં લગ્ન થઇ ગયાં હું સમજુ છું લ્યો, ઉભા રહો. હું જઉં છું, મારી બા રાહ જોતી હશે કે મને શોધતી હશે. શું કહું છું, વહાલા! હવે બધું તમારે ફાવે તેમ કરો. હું તો તમારી સાથેજ મુંબાઇ આવીશ.”

એમ કહી તે ઝપાટાબંધ ચંચળ રાજહંસની ગર્વભરી ચાલે દોડી ગઇ; હું તેની ચપળતા જોતો–તેના સાહસને મનમાં વખાણતો ઉભો.

થોડીવાર પછી ઘેર જઈ મારી બાને મેં સઘળી વાત કરી. હલકા કુળની કન્યા લેવાનું પહેલાં તેને રૂચ્યું નહિ; પણ મારા

આગ્રહને માન આપી તેણે શ્યામાની બા પાસે જઈ શ્યામાના હાથની માગણી કરી. અમારાં લગ્ન થયાં, ને અમે મુંબાઈ આવ્યાં. શ્યામાની હોંશીયારી ને ચાલાકી, તેની ગૃહવ્યવસ્થા અને પતિસેવા અનુપમ હતી. પણ મને તેથી સંતોષ થયો નહીં. મારે તો તેનું નામ જાહેરમાં આવે–જાહેર જીવનને મોખરે ઝુલે એવું જોઇતું હતું. મેં તેને એ બાબત હરહમેશ કહ્યા કરી, પહેલાં તો તે સભાઓ અને ભાષણો, મંડળો અને કલબો વિરૂદ્ધ તિરસ્કાર દર્શાવવા લાગી, પણ છેવટે મારી મજબુત લાગણીને તે તાબે થઇ. શરૂઆતમાં કાંઇ સંકોચ અને કાંઇ શરમ તેને રોકતાં; પણ પાછળથી તો તે જાહેર જીવનમાં પાવરધી થઇ ગઈ, તે એટલે સુધી કે જે વર ને ઘર તેનું સર્વસ્વ હતાં, તેજ વર ને ઘર હાલ તે વિસરી ગયેલી જણાઇ.

### વહુને મહાત કરવાની યુક્તિ

આ બધો પાછલો વહીવંચો–અમારી શરૂઆતની જીંદગી મારી આંખ સમક્ષ ખડી થઇ. ઝટપટ પણ એક પછી એક તમામ બનાવો મારા મનમાં આવી ગયા; અને છેક છેવટે શ્યામાના વર તરીકે હું ઓળખાઉં એ વિચારે મને ગાંડો બનાવ્યો. એક વખતે તો હું હોમરૂલ લીગનો પ્રમુખ નેતા હતો; પરંતુ સત્યાગ્રહ શરૂ થયો ત્યારે મેં તેમાંથી રાજીનામું આપેલું, ત્યારથી હું ધંધા સિવાય બીજી રીતે નિવૃત્તિ ગાળતો હતો. પણ શ્યામા? તે સભાઓ ગજાવતી અને હજારો લાખો લોકોના હર્ષનાદ આકર્ષતી. જ્યારે તે બહાર દેવી માફક પૂજાતી, ત્યારે અત્યારે હું ઘેર એકલો સડતો હતો.

કાંઇ ઉપાય?

મારા અસંતોષનાં બે કારણ હતાં. એક તો પુરૂષને સામાન્ય એકલપેટાપણું, તેને ઢાંકવા માટે ઘરનું સુખ, પત્નીનો સહવાસ વગેરે નામ આપવામાં આવે છે. બીજું, અદેખાઇ. પલક વાર ચળકાટ

મારી ગુમ થતા પુચ્છડીઆ તારાની માફક મારી ખ્યાતિ લોપ થઈ ગઇ હતી; ને તે લોપ થતાંનો સાથે શ્યામાની કીર્તિ પ્રગટી હતી. બીજો કોઇ સાધુ પુરૂષ હોત, તો શ્યામાએ લોકોની પ્રીતિ મેળવી હતી તે જોઇ આનંદ માનત, કેમકે ખરી રીતે એ પ્રીતિનું કારણુ હું પોતે હતો, હું તેનો ગુરૂ હતો, મેંજ તેને બહાર કાઢી-પાડી હતી. પરંતુ અદેખાઇ અને એકલપેટાપણું એ બેએ અજાણતાં મને બેભાન બનાવ્યો હતો, અને હું શ્યામાને ફરીથી વર અને ઘર સંભાળતી કરવાનો ઉપાય શોધવા લાગ્યો.

બાર રૂમમાંથી એક દિવસ મારા બારિસ્ટર મિત્ર હુરરાય સાથે હું કલબમાં ગયો, ને ત્યાંથી તેમના આગ્રહથી તેમને ઘેર વાળુ માટે ગયો. મને દિલગીર જોઇ તેમણે મને મારા શોકનું કારણુ પૂછ્યું. તેમને હું કેટલો બધો દુઃખી છું તે જણાવી મારા ઘરસંસારનો ઇતિહાસ મેં કહ્યો, ને સાથે સાથે " વહુનો ભોગ " હોવાનું પણુ કહી નાખ્યું. હુરરાય બહુ બાહોશ વકીલ હતા; ઉલટ પાલટ તપાસમાં એકેકા હતા. તેમણે મને બહુ ક્રોસ કર્યો, અને તેમની ખાત્રી થઇ એમ મને લાગતાં મેં તેમને આજીજી કરી :

" હુરરાય, આ દુ:ખમાંથી મને છોડવો. " વિચાર કરી હુરરાયે મારી સમક્ષ યોજના રજુ કરી;

" જો કૃષ્ણુરાય! મામલો તું કહે છે તે ખરૂં હોય તો બહુ બહેકી ગયો છે. રોગ હોય તેવું ઓસડ જોઇએ. હું કહું તેમ કર."

" હું તૈયાર છું."

" ત્યારે તું શ્યામામાં ઇર્ષ્યા ઉત્પન્ન કર, બૈરાં માત્ર-" પુરૂષ હુરરાય સ્ત્રી જાત ઉપર સામાન્ય આક્ષેપ કરતો બોલ્યો-" બૈરાં માત્ર અદેખાં હોય છે, માટે તું કોઇ બીજી સ્ત્રી સાથે પ્રેમમાં પડયો હોઉં એવો ઢોંગ મચાવ, અને શ્યામા તને જોઇને બળે તેવા પ્રસંગ લાવ."

" હા, યાર ! એ ઠીક, પણુ એવી સ્ત્રી-ઢોંગ કરવા ખાતર

મારી સાથે ફરેહરે એવી કોણ મળે ? તું અને હું બંનેનાં ચારિત્ર્ય કેવાં ઉંચાં છે; મિત્રો–લોકો આપણે માટે કેવું સારૂં બોલે છે–આપણને કેટલું માન આપે છે ! હવે હું શું કોઇ ભાડુતી સ્ત્રી સાથે ફરી મારૂં નામ બદનામ કરૂં ? ”

“ ભાઇ, તું મને બહુ વહાલો છું; અને ચારિત્ર્ય માટે આપણે મરવા તૈયાર થઇએ એવું સખ્ત આપણું નીતિશાસ્ત્ર છે. તેથી હું તને સૂચના કરૂં છું કે તારી ભાભી જ્યોત્સના સાથે તું હરવા ફરવાનું રાખ એટલે તારૂં કામ સફળ થશે. જ્યોત્સના–” હું કાંઇ બોલું ને ના કહું ત્યાર પહેલાં તો તેણે તેની વહુ જ્યોત્સનાને હાંક મારી–“ જ્યોત્સના ! ”

તુર્ત દીવાનખાનામાં જ્યોત્સના દાખલ થઇ. જ્યોત્સના ખરેખર જ્યોત્સના જેટલી જાજરમાન હતી. અપૂર્વ રૂપ ઈશ્વરે તેને આપેલું હતું; અને લુગડાં પહેરવાની, શણગાર સજવાની, ઘરેણાં ઘાલવાની તેની ઢબથી હજારો પુરૂષો આકર્ષાતા. સૌંદર્યની દેવી જેવી હોવા છતાં તે એટલી બધી પવિત્ર હતી, કે હરરાયની આજ્ઞાંકિત દાસી થઇને રહી હતી. અત્યારે તો હું હરરાયને પુરો ભાગ્યશાળી ને મને પોતાને અભાગીઓ માની રહ્યો હતો. હરરાયે પોતાની પત્નીને કહ્યુંઃ

“ જો, જ્યોત્સના ! આ કૃષ્ણરાયભાઇને તેમની પત્ની તરફનું દુઃખ છે. શ્યામાને ઠેકાણે લાવવી છે, તેથી તેને અદેખાઇની આગથી બાળવી જોઇએ. આઠ દસ દહાડા તું કૃષ્ણરાય જોડે ફર્યા કરીશ ? ”

આ કેવો અજબ સવાલ ! પણ તે સવાલથી મારો મિત્ર–સ્નેહ જાગૃત થયો. મેં વચ્ચેજ ઉમેર્યુંઃ “ જ્યોત્સના ભાભી–બહેન મુઝાશો નહીં. ” વિચારપૂર્ણ મુદ્રા કરી જ્યોત્સનાએ ધીમેથી જવાબ આપ્યો :

“ ભાઇ ! હું મુઝાઉં તો તમારા ભાઇને, તમને અને મને પોતાને અન્યાય કરૂં છું એમ થાય. તેમના તમારા ને મારા ચારિ-

ત્યમાં—આપણા ત્રણેના બળમાં મને એટલો બધો વિશ્વાસ છે, કે એવી હજારો વાતોથી હું ડરૂં કે ડગું એવી નથી. પણ તમે બંને માનો છો તેવાં શ્યામા બહેન સામાન્ય સ્ત્રી નથી."

કાંઇક ગુસ્સા સાથે હરરાયે કહ્યું:

"જ્યોત્સ્ના ! તારે મારૂં માનવું છે કે આગવુંજ ગુડવું છે?"

હરરાયનો પડયો બોલ ઉઠાવવા તત્પર રહેતી જ્યોત્સ્ના આ સાંભળી બોલી:

"ઠીક, ત્યારે વહાલા! તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા હું તૈયાર છું."

આ પ્રમાંણે સાટુ નક્કી થયુ. બીજે દિવસથી મેં જ્યોત્સ્ના સાથે ફરવા માંડયું. સિનેમા, નાટક, બેંડસ્ટેંડ, ચોપાટી, એપોલો, બધે ઠેકાણે હું અને જ્યોત્સ્ના સાથે જતાં. જ્યોત્સ્નાને સ્ત્રીઓની કલબમાં જવું હોય તો હું તેને કલબ સુધી ગાડીમાં મૂકવા જતો. ખાસ કરીને અમે સભાઓમાં અને શ્યામાનાં ભાષણોમાં સાથે જવા માંડયું. શ્યામાના મન ઉપર કેવી અસર થઇ તે હું કહી શકયો નહીં; પણ લોકોમાં અમારાં નામ ગવાયાં–ચવાવા માંડયાં. અમારે કાને એ વાત આવી. જ્યોત્સ્ના મૂગેમોઢે સહન કરતી, પણ મારા અંતઃકરણને આથી આઘાત થયો. જ્યોત્સ્ના જેવી પરમ સાધ્વી પતિવ્રતા–શીલની મૂર્તિને માથે અપવાદ આવે અને તેનું કારણ હું, એ વિચાર હવે મને ગુંગળાવી નાખતો હતો. પણ પતિ-ના વચનને માટે જ્યોત્સ્ના મરી જવાને પણ તૈયાર હતી—કલંક ખમવામાં ને સહેવામાં વીર રજપૂતાણીથી વધારે શૌર્ય દાખવી રહી હતી, તેથી તેના પ્રત્યે મને એટલો બધો પૂજ્યભાવ થયો, કે હું તેને હવે સતીને બદલે દેવી ગણવા લાગ્યો.

## કોણ કોને જીત્યું

એવામાં મારા એકના એક દીકરા—રણજીતને હું કોર્ટમાંથી ઘેર આવ્યો ને તુર્ત લોહીની ઉલટી થઇ. એની ઉમર ફક્ત પાંચ વર્ષની હતી. શ્યામા ઘેર નહોતી. મેં આવો મંદવાડ જોયો નહોતો. દાક્તરને

બોલાવ્યા, તો તેમણે બરાબર સારવાર કરવાનું ને માથે બરફની કોથળી મૂકી રાખવાનું ફરમાવ્યું. કોઈ નર્સ (દાયણ) કે સ્ત્રી એ કામ સારૂં કરી શકે એવી સૂચના સાથે દાક્તર વિદાય થયા. તપાસ કરતાં માલમ પડયું કે શ્યામા તો મોડી રાતે આવવાની હતી, ને આયા તો રજા લઇને ગઇ હતી. મેં તેથી જ્યોત્સ્નાને બોલાવવા મોકલી. શ્યામાના ઉપર આ વખતે મને બહુ ગુસ્સો આવ્યો. જ્યોત્સ્નાએ આવી દાક્તરની સૂચના પ્રમાણે કર્યું, ને રાતના સાડાદસ વાગતાં રણજીતની તબીયત બહુ સુધરી ગયેલી જણાઇ. જ્યોત્સ્ના જવાને તૈયાર થઈ, એવામાં શ્યામા બહારથી આવી. શ્યામાએ મને ને જ્યોત્સ્નાને એકજ ખંડમાં જોયાં. શ્યામાને "હું જઉં છું, બહેન," કહી સપાટાબંધ જ્યોત્સ્ના બહાર ગઇ. રણજીતની તબીઅતના સમાચાર સાંભળી શ્યામા રડવા જેવી થઇ ગઇ હતી, તેને ઠપકો આપતાં મેં કહ્યું:

"શ્યામા! હજી બહુ વહેલું છે, મોડું આવવું હતું ને!"

"હશે, જ્યોત્સ્ના બહેન હતાં ને, તેમણે મારા રણજીતની સારી ચાકરી કરેલી જણાય છે." એટલું બોલી શ્યામા રડી પડી. એના બોલવાનો ભાવાર્થ ગમે તે હોય, પણ મને તો લાગ્યું, કે ધાર્યું પરિણામ આવ્યું, ને તેનું હૃદય શંકાશીલ થયું છે. ધ્રુસ્કે ધ્રુસ્કે શ્યામાએ રડવા માંડયું, ને છેવટે મારા ખોળામાં તેણે પોતાનું માથું નાખી દીધું. ડુમો સમ્યા પછી તે બોલી:

"વહાલા! મને ક્ષમા કરો, મારી ભૂલ થઇ."

અદેખાઈથી બળીને તે આમ બોલે છે એવી મારી ખાત્રી થઇ, તેથી હું ચુપ રહ્યો, ને તેણે ગળગળે અવાજે ચલાવ્યું:

"હું કબુલ કરૂં છું બધું, ને હવે મારો ગુન્હો માફ કરો. ઓ વહાલા! બોલો, કે માફ કરૂં છું."

હવે આ લાગ સારો છે, જાણી મેં તેને સતાવવા માંડી:

"હા, મારી ખાત્રી હતી, કે ઇર્ષાની આગ તારા હૃદયમાં સળગશે. જ્યોત્સ્નાને જોઇ તું બળી જઇશ, પણ જ્યોત્સ્ના–" હુ વાક્ય પૂરૂં ત્યાર પહેલાં તિરસ્કારપૂર્વક તેણે કહ્યું:

"શાંતમ્ પાપમ્, જ્યોત્સ્ના બ્હેનના નામને એવી રીતે વાપરી અભડાવશો નહીં. તેનું શીલ ને ચારિત્ર્ય મારે અને સૌને દાંખલો લેવા જોગ છે. અને વહાલા ! તમે કયાં ઓછા પવિત્ર છો ?"

"ત્યારે તું હમણાં 'માફી' ને 'ગુન્હો' એ બધું શું કહેતી હતી. બધું જુઠુંજ કે ?"

"ના, તમે સમજ્યા નથી. હું જાહેર જીવન છોડી દેવાની છું."

"પણ તેમાં ગુન્હો શો ?"

"ગુન્હો શો ! યાદ કરો તે દિવસો. મને બેળે બેળે જાહેર જીવનમાં ઘસડવા તમે કેટલો બળાત્કાર કરેલો તે ? મને એ પસંદ નહોતું-નથી. તમને ઠેકાણે કેવી રીતે લાવવા એના વિચારમાં હું પડી, ને પછી તમારે તાબે થઇ મેં જાહેર જીવનમા ઝંપલાવ્યુ તે એવું ઝંપલાવ્યું, કે તમે ધરાઇ જાઓ ને તમને અણગમો ઉપજે ત્યાં સુધી. એ પળ આજે આવી છે. મારા જીવન પ્રત્યે તિરસ્કાર ને ક્રોધની લાગણીઓ તમારામાં ઉદ્‌ભવી છે, એ હું સ્પષ્ટ જોઉં છું."

"પણ તું માફી શાની માગે છે, શ્યામા ?"

"સાંભળો. મેં તમારાથી વાત છુપાવી છે. મારી પ્રવૃત્તિઓ લોકસેવા માટે નહોતી, પણ તમારૂં મગજ ઠેકાણે લાવવા માટે હતી. લોકસેવા થઈ હશે, પણ હું અંદર છેક મશગુલ રહી, તે એવા માટે કે મારો વર અને મારૂં ઘર એ બે સાચવીને હું બેસી રહું એવો દિવસ જલદી આવે. એ દહાડો આજે આવ્યો છે, ને તેથી હું તમારી માફી માગું છું. મેં એવું ન કર્યું હોત તો તમે ને હું પોતાનું ભલું વિસરી પારકાનું ભલું કરવા જૂદે જૂદે માર્ગે પ્રયાણ કરતાં હોત. લોકસેવાનું પહેલું પગથીઉ કટુંબસેવા છે, તે તમે આજથી શીખ્યા."

જાણે ગુમાવેલું સુખ પાછું હમણાંજ મળ્યું હોય તેમ અધીરા થઈ મેં પૂછ્યું:

"ત્યારે શ્યામા, હવે તું બહાર નહીં જાય કે?"

"જઇશ તોય તમારી સાથે. જ્યોત્સ્ના બહેન ને હુરરાયભાઇ કેવાં સુખી છે! આપણે પણ તેવું ઘેર બેઠાં સુખી થવું છે. આ જુઓ મેં રાજીનામાં લખી દીધાં છે. સો એક સંસ્થાઓમાંથી હું છૂટી થવાની છું"

"ત્યારે શ્યામા! તેં મને મૂરખો બનાવ્યો. હું તો જાણી જોઇને જ્યોત્સ્ના બહેનની સાથે ફરતો હતો, તે એટલા માટે કે તું અદેખી થઈ જાહેર જીવનને મૂકી દે. હવે હું જ્યોત્સ્ના બહેનને શું કહું? બધો વખત તું તો ફારસજ ભજવતી હતી. જ્યોત્સ્ના–"

"જી, હા" કહી એવામાં જ્યોત્સ્ના હાંફતી હાંફતી અંદર દાખલ થઈ, ને તેણે આગળ ચલાવ્યું:

"હું જતી હતી, તેવામાં હુરરાય મને મોડું થયું જાણી તેડવા આવતા હતા, તેમને મેં રણુજીતના મંદવાડની વાત કહી, એટલે તે જોવા માટે આવ્યા છે."

હુરરાય અંદર આવ્યો, ને મેં તેને ઉધડો લીધો:

"કેમ ભાઈ! એટલી બધી અધીરી આવી ગઇ? તમે શ્યામાને અદેખી કરવા ઈચ્છતા હતા, અને છતાં જ્યોત્સ્ના બહેનને મોડું થયું કે આ નીકળ્યા શોધવા!"

શ્યામા બોલી ઉઠી: "ખબરદાર એવું ન બોલો."

રણુજીતની પાસે જઈ તેની તબીયત જોઇ હુરરાય આવીને અમારી પાસે બેઠા. શ્યામાના મોં ઉપર સહેજ સ્મીત તરી આવ્યું હતું, ને મારો હમેશનો શોકમય ને ચિંતાતુર ચહેરો આજે આનંદી લાગતો હતો, તે જોઇ હુરરાયે ટીકા કરી:

"માનો ન માનો પણ આજે તમે વર વહુ બહુ ખુશ છો: કાંઇ સમાધાન થએલું જણાય છે."

જ્યોત્સ્નાએ ધીરે રહી ટાપસી પૂરીઃ

" લડયાં'તાં ક્યારે કે સમાધાન થાય ? "

એની મીઠી મજાકથી અમે સૌ હસી પડયાં ને શ્યામાએ બધી વાત કહી દીધી. વાત પૂરી થતાં જ્યોત્સ્ના બોલી ઉઠીઃ

" હું કહેતી નહોતી, કે શ્યામા બહેન સામાન્ય સ્ત્રી નથી, મારૂં માનેજ કોણ ? "

શ્યામાને પણ લાગ મળ્યો તે સાધ્યો. તેણે કહ્યુંઃ

" પણ જ્યોત્સ્ના બહેન ! હું આવી ને તમે ગયાં તે વખતે આ તમારા ડાહ્યા ડમરા ભાઇને તો એમજ લાગ્યું, કે જાણે તમને જોઇ હું બળી ગઈ. "

" હા, પુરૂષો પોતે એમજ વર્તે છે, કે જાણે તેઓ દેવ ન હોય ! અને સ્ત્રીઓને તો હમેશાં તેઓ અદેખી અને કજીઆખોર ગણવાના, મેં એ લોકોને ઘણુંએ કહ્યું કે શ્યામા બહેન છેતરાય તેવાં નથી, પણ બહેન ! તેઓ માનેજ શાના ? મને ઉડતાવી પાડી, અને આપણે કહ્યાગરાં એટલે તમારા ભાઇએ કહ્યું તે બધું કરવું પડયું. પણ હું તો મારે મનથી ફારસ ભજવતી હતી. "

" તમે આજ્ઞાંકિતપણાનું ફારસ ભજવતાં હતાં, ને હું સમાજ સેવાનું ફારસ ભજવતી હતી. આપણે તો અબળાઓ, પણ આ બંને સબળા પુરૂષ મહાશયો ?–હા, તેઓ અદેખાઇનું ફારસ ભજવી આપણને તે ફારસનાં પાત્રો બનાવવા ઇચ્છતા હતા, પણ પોતેજ પાત્રો બની રહ્યા. "

શ્યામા આ બોલી હસીઃ અને સાથે અમે બધાં ખડખડ હસી પડયાં. બહુ મોડું થયું હતું, એટલે જ્યોત્સ્ના અને હરરાય ઘેર જવા ઉઠયાં, તેમને શ્યામાએ નોતરૂં દીધુંઃ

" રણજીત સાજો થયો તેની ખુશાલીમાં અને મારાં સો રાજીનામાંના માનમાં હું બંનેને જમવાનું કહું છું. કાલે સવારે અગીઆર વાગે જરૂર જરૂર આવજો. કાલે રવિવાર છે. "

' વારૂ ' કહી બંને ગયાંઃ અને પછી–પછી શું ? મને તો એમજ લાગ્યું કે જાણે આજેજ હું પરણ્યો.

*

## લોચો પોચો માડીનો: છેલ છબીલો લાડીનો

હાઇડ પાર્કમાં મિસ મેનિંગ અને હું બેઠાં હતાં. સેંકડો સરઘસોનું સ્થાન, અસંખ્ય મનુષ્યોથી ખપખપી ઉઠતો આ બાગ અત્યારે સુનકાર જેવો ખાલી હતો. અમે જરા વહેલાં ત્યાં પહોંચ્યાં હતાં. લંડનમાં સવાર મોડી પડે છે, અને હજી હમણાં જ સૂરજ ઉગ્યો હતો. ઉગતાં ઉગતાં એણે એનાં હજાર કિરણો અમારા ઉપર ફેંક્યાં. ઉગતા તડકાની હુંફને વધાવતી મિસ મેનિંગ બોલી:

“જુઓ પેલો સૂરજ ઉગ્યો. આટલું ચાલ્યા તોય મારી ટાઢ ઉડી નહીં. હવે કાંઇક સારૂં લાગશે.”

“મિસ મેનિંગ! તમને કેમ એટલી ટાઢ વાય છે? તમે તો આ દેશનાં-ઠંડી હવાનાં રહેનારાં. ટાઢ વાય તો મારા જેવા હિંદ-

વાસીને–ગરમ દેશના રહેવાસીને; પણ મને કાંઇ ટાઢ વાતી નથી."

"મિ. મહેતા! તમે તમારા દેશમાંથી ગરમી ભરી લાવ્યા હશો–ઉંટ જેમ પાણી ભરી રાખે તેમ!"

"પણ મને લાગે છે, મિસ મેનિંગ, કે તમે પૂર્વ જન્મમાં હિંદી–હિંદુ હશો."

"કેમ?"

"જુઓને તમને ટાઢ બહુ વાય છે. અને તમારો શોખ? બધી વાતે હિંદુ, રોજ નહાવા જોઇએ. નિબંધો વાંચો તો કાર્લાઇલના, નવલકથા પસંદ પડે તો મેરી કોરેલીની, અને કવિતા શીખો તો વર્ડ્ઝવર્થની. કાર્લાઇલ, કોરેલી ને વર્ડ્ઝવર્થ એ કાંઇ ઇંગ્લંડના ન ગણાય. જન્મે અંગ્રેજ ખરા, પણ વિચારે હિંદી. તમે હસો છો. પણ હું ફરીથી કહું છું, કે એ લોકોના પૂર્વ સંસ્કાર–તેમનું પુરાતન આર્ય લોહી એમની કૃતિઓમાં નજરે પડે છે."

"હું અમસ્તી હસી નથી. મિ. મહેતા, તમે મારા વિચાર પારખ્યા છે. મને ઘણી વાર મન થાય છે, કે હિંદુસ્તાન જવું. પણ ત્યાંની સરકારે હજી બૈરાંને વકીલાત કરવાની કયાં છૂટ આપી છે?* નહીં તો ત્યાં જઇ રહેત. કેવો સુંદર દેશ!"

સુંદર દેશની સુંદરતાના વિચારમાં એ ગરકાવ થઇ. અવનવા ભાવોની ભરતી એના મોં ઉપર ઉછાળા મારવા લાગી. હોંસ અને ઉલ્લાસે અત્યારે એનું મોં રંગી નાખ્યું, પવનની ઠંડી લહેરથી વિખરાયલા એના સોનેરી વાળના ઝુલફા તડકામાં ચમકારા મારી ઉડવા લાગ્યા; ઘડીકમાં કપાળ ઉપર, ઘડીકમાં કાન ઉપર, ને ઘડીકમાં ગાલ ઉપર છવાઇ પાસે હું બેઠો હતો, ત્યાં સુધી આવી મને અડકી ગીલીપચી કરવા લાગ્યા. લીસા સફરજન ઉપર જેમ લાલ રંગના લીસોટા હોય છે, તેમ તેના ગાલ ઉપર જાણે પીંછી વતી કોઇએ લાલી ન પાથરી હોય! આસપાસના ધોળા પ્રદેશ વચ્ચે તેના અડધા

---

* સ્ત્રીઓને વકીલાત કરવાની છૂટ આ લખાયા પછી મળી છે.

ઉઘાડા હોઠ ચીરેલા પાકા પીચફળ જેવા દેખાતા હતા. વિશાળ આંખોમાં એની ભુખરી કીકીઓ ઉલ્લાસથી થનથનાટ કરી રહી હતી. એના મોં ઉપર આછું હાસ્ય ફરકયું. એ હાસ્યે એના ગાલ શણગાર્યા; એની આંખોને હસાવી–ખીલવી. એને હસતી જોઈ મારાથી હસી દેવાયું. જાણે ગગણતી હોય એમ તે બોલી:

"હસો, મિ. મહેતા! તમે શા માટે ન હસો? તમે દેશ જાઓ છો. અને દેશ તે કેવો સુંદર! ઈશ્વરની મરજી હશે, તો કોઇ દિવસ હું હિંદુસ્તાન જોઇ શકીશ."

એમ કહી એણે નીસાસો નાખ્યો. જ્યાં હાસ્ય રમતું હતું, ત્યાં ગમગીની ફેલાઇ ગઇ, લેવાઇ ગયેલા મોં ઉપર આછી કાળાશે રતાશની જગા લીધી. એને દિલગીર જોઇ હું પણ દિલગીર થયો; કારણ કે આજ ત્રણ ચાર વર્ષથી એને ને મારે દોસ્તી થઇ હતી. લિન્કન ઇનમાં તે અને હું બેરિસ્ટર થવાને માટે છેલ્લા ત્રણ વર્ષથી સાથે ટર્મ ભરતાં હતાં; અને અમારી મિત્રતા દિવસે દિવસે ગાઢી થતી હતી. મેં એને ઘણું હિંદી સાહિત્ય વાંચવા આપેલું; અને હિંદ વિષે એને એવી સરસ માહિતી હતી, કે કોઇ જાણે કે એ હિંદમાં રહી આવી હશે. એકે દિવસ એવો નહોતો જતો, કે જ્યારે અમે ન મળ્યાં હોઇએ; અને પ્રત્યેક દિવસે કલાકોનાં કલાકો અમે સાહિત્ય, કળા, તત્વજ્ઞાન, કાયદો અને ન્યાયશાસ્ત્રની ચર્ચામાં ગાળતાં, અને પરસ્પર જ્ઞાન વધારતાં. એને કોઈ સગું નહોતું; અને હું ઈંગ્લંડમાં સગા વિનાનો હતો. મહિના ઉપર અમે બંને માન સહિત બેરિસ્ટર થયાં હતાં, અને હવે આઠેક દિવસમાં હું ઈંગ્લંડ છોડી જવાનો હતો. અત્યારે–આ વખતે એણે એ વાતનો ઉલ્લેખ કર્યો, એટલે થનારા વિયોગનું મને ભાન થયું. એણે નીસાસો મૂકયો, ને મને કાંઇનું કંઇ થઇ ગયું. બેળે બેળે હું બોલી શકયો:

"મિસ મેનિંગ! દિલગીર શા માટે થાઓ છો? હિંદુસ્તાન આવવું હોય તો ચાલો હમણાં; આપણે સાથે જઇએ."

"પાછા મને મૂકવા આવશો ?" એ પ્રશ્ન પૂછી એણે ખડખડ હસી દીધું. એના મોં ઉપરના ભાવ પાછા બદલાયા. હાસ્યથી અને ઉઘડેલી દંતાવળીથી સઘળે સફેદાઈ છવાઇ ગઇ; અને અત્યારે એ સૌંદર્યની મૂર્તિ સમી દીસવા લાગી. આવીને કેમ પાછી મૂકી જવાય, એ વિચાર મને આવ્યો ને બીજો કોઇ પણ વિચાર કર્યા વિના મારાથી બોલી જવાયું:

"મિસ મેનિંગ ! સાથે લઇ ગયા પછી કોઇ પાછું મૂકી જતું હશે ? એ તો નિર્દય-હૃદયહીણ મનુષ્યનું કામ."

"શું કહ્યું ? મને કાંઇ સમજણ પડી નહીં."

"મિસ મે'-ના એલ્સી, વહાલી એલ્સી ! હું તમને ચાહું છું; અને આજીજી કરૂં છું કે મને નિરંતર ચહાવા દો. પ્રિયા-" કહી તેના બંને હાથ મારા હાથમાં લીધા. તે કાંઇ બોલી નહીં; એટલે મેં આગળ ચલાવ્યું:

"મારી મીઠી એલ્સી ! ચાલ હિંદ મારી સાથે. આપણે ત્યાં પરણીશું. મારી વિનતિ સ્વીકાર, વહાલી"

"એ કેમ બને મિ. મ-ના* વહાલા કુમાર ?"

"તારી ઇચ્છા હશે, તો બધું બનશે, એલ્સી ! તું હિંદુ થજે."

"વાહ કેવો સરસ વિચાર" કહી હિંદુ થવાનાં વિચારથી તે ખુશી થયેલી જણાઇ. આવેશમાં આવી જઇ તે મને ભેટી પડી, અને બોલી:

"કુમાર તમે મને ખરેખર સુખી કરી."

"અને એલ્સી તેં મને શું કર્યું ?" કહી મેં તેના ગાલ ઉપર ચુંટી ખણી.

"પણ કુમાર ! તમે તો આઠ દહાડા પછી જવાના છો, ને મારે તો હમેશ માટે જવાનું હોવાથી અહીંનું બધું આટોપવું જોઇએ."

---

* વીલાયતમાં સ્ત્રીઓ અને પુરૂષો અટકથી એકમેકને સંબોધે છે જ્યારે પરણવાનો પ્રસંગ આવે ત્યારેજ નામથી બોલાવી શકે.

"તું પાછળથી આવીશ તો ચાલશે, ચાલો હવે ઘેર જઇએ."

*

ઠર્યા પ્રમાણે હું મુંબાઈ પહોંચ્યો, અને ત્યાં મેં પ્રેકિટસ (વકીલાત) શરૂ કરી. સદ્‌ભાગ્યે તે વખતે જેટલા આગેવાન બેરિસ્ટર હતા, તેટલાને એક અગર બીજી જગાએ સરકારે નીમી દીધા; અને નવા બેરિસ્ટરોમાંથી કેટલાકને આગળ વધવાની તક મળી. ત્રણેક મહિનામાં હોંશીયાર અને ચાલાક જ્યુનીઅર કાઉન્સલ (નવા બેરિસ્ટર) તરીકે મેં નામ કાઢયું. મારા કેસ વધતા ગયા, અને ચોથે મહિને મને ત્રણ હજાર રૂપીઆ ફી મળી. મારી નામના થઇ; અને પ્રતિષ્ઠિત વર્ગોમાં જવા આવવાનું થતાં ઘણા મિત્રો સાથે મારો સંબંધ બાઝયો. છ મહિનાની અંદર તો તમામ જ્યુનીઅરોને મોખરે હું આવી ગયો. જયાં ત્યાં મહેતાનું નામ સંભળાવા લાગ્યું; લોક મને ભાગ્યશાળી ગણતા. એવામાં એલ્સીનો કાગળ આવ્યો કે તે આવતે અઠવાડીએ પી. એંડ ઓ. કંપનીની ઓસ્ટ્રેલીઆ જતી સ્ટીમર ઈંડીઆમાં નીકળી મુંબાઈ આવશે. હવે મારે લગ્નની બધી તૈયારી કરવાની હોવાથી મેં આ વાત મારા મિત્રોને કરી. કેટલાક નાખુશ થયા; પણ ઘણાખરા ખુશ થયા. યુરોપીઅન ખ્રિસ્તી બાળા હિંદુ થઇ મને પરણે એથી તેઓ મગરૂર થયા. આર્યસમાજે એલ્સીને હિંદુ બનાવવાની ક્રિયા કરવાનું મહેરબાનીથી કબુલ કર્યું; અને અમારાં લગ્ન આર્ય વિધિ અનુસાર કરવાનું ઠર્યું,

વાયુ વેગે આ વાત પસરી. લોકોને ચર્ચાનો વિષય જડયો. નાતજાતની બીકથી—લોક નિંદાથી ડરીને મારા કેટલાક મિત્રો મારાથી છૂટા પડયા, પરંતુ ચાર પાંચ જીવજાન દોસ્તદાર મક્કમ રહ્યા. તેમાંના એક સુંદરલાલ પારેખે તો કન્યાદાન આપવાનું કબુલ કર્યું હતું. એલ્સીનું નામ બદલી ઇલાસુંદરી રાખવાનું ઠર્યું; અને લગ્ન વખતે એને કેવો પોશાક પહેરાવવો, કેવી સાડી ને કેવી ચોળી પહેરાવવાં ને પણ અમે નક્કી કરી રાખ્યું. કોને નોતરવા, કેવી જાતની કંકો-

ત્રીઓ કાઢવી એ સઘળું સુંદરલાલે ગોઠવ્યું હતું. આખરે પેલો શુક્રવાર આવી લાગ્યો. બેલાર્ડ પીઅર ઉપર મારા મિત્રો સાથે હું ગયો. આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, બ્રહ્મોસમાજ, હિંદુ મિશનરી સોસાઈટી, સંસારસુધારા સમાજ, કૉસ્મોપોલિટન ક્લબ, આર્ય મંડળ, નાતજાત ઉચ્છેદક સભા, પુનર્લગ્ન ઉત્તેજક મંડળી વગેરે સુધારક સંસ્થાઓના પ્રતિનિધિઓની ફોજ હાર કલગીના ઢગલા સાથે આવી પહોંચી. બંદર ઉપર ધમાલ મચી; ઉભા રહેવાની જગા ન મળે. ત્યાં લાલ અને ધોળા પાસની જરૂર પડે છે. સ્ટીમર પાસે જવાના પાસ એક રંગના; અને સ્ટીમર ઉપર જવાના બીજા રંગના. આવતી સ્ટીમર ઉપર જવાનો આ સખ્ત બંદોબસ્ત મને ન રૂચ્યો. સ્ટીમર નજીક જવાના ઘણા પાસ મળ્યા, પરંતુ ઉપર જવાના માત્ર બે પાસ મળ્યા હતા. હાર કલગીઓ હાથમાં લઈ મારા સુધારાવાળા મિત્રો અંદર આવી આગબોટ પાસે ઉભા. સુંદરલાલ અને હું હોંસભેર પાસ બતાવી આગબોટની સીડી ચઢયા, મારે તો પ્રેમની માળા અર્પવાની હતી; પરંતુ સુંદરલાલે સૌથી મોટો હાર અને સાથી મોટો તોરો હાથમાં લીધેલા હતા—એવડા મોટા કદી કોઈના જોવામાં ન આવ્યા હોય. એ અડગ સુધારકને મારા કરતાં પણ વિશેષ હર્ષ આજે થતો હતો, સ્વેચ્છાથી મડમ હિંદુ બને—અહીં આવી જન્મારા સુધી રહેવાનું કબુલ કરે, એ પ્રસંગ એણે ધન્ય માન્યો!

આખરે અમે એલ્સીના કેબીને પહોચ્યા. એલ્સીને અમે ત્યાં સુધી જોઈ નહીં, તેથી અમને આશ્ચર્ય થયું; પણ વધુ અજાયબી તો હવે થઇ, કારણ કે એલ્સી એના બર્થ ઉપર કપડાં બદલ્યા વિના પડેલી હતી. તે માંદી હોય, તોય મુંબાઇ આવી પહોંચતા ઉતરવાની તૈયારી કરે; પરંતુ એના મો ઉપરથી તે માંદી દેખાઇ નહીં. એના સુંદર ચહેરા ઉપર મુંઝવણ અને ગભરામણ જાણે કોતરાઇ રહ્યાં હતાં. અમને જોઇ તે સફાળી ઉઠી. એની સુંદરતામાં ભળેલી ગમગીની મારાથી ન સહેવાઇ; મેં એને કહ્યું:

"એલ્સી પ્યારી, આ મારા મિત્ર સુંદરલાલ તને લેવા આવ્યા છે, ચાલ."

"કુમાર—ના. મિ. મહેતા હવે તમે મને એલ્સી કહી સંબોધતા ના. હું અહીં ઉતરવાની નથી."

"અહીં ઉતરવાની નથી ! એ શું એલ્સી? તને શરીરે ઠીક નથી કે શું ? "

"મિ. મહેતા ! મને માફ કરો. હું આગળ જઉં છું—સીલોન કે આસ્ટ્રેલિઆ."

"પણ પાછી કયારે આવશે ?"

"હવે પાછી શું કામ આવું ? મને સાફ સાફ કહેવા દો. હું તમને પરણવાની નથી. હું બીજાની સાથે અદરાઇ છું."

"બીજાની સાથે અદરાઇ છું !" હું બેભાન અવસ્થામાં આ શબ્દો બબડયો. મારા ઉપર જાણે કકડતી વીજ પડી. મને પડતો સુંદરલાલે બચાવી લીધો. ધત્રા વળતાં પાંચેક મીનીટ થઇ. પછી મેં પૂછ્યું:

"બીજાને અદરાઇ છું, તો નાહક મને કાગળ શું કામ લખ્યો, કે હું આવું છું, ને લગ્નની તૈયારી કરો. મારી નકામી ફજેતી કરાવી. નષ્ટ, નિર્લજ—" મારાથી આગળ બોલાયું નહીં. હું રડી પડયો. હવે એલ્સી પણ રડવા લાગી. રડતાં રડતાં એણે કહ્યું:

"માફ કરો મિ. મહેતા ! જે થયું તે ખરૂં. મેં જ્યારે પત્ર લખ્યો, ત્યારે તો મારો વિચાર તમને પરણવાનો મક્કમ હતો. પરંતુ આ સ્ટીમર ઉપર મને મિ. બર્થોલ્ડનો સમાગમ થયો: અમે બે પ્રેમમાં પડયાં, અને—લો—આ સામેથી મિ. બર્થોલ્ડ આવે."

એ મિ. બર્થોલ્ડનું ઓળખાણ કરવાનો અમારો વિચાર નહોતો, તેથી મેં ફરીથી એલ્સીને વિનવી:

"એલ્સી ! તું માને તો સારૂં. મારા પર દયા કર."

"ઉહું. ચાલ્યા જાઓ."

હવે વધારે વાર ઉભા રહેવાની જરૂર નહોતી, અમે ત્યાંથી ચાલ્યા. નીચે બંદર ઉપર જે લોકો લેવા માટે આવેલા તેમને શો જવાબ આપવો? મારા ઉપર સુંદરલાલને દયા આવી, એણે સૌને કહ્યું કે એલ્સી આ સ્ટીમરમાં આવી નથી. કાંઇ કારણ સમજાયું નહી, લોકો ધીમે ધીમે વેરાયા. પણ વાત કાંઇ છાની રહે? ધીમે ધીમે મુંબાઇમાં એ વાત ફેલાઈ ગઇ. ધર્મધુરંધર કાર્યાલય, સનાતન ધર્મ મંડળ, હિંદુ ધર્મ મહાસભા, સર્વજ્ઞાતિ પરિષદ, શુદ્ધિસભા, વર્ણાતર લગ્ન પ્રતિબંધક સમાજ વગેરે સંસ્થાઓને આ મારો દાખલો ઘણો કામમાં લાગ્યો. જુદ્દીન લગ્ન કેવાં માઠાં નીવડે છે, તેનું આ સુંદર દૃષ્ટાંત તેમને કાર્યસાધક થઇ પડયું. ધર્મના સ્થંભ જેવા, અને ખોટી કે ખરી રીતે ચાલતા આવેલા રિવાજોનો ધર્મને નામે પક્ષપાત કરનાર હિંદુ પત્રોએ બહુ બહુ ટીકા કરી, કોઇએ મારી મનોવૃત્તિનો, મારી લાગણીનો વિચાર કર્યો નહીં, બીજાનું દુઃખ જોઇ જગત હસતું હોય એમ મને લાગ્યું.

*

મેં જગતથી દૂર નાસવા માંડયું, એકાંતવાસના સેવનથી કાંઇ શાંતિ મળે? નિષ્ઠુર જગત અને નિષ્ઠુર એલ્સી–બંને મારા અંતરને ફોલી ખાવા લાગ્યાં, વાત કરવાનું ઠામ–દિલ ખોલી વિસામો મેળવવા ઠામ આવે વખતે માણસ શોધે છે, સુંદરલાલને દેશ જવું પડયું હતું, ને સારા મુંબાઇમાં જેને હું મારૂં કહું એવું કોઇ નહોતું. હવે મને મારી મા સાંભળી, એને અહીં બોલાવું? એ શેની આવે? હું ત્યાં જઉં? શું મોં લઇ જઉં? મેં કયાં એને સતાવવામાં બાકી રાખી હતી? પાછલા દિવસો મને સાંભર્યા, હું કોલેજમાં હતો. એ વખતે મારી બાએ મને પરણાવવા કેટલો આગ્રહ કરેલો! છેવટે

વીલાયત જતાં પહેલાં હું તેને મળવા ગયો. પાંચ વર્ષની વાત છે, છતાં પણ જાણે આજ એ ન બની હોય ! એણે મને કહ્યુંઃ

"ભાઇ, સુખે સીધાવો, પણ જતાં પહેલાં મારૂં ગરોબનું કહ્યું કરો."

"શું, બા ?"

"તું પરણીને જા. બાપુ, હું આજ છું ને કાલ નથી, પાકું પાન છું. તારે દુનિયામાં કોઇ નથી, અને હાલ માગાં આવે છે, તો વહુને ઘેર જોઇ મારી આંખ ઠરે, પછી હું નિરાંતે મરીશ.

"બા, એ કેમ બને ? આપણી નાતમાં મારે લાયક છોકરીઓાજ કયાં છે ?"

"શું બોલ્યો ? તું કહે એવી કન્યા તને હાલ મળે એમ છે."

"હા, તો ભણેલી, ગણેલી ને રૂપાળી કઇ છે તે કહે જોઇએ."

"જો, પેલી જસોદા, ફુલાભાઇની છોકરી. ગુજરાતી ૭ ચોપડી ભણેલી છે,"

"આ પેલી તે દિવસે જમવા આવી હતી તે ને ? છે એનું નાક છાણા જેવુ મોટું."

"ભલે તો એ રહેવા દે. મોતીકાકાની સુલોચના તને ગમે છે ? જાણે ઇંદ્રિની અપ્સરા !"

"અરે ના ના, છેક ઠીંગણી. મારી પાસે ઉભી રહે તો મારી કેડે પણ ન આવે."

"ત્યારે પેલી કોકિલા સુરત ભણે છે તે ?"

"અરે જવા દે એને. એની ચામડીનો રંગ કેટલો શામળો છે ?"

"ત્યારે પેલી ઇચ્છા—મારા પીયરની દૂરની સગી. હાલ અંગ્રેજી ભણે છે, ને દેખાવડી છે."

"એ બધું ખરૂં, પણ એનું નામ ઇછા—જેવું જંગલી નામ !"

"ભાઇ, તો તારા બાપાના ભાઇબંધ પ્રભુલાલ છે, તેની છોકરી મારા ધ્યાનમાં બરોબર આવે છે. એ ઈશાવતી બડી હોંશીઆર અને ચાલાક છે."

"પણ બા! એ કેટલી બધી નાની!"

"એ ખરૂં, પણ નાની છે માટેસ્તો જેવી કેળવવી હોય તેવી કેળવાય."

"શું હું એને કેળવવા બેસું, ને મારો ભવ બગાડું? મને બાત્રીસ વર્ષ થયાં, અને એને હજી માંડ અગીઆર થયાં હશે. એ તો નહીં; બા, બીજી બતાવ."

હવે મારી બા મારાથી કંટાળી. એણે કહ્યુંઃ

"હવે તો નાતમાં એકે છોકરી નથી. તારે લાયક કોઇ નવી જન્મે ત્યારે!"

એના ચહેરા ઉપર ગુસ્સો અને દુઃખ બંને તરવરી રહ્યાં હતાં. પણ તેની અસર મારા ઉપર ન થઇ. હું **વી**લાયત જતો હતો—પાંચ છ વર્ષ માટે, એટલે એ મને લડી નહીં, પણ ઓશીઆળું મોં કરી એણે છેવટનું કહ્યું:

"ભાઇ! કોણ જાણે કે તું પાછો આવીશ ત્યારે હું જીવતી હોઇશ? મારૂં માન, ને ગમે તે એક છોકરી જોડે તારો હાથેવાળો મેળવવા દે. તારી પસંદગીની છોકરી, પણ મરતાં મરતાં મારી છેવ-ટની એક આશા ફળીભૂત થવા દે."

તેની આંખમાં આંસુ હતાં, તે એણે પાલવ વતી લોહી નાખ્યાં. પરંતુ પથ્થર ઉપર પાણી. હું એને તરછોડી ત્યાંથી નીકળી સાધો **વી**લાયત ગયેલા.

એ દિવસ મને હાલ સાંભર્યો, સુભાગ્યે માડી જીવતી હતી. પરંતુ શું મોં લઇ જવું? અને ન જઉ, તો અહીં મને ક્યાંય દિલાસો મળે એમ હતું નહીં. પ્રેક્ટિસમાં જીવ ચોટતો નહોતો, અને ખરૂં

કહું તો મારી એકલવાયી જીંદગીથી હું કંટાળ્યો હતો. મને પરણવાનું મન થયું હતું; અને આટલી સારી પ્રેટિકસ હોવા છતાં—આવી કેળવણી મેળવ્યા છતાં મને કોઇ મુંબાઇમાં કન્યા આપે તેમ નહોતું. મડમની વાત સર્વત્ર જણાઈ ગઇ હતી; મેં નામ કાઢયું હતું, અને સારી નરસી વાત કરવાનું ઠેકાણું—જીવનસખી ન મળે, એટલે ઘર તો ખાવા ધાતું હતું, અને બહાર મોં બતાવાતું નહોતું, આખરે મેં બા પાસે જવાનું નક્કી કર્યું. વળી વીલાયતથી આવ્યા પછી એને હું મળ્યોજ નહોતો—લગભગ લડીને ગયેલો એટલે મળવા જવાની હિંમત નહોતી; પણ અત્યારે મારે દિલાસાની—દિલસોજીની—મનુષ્યસહવાસની સગાની હૂંફની જરૂર હતી. અને દુનિયાભરમાં માત્ર એક સગું મારે રહ્યું હતું. એ મીઠી માવડીની મીઠી ગોદ મેળવવા હું તલસ્યો.

આવે વખતે થયેલો વિચાર તુર્ત અમલમાં મૂકાય છે. એક બે દિવસ કેડે હું સવારની ફાસ્ટમાં મુંબાઇથી નીકળ્યો. સવારની મુસાફરી કંટાળા ભરી ખરી, પરંતુ હું મનની જે સ્થિતિમાં હતો, તેમાં એ સુખદાયી નીવડશે, એમ ધારી મેં એને પસંદ કરી હતી. શિયાળાનો દિવસ હતો એટલે ગરમી માફકસર હતી. સ્ટેશને સ્ટેશને ઉતારૂઓની ધમાલ અને ધક્કામુક્કી, જાણે ગાડી નાસી જશે એવી તેમની અધીરાઇ, ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં મનુષ્યો, ખાવાના ને પીવાના પદાર્થો વેચનારના ચેનચાળા: એ સર્વમાં મારૂં મન પરોવાતું ગયું. પણ જેમ ગુજરાત—હિંદનો બગીચો ગુજરાત નજીક આવતું ગયું, તેમ ચાલતી ગાડીનાં બંને બાજુનાં દૃશ્યે મારી ગમગીનીને દૂર હડસેલી દીધી. સૃષ્ટિસૌંદર્ય—કુદરતી દેખાવો તમને ગમે ત્યાં જોવાના મળે, પરંતુ ગુજરાતની અંદર ખેતરોમાં તમે જે મનુષ્યકૃત સુંદરતા જુઓ છો, તમારી આંખોને ને હૈયાંને જે હરીઆળા પાક ઠારે છે, તે તમને પૃથ્વીની સપાટી ઉપર બીજે કયાંય જોવાને મળશે નહીં. વલસાડની આસપાસની લીલી છમ ડાંગેરની કયારી, અમલસાડની

આસપાસનાં કેળનાં વન, નવસારી આસપાસનાં શેરડીનાં જુથ, સચીન નજીકનાં ખજુરાનાં ઝાડ, અને સુરત છોડયા પછીના કપાસના છોડ; એ સર્વે આલ્હાદજનક નીવડયા, પરંતુ ભરૂચ છોડયા પછીનું અને વડોદરા નજીકનું અનાજનું વાવેતર અપૂર્વ અંશે મનુષ્યની સુંદરતાની લાગણીને સંતોષે એવું હતું. ગરીબ ખેડુતો નથી શીખ્યા ચિત્ર વિદ્યા કે યંત્રશાસ્ત્ર, પરંતુ ભૂમિતિની સર્વ આકૃતિઓના દષ્ટાંતરૂપ વિવિધ આકારના વાંકા ચુંકા પોતાના ખેતરોને ખેડીને એવી સરસ લીટીઓથી ચાસ પાડે છે, કે જ્યારે પાક ઉભો હોય છે, ત્યારે તે સર્વત્ર સીધી લીટીઓમાં ટટાર રહે છે; અને કાં એમની બીયાવાની પસંદગી સારી હોય તેથી, કે કાં તો કુદરત મદદગાર હોય તેથી છેવાડા કે વંછા શિવાયના મધ્ય ભાગના તમામ છોડ લગભગ સરખા—ઉંચાઇમાં ને જાડાઇમાં સરખા ઉગે છે. ખાસ કરીને તુવેરના ખેતરો એ બાબતમાં જાણે વનસ્પતિશાસ્ત્રનો ને ચિત્રકળાનો સુંદર નમુનો હોય એમ મને લાગ્યું, અને તુવેરોના એ સરખા ઉગેલા છોડને પીળાં સુંદર ફુલોએ લગભગ છાઇ નાખ્યા હતા. પવનની કોઇ લહરીથી એવાં આખાં ખેતર હાલે તે વખતે કેવી શોભા જણાય! ચાલતી ગાડીએ જોયેલું એ દશ્ય કદી ભૂલાય એમ નથી. એ એકજ દશ્યે મને અવનવો ઉત્સાહ અને આનંદ અર્પ્યો.

વડોદરા તો ક્યારનું ગયું હતું. સાંજે સવા છએ હું મારે ગામ—આણંદ પહોંચ્યો. સ્ટેશનેથી આણંદ પશ્ચિમે આશરે ગાઉ એકને છેટે આવેલું છે. શિયાળાનો ટુંકો દિવસ, એટલે ગામ પહોંચતાં લગભગ રાત પડી ગઇ. સાડા સાત વાગે ઘેર પહોંચી મેં બારણું ઠોકયું.

*

"કોણ એ?"

"બા! કોઇ નહીં" મારાથી વધારે બોલાયું નહીં. પણ દર રોજ મને મળવાની ઇચ્છાએ જીવતી મા સાદ ઓળખ્યા વિના રહી

નહીં. એણે બારણું ઉઘાડયું, અને હું અંદર ગયો ન ગયો, એટલામાં એના પગ પાસે ઢગલો થઇ પડયો. મારાથી રડી દેવાયું. એણે મને બાળકને લે તેમ ખોળામાં લીધો. વાંસે હાથ ફેરવ્યો, એક બે બોકી લીધી, ને જાણે હાલરડું ગાતી હોય એવા મધુરા અવાજથી ધીરજ આપી.

"ભાઇ, રડ નહીં. હું બધું જાણું છું. ગભરા નહીં. મુંઝાઇશ નહીં. હું છું ને. સારૂં થયું કે તું ઘેર આવ્યો. ફક્ત તારૂં મોં જોવાની આ ભવે એક ઇચ્છા હતી, તે ઈશ્વરે પાર પાડી."

"પણ બા–" મારાથી આગળ બોલાયું નહીં. પરંતુ મારૂં બોલવું જાણે એ સમજી હોય, એમ એણે આગળ ચલાવ્યું:

"જો દીકરા! ગઇ ગુજરી સંભારી દુઃખી થવામાં શો માલ? તું આવ્યો તેથી મને શેર લોહી ચડયું. તું ગયો તે વારની વાત યાદ ન કરીશ."

માનું હેત! હા તેના જેવી ચીજ દુનિયામાં નથી. નિસ્વાર્થી પ્રેમનો બીજો જોટો કયાં છે? મેં કરેલો તિરસ્કાર તે ભૂલી ગઈ. મારા આવવાથી તે મારો પશ્ચાતાપ સમજી ગઇ. મારૂં મોં જોઇ તે આનંદથી પ્રફુલ્લ થઇ. એણે મને ઉની ઉની રસોઇ કરી જમાડયો. બે ત્રણ દિવસ ગયા પછી વાતમાં ને વાતમાં મેં એને ફરીઆદ કરી:

"બા, મને મુંબાઇમાં એકલાં ગમતું નથી. તું મુંબાઇ આવે તો કેવું સારૂં!"

"ભાઇ, હવે તો ઘર છોડી હું કયાંય જઉં નહીં. પણ તું એકલો શું કામ રહે છે?"

"ત્યારે શું કરૂં? તે દિવસે મેં તારૂં માન્યું નહીં, અને અત્યારે કુંવારા–"

મને વધારે દુઃખી થતો, બળાપો કરતો ને માફી માગતો અટકાવી એ બોલી:

"મારો છોકરો શા માટે કુંવારો રહે? ભાઇ, તારે પરણવું છે?

પરણવું હોય તો કન્યાની શી ખોટ છે? એક કહેતાં એકયાશી."

હવે મારાથી 'લાયક' કન્યાની વાત ફરીથી કરાય એમ હતું નહીં. તેથી મેં બીજો પાસો નાખવા માંડયોઃ

"પણ બા હવે મને કોણ કન્યા આપે?"

"એ શું બોલ્યો? તારા પ્રભુલાલ કાકાની ઈરાવતી હજી કુંવારી છે. એમણે તેને તારી આશામાં રાખી મૂકી છે."

હું વિચારમાં પડયો. અમારી નાતમાં અને આવા ગામડામાં કોઇ કન્યા મોટી કરે નહીં. એ કામ બાનું હોવું જોઇએ. એણે જ મારા સુખનો વિચાર કરી પ્રભુલાલને સમજાવી ઈરાવતીને રહેવા દીધી હશે, બાકી સત્તર અરાડ વર્ષની કાંઇ અમારી નાતમાં કરતા નથી. મારી બા કેટલી દુરંદેશ! અને મારે માટે કેવો પ્રેમ! હું કે જે એના પ્રત્યે આટલો નિર્દય થયો હતો, તેના સુખ માટે એની કેવી ને કેટલી કાળજી! અડધી હા હું ભણ્યોઃ

"પણ પ્રભુલાલ કાકા મને કન્યા આપે શાના?"

"તેનું તારે કામ છે? તું તારે જોયા કર."

એમ કહી એ બહાર ગઇ. થોડી વારે આવી એણે કહ્યું કે પરમ દહાડે લગ્ન ઠર્યું છે. મારા હર્ષનો પાર નહોનો.

ઈરાવતીને મેં પહેલાં–છ સાત વર્ષ ઉપર જોયેલી હતી; પરંતુ હમણાં જોઇ નહોતી, છતાં મેં લગ્ન માટે મુગી સંમતિ આપી. લગ્નનો દિવસ આવી લાગ્યો. એ ઘડી પણ આવી. હું ચોરી આગળ જઇ બેઠો. કન્યાને પધરાવવામાં આવી. હાલ એ કન્યા મટી બૈરૂં થયેલી હતી. હું એના સામું જોઇ રહ્યો. કેળના ગર્ભ જેવા તેજસ્વી અને ભવ્ય કપાળ ઉપર ઝીણો સૌભાગ્ય ચાંલ્લો શોભી રહ્યો હતો. એનો હાથ ગોરે મારા હાથમાં આપ્યો. સૌભાગ્ય કંકણનો તે વખતે જે રમણીય ઝીણો રણકો નીકળ્યો, તેણે મારા હૃદયના તાર ઝણઝણાવ્યા. રેશમી પાનેતર અને ભાતીગર ચોળીમાં ઈરાવતીનું સૌંદર્ય એટલું પ્રભાવવાળું

લાગ્યું કે ન પૂછો વાત. એ રેશમી કપડાંમાં મેં કદી હિંદુ કન્યા જોઇ નહોતી; આજે જ મને એ કપડાંનું અને કંકણનું માહાત્મ્ય સમજાયું. મેં છાનો ઇશ્વરનો—અને મારી બાનો પાડ માન્યો. ધન્ય ઘડી ને ધન્ય દહાડો!

લાડકવાયા દીકરા અને વહુને લઇ બા ઘેર આવી. અમને સઘળી વાતની સગવડ એણે કરી આપી. બે ચાર દિવસ રહી મેં મુંબાઇ જવાનું નક્કી કર્યું. મારું મન પાછું પ્રેક્ટિસ તરફ વળવા લાગ્યું હતું; અને નવી વહુની સાથે આણંદ કરતાં મુંબાઈમાં મોજમઝા માણવાનું ઠીક પડે એમ હતું. મારી બાનો વિચાર એવો હતો કે અમે મહિનો માસ ગામમાં રહીએ, એટલે તે રૂડું જીવે. જેમ તેમ કરી એને સમજાવી; દીકરાના સુખે સુખી રહેનાર મા જલદી સમજી જાય એમાં શી નવાઇ?

અમે મુંબાઇ પહોંચ્યા: હું ને મારી ઇરાવતી. નવીન દંપતીને માટે મુંબાઇમાં બહોળું ક્ષેત્ર પડેલું છે. નાટક ને સીનેમા, ચોપટી ને એપોલો બંદર... ઍંડસ્ટેંડ, રાણીનો બાગ ને હેંગિંગ ગાર્ડન, ગુફાઓ ને દીવાદાંડી, ક્લબ ને સભા; એ બધું બતાવવામાં—સમજાવવામાં વખત ક્યાં જાય છે, તેની મને ખબર પડતી નહીં. કેમ કરીને એને ખુશ કરું એ વાત બાર કલાક ને બત્રીસે ઘડી મારા મનમાં રમ્યા કરતી. હું નવો પ્રેમી બન્યો. બીજા દેશોમાં લગ્ન પહેલાં સંવનન—ખુશામત કરવામાં આવે છે; આપણે અહીં—ખાસ કરીને ગુજરાતમાં લગ્ન પછી સંવનન શરૂ થાય છે. ત્યાંનું સંવનન મોહનું પરિણામ છે; અહીંનું સંવનન આત્માઓને ઓળખતા કરે છે. લગ્ન સંસ્કાર હો કે ધાર્મિક ક્રિયા હો; પરંતુ પરણેલાં હિંદુ સ્ત્રીપુરૂષને પરણ્યા પછીથી એકમેકના પ્રેમ સંપાદન કરવાનો, પ્રેમને રીઢો કરવાનો અવસર મળ્યા કરે છે. તેમાં મારી સ્થિતિ આ અવસર મેળવવા માટે વધારે અનુકૂળ બની હતી. એલ્સીના સંવનનથી કંટાળેલો હું ઇરાવતી તરફ રોજ ને રોજ

વિશેષ વહાલ બતાવવા લાગ્યો. અને તે ? પોતાને ખુશ અને સુખી કરવાના મારા તરફથી થતા પ્રયત્નોની કદર બુજવા લાગી. ગામડા-માંથી આવેલીને મુંબાઇમાં રસ પડવા લાગ્યો; મેં સાથે રહી રસ પાડયો. એ મને વધારે ને વધારે ચહાવા લાગી. ગુજરાતી સ્ત્રીઓમાં એવું કશુંક છે, કે જે દુનિયાની બીજી સ્ત્રીઓમાં તમને નહીં મળે. એમની નિર્દોષતા અને પતિવશતા (પરવશતા નહીં) એ એમનું ખરૂં આભૂષણ અને આકર્ષણ છે. એમનું સમર્પણ પુરૂષોએ સમજી એમને લાયક થતાં શીખવું જોઇએ. ઈરાવતીની પતિભક્તિ જોઈ હું છક થઇ ગયો. તે છ ચોપડીઓ ગુજરાતી ભણેલી હતી; એટલે એને રસ ઝીલતાં અને ઝીલાવતાં વાર ન લાગી.

કફ પરેડ ઉપર અમારો બંગલો હતો. એક દિવસ કોર્ટમાંથી હું ઘેર આવ્યો. ત્યારે ઇરાવતી બારીએ ઉભી રહીને બારીની બહાર દરિયો જોઇ રહી હતી. એની પૂઠ મારા પ્રવેશદ્વાર તરફ હતી, તેથી એણે મને જોયો નહીં. માથેથી સાલ્લાનો છેડો ખસી ગયો હતો; અને કેડ ઉપરના ભાગનો સાલ્લો દોરડા માફક વીંટાઈ જઈને જમણા ખભા ઉપર પડી એક બાજુ થઇ ગયો હતો. એણે પહેરેલો કબજો ઝીણો અને બરોબર સજ્જડ (ફિટ) હોવાથી શરીરની નસેનસ દેખાતી હતી. પળવાર હું ખમચ્યો. ઈરાવતીને હું રોજ જોતો હતો; પરંતુ આમ પાછળથી મેં કદી એને નિહાળી નહોતી. તે જરાક ટટાર બારીએ ઉભી હતી. તેના બંને ખભા સરખી ઉંચાઇએ રહી પોતાની વચ્ચે જલેબી ભાતનો, ચળકતા વાળનો મોટો અંબોડો રાખી રહ્યા હતા. એ અંબોડો છેક બોચી સુધી નીચે ઢીલો બાંધેલો હતો. આખો બરડો પાતળી અને વાંકી કેડની ઉપર જરા ઝુકતો રહ્યો હતો. હું મોહ પામ્યો. ધીમે ધીમે જઇ મેં પાછળથી મારા હાથ વતે તેની બંને આંખો દાબી. એણે એના નાજુક હાથ મારા હાથ ઉપર ન મૂકતાં પાછળ લઇ મારે ગળે વિંટાળી દીધા; અને પછી તે બોલી:

" છોડો છોડો, ઓળખ્યા એ તો. "

"વહાલી !" કહી મેં હાથ ખસેડી લીધા. પાછાં ફરીને એણે મારી સામે જોયું, ને મેં એની સામે જોયું. કેટલીક વાર અમે જોઇ રહ્યાં. આંખ સાથે આંખ–આત્મા આત્મા સાથે વાત કરી રહ્યો. અને પછી મેં પૂછ્યું:

" વહાલી, તું મને ચ્હાય છે ? ખરેખરૂં કહેજે. "

" કેટલી વાર પૂછશો ? જાઓ, નથી ચ્હાતી–" એટલું બોલી તે હસી પડી.

*

આમ ને આમ અમારો વખત જતો હતો. એક દિવસ સવારે વહેલો ઉઠી હું ઑફિ–કામના કાગળો જોતો બેઠો હતો. બે એક કલાક કામમાં ગયા તે જણાયા નહીં. એવામાં સડસડાટ કોઈ મડમ મારા દાદર ઉપર ચડીને અંદર આવી. પળવાર મેં તેને ઓળખી નહીં. મેં અગાઉ જોઇ છે એમ થયું, પરંતુ જરા વિચાર કર્યાં પછી મારી ખાત્રી થઇ કે આ મિસ મેનિંગ હોવી જોઇએ. એના શરીરમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. ડાચાં બેસી ગયાં હતાં, ને કપાળ ઉપર ચિંતાની કરચલીઓ હતી. આફતને લીધે એની ભુરી સુંદર આંખો કાળી થઇ હતી; અને શરીરનો રંગ પણ જરા શામળો જણાતો હતો, એ આવીને મારી સામે ઉભી. મેં એને આવકાર આપ્યો:

" એલ્સી–હા એલ્સી ! તમે આવી રીતે અત્યારે ? પેલી ખુરશી ઉપર બેસો. "

" બોલાવો મને કુમાર ! એ પ્રિય નામથી ફરી બોલાવો. હા હું એ નિર્લજ, નફટ એલ્સી છું; ને તમારી દયા માગવા આવી છું. "

" મારી દયા ? "

" હા, તમારી ક્ષમા ને દયા. "

૬

" હું શું ક્ષમા કરતો ' તો, ઇશ્વર તમને ક્ષમા કરશે. એલ્સી! બોલો શું કામ છે ?"

" કુમાર, વહાલા કુમાર ! જરા મારો ઇતિહાસ સાંભળી લો. વીલાયતથી હું ખરેખરા આનંદથી-ઉલ્લટભેર નીકળી હતી. પરંતુ સ્ટીમર ઉપર મને એક યુરોપીઅનનો મેળાપ થયો. એ બહુ રૂપાળો હતો. એણે મને ઘણી ભમાવી. મને ખબર નહીં કે એ નઠારો હશે, ને એનો ધંધો બાયડીઓને ફસાવવાનો હશે. એણે મને કહ્યું, કે તમે આવા દેશીને શું કામ પરણો છો. એણે ઘણી ઘણી તમારી નિંદા કરી; તમે લોક બહુ બૈરીઓ પરણો છો વગેરે. જુદીન લગ્ન સુખી નહીં થાય, યુરોપીઅનને શું કામ નથી પરણતી વગેરે વાતો કરી એણે મને ફોસલાવી; અને પછી મારા મનની નબળાઇનો પ્રસંગ સાધીને એણે મને પરણવાની માગણી કરી. હું ફસાઇ. એ મને સીલોન લઇ ગયો. એ તદ્દન છાકટો, જુગારી હતો. એણે ઘણી બૈરીઓને ફોસલાવી મારી પેઠે ખરાબ કરી હતી; અને લુંટી હતી. મારા પ્રત્યેની એની વર્તણુંક ઘાતકી હતી. મારી પાસે કાંઇ ન રહ્યું, ત્યારે તે મને છોડીને ચાલ્યો ગયો; અને પછી દારૂના નિશામાં એણે આપઘાત કર્યાનું છાપામાં વાંચ્યું. કુમાર ! આ મારૂં જીવન શું દુઃખમય નથી ?"

" હું દિલગીર છું, એલ્સી, ને તમારે જે જોઇએ તે મદદ કરવા હું રાજી છું."

" કુમાર ! એ તો રોટલીને બદલે પથ્થર આપવા જેવું થાય. મારી અરજ એ છે કે તમે મારો સ્વીકાર કરો. હું પશ્ચિમના જડ-વાદી જીવનથી કંટાળી ગઇ છું, હું આ દેશને ચાહું છું. મારે અહીં રહેવું છે. તમે મારા પ્રેમનો સ્વીકાર કરો."

હું જવાબ આપું તે પહેલાં ઇરાવતી ઓરડામાં દાખલ થઇ. તેને અંગ્રેજી નહોતું આવડતું, એટલે એલ્સીનું કહેવું એ સમજી નહીં હોય. આવતાંની સાથે એણે મને કહ્યું " ચાલો ખાવાનું ટાઢું થઇ જાય છે, સાડા નવ થયા, ઓફિસમાં નથી જવું કે શું ? "

આ વાક્યે ઈરાવતી તરફ એલ્સીનું ધ્યાન ખેંચ્યું. ઈરાવતીને જોઈને એ નાખુશ થઈ નહી. બેપરવાઈથી ઉભેલી રૂપાળી ઈરાવતીનો ઠસ્સો અત્યારે બીજા પાસેથી માન કઢાવે એવો હતો. થોડી વારમાં ઇરાવતીની તપાસ આંખ વતે કરી રહીને એલ્સીએ મને સંબોધ્યો:

"કુમાર! જરાવાર ઉપર મેં તમને પરણવાની માગણી કરી હતી. તે વખતે મને ખબર નહોતી, કે તમે આવી સુંદર અને લાવણ્યમયી પત્ની મેળવી છે. હિંદુઓ બે બેરી પરણી શકે; પણ કુમાર, આવી નિર્દોષ અને વરરખુ સ્ત્રીના સુખ આડે આવવાનો મારો વિચાર નથી. મારા વતી તમે એને કહેશો, કે એને બહુ સારો વર મળ્યો છે; તેથી એ ભાગ્યશાળી છે; અને એ ભાગ્ય તે સાચવી રાખે, ને મારી પેઠે વેરવી ન નાખે?"

ઈરાવતી મારી અને મકમની વાત જાણતી હતી. બાકીની વાત તથા એલ્સીની વિટંબણાઓ મ્હેં તેને ટુંકામાં કહી બતાવી. એટલામાં એલ્સી ઉઠીને જવા લાગી. એને જતી જોઈ ઈરાવતીએ મને કહ્યું:

"એમને કહો કે જમીને જાય. જમવાનો વખત થએલો છે, અને એકાદ કલાક આપણે ભેગો કાઢીએ."

એલ્સીએ નોતરૂં સ્વીકાર્યું. જમતાં જમતાં અમે વાતે વળગ્યાં એલ્સીનો વિચાર હિંદુસ્તાનમાં રહેવાનો હતો. એમાં ઈરાવતીએ એને ઉત્તેજન આપ્યું.

એણે ઈલાસુંદરી નામ રાખી હિંદુ ધર્મની દીક્ષા લીધી. હિંદની સ્ત્રીઓને સુધારવા અને મદદ કરવાનું મિશન-મંડળ સ્થાપ્યું. સાથે સાથે સિસ્ટર નિવેદિતાની માફક યોગ વગેરેનો અભ્યાસ કરતી ગઈ.

મુંબાઈમાં આવે સાત આઠ મહિના વીત્યા હશે. બાને મુંબાઈ આવવા કહેલું, લખેલુ; પણ તે આવી નહીં. ઓકટોબર વેકેશન આ વખતે દીવાળી નજીકમાં આવી પડી. હવે ઘેર જવું જોઈએ એમ

લાગવાથી અમે આણુંદ ગયાં. ત્યાં અમારે માટે સુખ સગવડનાં તમામ સાધન તૈયાર હતાં. રજાઓ પૂરી થઇ. અમારે મુંબાઇ જવાનો વખત આવ્યો. મ્હેં બાને પૂછ્યું:

"બા ! હવે તો તમે મુંબાઇ આવો. અહીં એકલા રહેવાની શી જરૂર છે?"

ઈરાવતી સામે જોઈ બાએ જવાબ આપ્યો :

"આવીશ. નહીં કેમ આવું ? પણ હમણાં નહીં. આ વહુને સારો દહાડો છે. તારા દીકરાને રમાડવાનો લહાવો મ્હને મરતાં પહેલાં મળે એથી વધારે રૂડું કયું ? વહુ અહીં પાછી આવશે, ત્યારે એની સાથે દીકરાને લઇને હું જરૂર આવીશ."

એની આંખમાં હરખનાં આંસુ હતાં. ઈરાવતી અને હું–બંનેથી સાથે બોલી જવાયું: "ઓ બા.–"

*

# જેસ્સી

એ વાતને ઘણાં વર્ષ થઇ ગયાં છે, તોપણ અદ્યાપિ તેનું મને સ્મરણ છે. એ વાત હજી મને સાલ્યા કરે છે. મારી સ્ત્રીને કેટલું બધું મેં દુઃખ દીધું હતું, તેના વિચાર હજી મને ગાંડો બનાવવા સમર્થ છે. મને એવો પશ્ચાત્તાપ થાય છે, કે જાણે ફરીથી જીવન ગાળવાની અને મારી પત્નીને સુખી કરવાની મને તક મળે, અને હું જાણે ક્યારે રૂડી રીતે મારાં કર્ત્તવ્ય શરૂઆતથી અદા કરૂં. પણ હવે તે કેમ બને? થયું તે ન થયું થવાનું નથી; અને કરેલાં પાપનું નિવારણ આ દુનિયામાં તો માત્ર પસ્તાવાથી થાય. મળેલી સુંદર તક—મનુષ્ય અવતાર મારી પેઠે એળે ગુમાવવાની મૂર્ખાઇ બીજા ન કરે તે માટે મારૂં વૃત્તાંત આજ હું લખવા બેઠો છું.

મારો જન્મ ચાણોદમાં થયો હતો. મારા બાપ પાસેના કોઈ નાના રાજ્યના કારભારી હતા. મારૂં ઘર ચાણોદમાં હતું, ને અમે ત્યાં રહેતા. મારો અભ્યાસ ત્યાંની નિશાળમાં થયેલો; અને પછીથી હું મુંબાઇની એલફિન્સ્ટન કોલેજમાં ગ્રેજ્યુએટ થયેલો. તે વખતે ચાણોદમાં એક પારસી અધિકારી હતા, તેમના પુત્ર ખરશેદજી સાથે મારે દોસ્તી થયેલી. તમામ ધોરણમાં અમે સાથે શીખેલા. ખરશેદજીના પિતા કાવસજીને મારા પિતા સાથે મૈત્રી બંધાયલી, અને તેથી અમારાં બંને કુટુંબો સારા પરિચયમાં હતાં.

નાનપણથી ખરશેદજી અને હું સાથે ને સાથે રહેતા. ભણવાનું સાથે એટલે હરવા ફરવાનું અને રમતગમત પણ સાથે. ચાણોદ ગામ જરા સહેલાણી છે; અને તેનો ચેપ અમને—ખરશેદજી કરતાં મને વિશેષ પ્રમાણમાં લાગ્યો. પવિત્ર નર્મદા નદીના પ્રદેશમાં કુદરત પુર બહારમાં ખીલેલી છે. ચાણોદ કરનાળીની આસપાસ જેવું સૃષ્ટિ સૌંદર્ય જોવાનું મળે છે, તેવું ભાગ્યે બીજે મળશે. નદીનો બહોળો પટ; તેની આસપાસ સુંદર ઘટાવાળાં લીલાં વૃક્ષો; નીચાં નીચાં લીલોતરીથી છવાયલાં કોતરો, ને વચ્ચે વચ્ચે આવતી રેતીવાળી ખીણો; દૂર સામે કિનારે દેખાતું વિસ્તીર્ણ સફેદ મેદાન, અને તે મેદાનની પાર દેખાતી વિંધ્યા પર્વતની આ બાજુના છેડાની કાળી ભૂરી ટેકરીઓ; ઓરસંગ આગળ જોરથી થતો બંને નદીઓનો સંગમ; ચાણોદ આગળ નર્મદાનાં શાંત, ગંભીર, ઉંડાં પાણી, ને કરનાળી આગળનો જોરથી વહેતો છાછર જળ પ્રવાહ; ઓર નદીની સફેદ સરખા દાણાની રેતી ઉપરથી ચાલ્યું જતું, નદીનું તળીઉં દેખાડતું, અને આપણી આકૃતિ અંદર પાડતું કાચ જેવું સ્વચ્છ અને માછલા વિનાનું પાણી; નદીને કાંઠે અને અન્યત્ર આવી રહેલા મંદિરોનું ધાર્મિક વાતાવરણઃ આમાંથી શાનું વર્ણન કરીએ અને શાને વખાણીએ? વળી સ્નાન કરવા આવેલી હજારો સુંદરીઓની ભીની સુંદરતા પણ કેમ ભુલાય? એ ચાણોદ! એ

કરનાળી ! તમારી ભૂમિમાં દયારામ જેવો રસિક કવિ પાકયો તેમાં કંઇ નવાઈ નથી.

.શીનોરથી શૂરપાણેશ્વર સુધીનું એકે સ્થળ અમે જોયા વિના રહેવા દીધું નહોતું. પનાઇમાં સહેલગાહે જવું તે ખરશેદજીને અને મારે મન સહેલું હતું. તરવામાં પણ અમે પ્રવીણ હતા. મારા કરતાં ખરશેદજી વધારે ધાર્મિષ્ટ હતા, એટલે હું વધારે સહેલાણી થયો. પૂનમની સફેદ દૂધ જેવી ચંદનીમાં સાથે દૂધ, પઉંઆ, ભજીઆ લઇ નર્મદામાં હોડી હંકારવી એના જેવું સુખ બીજે કયાંઇ નથી.

આવા સંજોગોમાં અમે ઉછર્યા, અને સંજોગોની અસર થયા વિના રહે ? ભણત્રામાં હું બહુ ચાલાક અને હોંશીઆર હતો; કલાસમાં અને પરીક્ષામાં દરેક વર્ષે હું પહેલો રહેતો. ખરશેદજી બીજા રહેતા. બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પહેલે નંબરે મેં પાસ કરી; ખરશેદજી બીજા વર્ગમાં આવેલા. મારો વિચાર વીલાયત જઈ સિવિલ સર્વિસની પરીક્ષા આપવાનો થયો, કેમકે હજી મારી ઉમર ઓગણીસ વર્ષની થઇ હતી. મારાં માતા પિતાએ માંડમાંડ સંમતિ આપી; પરંતુ મારો વિવાહ થયેલો હતો, એટલે પરણીને જવાનો હુકમ કર્યો. મને પરણાવી નાંખવામાં તેમનો શો ઇરાદો હશે તે સમજાયું નહીં. કાં તો હું વીલાયત જઇ પરણી ન બેસું તેવો વિચાર હશે. ઉતાવળે મારાં લગ્ન થયાં; મારી વહુની ઉમર અગીઆર બાર વર્ષની હતી. સાંભળ્યા પ્રમાણે કાઠીઆવાડના કોઇ રાજયના દિવાનની પુત્રી હતી. દીવાનનું કુટંબ સારાસંસ્કારવાળું હતું, એટલે તેમની દીકરી ભણેલીમાં ખપતી. પરણીને બીજેજ દિવસે મારે વીલાયત જવાનું હતું, એટલે મારી વહુને હું બરોબર નીહાળી શકયો નહીં. બહુ ગોરી નથી ને બહુ કાળી નથી, થોડું ગુજરાતી જાણે છે, એટલી સ્મૃતિ મને રહી ગઇ.

વીલાયતમાં ઓકસફર્ડની એક કોલેજમાં હું દાખલ થયો, ને ભાષાઓના ટ્રિપોસનો અભ્યાસ કરવા લાગ્યો. ત્યાંની સૌથી અપ-ટુ-

ડેટ ફેશનેબલ કોલેજમાં દાખલ થયેલો, એટલે ધીમે ધીમે મારૂં જીવન–મારી અજાણમાં–ત્યાંના સ્વતંત્ર વાતાવરણથી રંગાતું ગયું. મારામાં કાંઇ અજબ ફેરફાર થઇ ગયો. પશ્ચિમની મોહિનીએ મને આકુળ વ્યાકુળ બનાવી દીધો; હું તેનો ગુલામ થઇ ગયો. કોલેજના અધ્યાપકો અને હોસ્ટેલના (બોર્ડિંગના) રક્ષકોની સખ્ત દેખરેખ છતાં ત્યાંના સ્વતંત્ર લગભગ સ્વચ્છંદી જીવનનો મેં લાભ લેવા માંડયો. મારૂં ખાન પાન, રહેણી કરણી, પહેરવેશ, બધુંજ તદ્દન અપ–ટુ–ડેટ–છેલ્લામાં છેલ્લી ઢબ મુજબનું રાખવાની મને ટેવ પડી ગઇ. પણ આ બધું છતાં મારો અભ્યાસ સતત ચાલુ હતો. તેમાં પણ હું મોખરે રહેતો અને ટ્રિપોસના પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યો, સિવિલ સર્વિસમાં પહેલે નંબરે પાસ થયો, અને માન સહિત બારિસ્ટર પણ થયો. આ બધી ખબરો તારથી મેં ઘેર આપી દીધેલી, તેથી મારાં માતા પિતા હર્ષઘેલાં થતાં હતાં, એમ તેમના કાગળો ઉપરથી જણાતું હતું.

પ્રોબેશનનું (ઉમેદવારીનું) વર્ષ ખલાસ થયું, ને મારા માગ્યા પ્રમાણે મને મુંબાઇ ઇલાકામાં જગા મળી. વીલાયત છોડી ઘેર જવાનું હવે મને ગમતું નહોતું. નિરંકુશપણે સોસાઇટીમાં (સમાજમાં) મહાલવાનું મૂકીને ખોટાખરા સંસારી બંધનોમાં સપડાવું પડશે એ વિચાર મને સાલ્યા કરતો હતો, તેથી જેટલું વધારે રહી શકાય તેટલું હું ઇંગ્લંડમાં રહ્યો, અને બહાના કાઢી પરવાનગી મેળવી યુરોપમાં ઘુમ્યો. પરંતુ છેવટે હિંદમાં આવ્યા વિના છૂટકો નહોતો. મુંબાઈ આવી સેક્રેટરીઅટમાં તપાસ કરી, તો મને તળ મુંબઇના કલેકટરના આસિસ્ટંટની જગા મળેલી જણાઈ. મારાં સદ્ભાગ્ય કે મને એ અલબેલી નગરીમાં રહેવાનું મળ્યું, અને તેથી સોસાઈટી જીવનની મારી ભૂખ ભાગી.

મને લેવા માટે ચાણોદથી મારા બાપ આવેલા હતા, તેમના અત્યંત આગ્રહથી મારે ચાણોદ જવાનું થયું. મારા મિત્ર ખરશેદજી આટલા વર્ષ દરમ્યાન મોટા વેપારી થઇ ગયા હતા, ને લાખોની

દોલત પેદા કરી શક્યા હતા. તેમને સાથે લઇ હું મારે ગામ ગયો. ત્યાં એક દિવસ રહી બધાં સગાંને મળ્યો, ને તુર્ત પાછા જવાનો ઠરાવ કર્યો. હવે ચાણોદમાં મને કાંઇ રસ નહોતો. રજાનું બહાનું કાઢયું, ને ખરશેદજીને પણ મુંબાઇમાં કામ હતું. મારી બાએ મારી વહુને સાથે લઇ જવાનું કહ્યું. હજી હું મારી વહુને એકલો મળ્યોજ નહોતો. મેં તેને દૂર લાજ કાઢતી, શરમાતી, નણંદોની પાછળ સંતાતી જોઇ હતી. જોતાંની સાથેજ આ ગામડાની ગમારને હું શું કરૂં, આ ઝોડ ક્યાં વળગ્યું છે, વગેરે વિચારો મને આવ્યા. કયાં આ લાજુલાડી, મોં ઉપરથી માંખ પણ ન ઉડે, એવી ઘરકુકડી અબળા, અને કયાં વીલાયતનો હાથમાં લટકતી મનીબેગ–પર્સ લઇ સારી દુનિયા એકલી ભટકી આવે એવી પ્રબળા ! આવી સાથે મારૂં જીવન ન નભે. આવા વિચારોના વમળમાં હું તણાતો હતો, ત્યાં મારી બાએ મને ફરી કહ્યું, કે ભાઈ ! વહુને સાથે લઈ જાઓ.

મારો મીજાજ ગયો. ગુસ્સાનો ઘુંટડો કરી હું તે ગળી ગયો, છતાં આંખ ફેરવી મોં ચઢાવી મેં તોછડાઇથી જવાબ આપ્યો:

“ તે કેમ બને ? હું એને લઈ જઈ શું કરૂં ? મારે તો એવી વહુ જોઇએ, કે જે મારા મિત્રો સાથે છૂટથી વાતો કરી શકે, મારી ગેરહાજરીમાં પણ તેમની આગતા સ્વાગતા કરી શકે. અને મિત્રો તે કાંઇ ખરશેદજી જેવા બધા સાદા, જૂના વિચારના ઢં ન હોય ! તેમાં અંગ્રેજો પણ હોય. એ ક્યાં અંગ્રેજી જાણે છે ! અને અમારા ખાણામાં મારી વહુને સામેલ થતાં, છરી કાંટે ખતાં આવડવું જોઇએ ! આને લઇ જઇ હું શું કરૂં ?”

મારી બાનું મો ગુસ્સાથી લાલચોળ થઇ ગયું, અને તે મને ધમકાવવા લાગી:

“ ભણાવ્યા ગણાવ્યા તે શું આવું સાંભળવા ? વહુ બિચારી કેવી સાલસ છે ! અને કેટલી બધી રૂપાળી ! ભણેલી છે; થોડું અંગ્રેજી

પણ તેના બાપે શીખવ્યું છે, કહ્યાગરી છે. એને લઇ ગયા વિના નહીં ચાલે."

મેં તો રોકડું બતાવ્યુંઃ

"કોઇ કાળે તે નહીં બને."

મારી બા એ જવાબ સાંભળી રડવા જેવી બની ગઇ, તેવામાં મારી મોટી બહેનનો અવાજ મેં સાંભળ્યોઃ

"જસોદા ભાભી! રડો છો શું કામ? ઇશ્વર સૌ સારાં વાનાં કરશે."

મારો નફ્ફટ જવાબ સાંભળી ખરશેદજી પણ ગભરાઇ ગયા હતા. પણ હું 'જક્કી પાડું' છું તે એ જાણતા હતા, એટલે તેમની વેપારી રીત પ્રમાણે તોડ કાઢતાં તે બોલ્યાઃ

"માજી, જસોદા ભાભીને મુંબાઈ હમણાં કેવી રીતે લઇ જઇએ? ઘર બર રાખીને પછી બોલાવી લઇશું."

મને ડોકું ધુણાવી ના કહેતો જોઇ મારી બાએ પૂછ્યું:

"ભાઇ ખરશેદજી! સાચું કહો છો? જુઓ આ તમારો ભાઇબંધ તો ના કહે છે."

ખરશેદજીએ સાંત્વન કર્યું:

"માજી, હું સાચું જ કહું છું. જો ભાઇ ભાભીને નહીં બોલાવે, તો હું આવી તેમને લઇ જઇશ, પછી કાંઇ?"

"હા, જાઓ મારૂં વચન છે."

મેં જસોદા તરફ નજર સરખીયે નાખી નહીં, અને તેજ દિવસે અમે મુંબાઇ ચાલ્યા ગયા.

મુંબાઇ આવ્યા પછી મેં મારો ઘરવાખરો ને ઘરખટલો ગોઠવી દીધો, બોય, બટલર વગેરે બધું આવી મળ્યું, ને નોકરીમાં પણ હું ઠેકાણે પડી ગયો. નિયમસર ગાડું ગબડવા માંડયું, એટલે ખરશેદજીએ મારી પૂઠ પકડવા માંડી. ભાઇએ માજીને વચન આપેલું એટલે જસો-

દાને બોલાવી લેવા પહેલાં તો મને વિનવણી કરવા લાગ્યા; પણ જ્યારે હું એકનો બે ન થયો, ત્યારે સતામણી કરવા લાગ્યા. જ્યારે તેમણે બહુ કહ્યું, ત્યારે મારાથી રહેવાયું નહીં, અને મેં તેમને છેવટની ના ભણી :

"જો, ખરશેદજી ? મારે કોની સાથે કેવી રીતે અહીં અને બીજે નોકરીમાં જીવન ગાળવાનું છે તે તું જાણે છે. એ રાંચાને બોલાવી મારી આબરૂના કાંકરા કરૂં ? મારે પણ કાંઇ પ્રતિષ્ઠા છે. તુ રહ્યો વેપારી, એટલે હમેશાં તને સમાધાન ( compromice ) કરવાની ટેવ પડેલી હોય, તેથી જીવનની મહત્વની બાબતોમાં પણ તું એ વાણીઆશાઇ પદ્ધતિ ઝટ લઇને પકડી લે, અને વચલો માર્ગ ગ્રહણ કરી 'પડયું પાનું નભાવી લે.' પરંતુ સિવિલ સર્વિસ જેવી નોકરીમાં અમુક ધોરણે રહેવાનું હોય છે—સોસાઇટીના અમુક અણલખ્યા નિયમો હોય છે, તેની તારા જેવા વાણીઆને કયાંથી ખબર હોય ? માટે હવે મને કદાપિ સતાવીશ નહીં."

ખરશેદજીનામાં એવો ગુણ હતો કે હજારો અપમાન ખમે પણ તે કદી ચુપ ન થાય. તેથી તેણે જવાબ વાળ્યોઃ

"હા, ભાઇ ! ખરી વાત, અમે તમારી સોસાઇટીમાં શું સમજીએ ? પણ સોસાઇટી એટલે શું ? દરેક પુરૂષ પોતાની વહુને મૂકીને બીજાની વહુઓ પાછળ ફરે, અને દરેક સ્ત્રી પણ પોતાના પતિને મૂકીને બીજા પુરૂષો ઉપર મરી ફીટે, એજ કે બીજું ? એવી સોસાઇટીનું તારે શું કામ છે. ? મઝેની વહુ તને મળી છે, તો તારે સોસાઇટી—કલબનું શું કામ છે ? તને વીલાયતિનો આટલો બધો મોહ લાગ્યો છે તે જોઇ મને અત્યંત દિલગીરી થાય છે. આ તારો પોશાક જો. યુરોપનાં લોક જ્યાં જાય ત્યાં તેમનો જ પોશાક પહેરે—ગરમ દેશોમાં પણ; અને આપણે વીલાયત જઇએ ને પોશાક બદલીએ એ તો જાણે ઠીક, પણ આપણાજ દેશમાં બદલી નાખીએ એ કયાંનો ન્યાય ? સૌથી પહેલો યુરોપીઅન મુગલ બાદશાહની કોર્ટમાં એકલો આવ્યો

હતો, ત્યારે પણ તેણે પોતાનો જ પોશાક રાખ્યો હતો. એક જ યુરોપીઅન જ્યાં જાય ત્યાં પોતાનો પોશાક અને ખાવા પીવાની પોતાની રીત ભાત ચાલુ રાખે છે; ત્યારે આપણે તો સ્ટીમરમાં બેઠા કે આપણું સર્વ ભૂલ્યા–તે ઠેઠ સુધી. પણ ભાઇ! વિચાર કરી જો, એમ પરણેલી બૈરીને કાંઇ તજાતી હશે?"

ક્રોધથી મેં ખરશેદજીને કહી દીધું:

"ખબરદાર, મારે તમારૂં ભાષણ સાંભળવું નથી. મારી જીંદગીનો હું મુખત્યાર છું."

"ત્યારે, સાહેબજી," એટલું કહી જોરથી પોતા પાછળ બારણું અફાળી ખરશેદજી ચાલ્યા ગયા.

બે ચાર દિવસ સુધી તે આવ્યા નહીં એટલે મને પસ્તાવો થયો. તેમને ઘેર ગયો તેમનાં સુશીલ પત્ની શીરીનબાનુ મને મળ્યાં, અને તેમના બોલવા ઉપરથી જણાયું કે ખરશેદજી જરૂરના કામ પ્રસંગે બહારગામ ગયા છે. આમની તેમની થોડી વાતચીત કર્યાં પછી હું ઘેર આવ્યો.

થોડા દહાડા ખરશેદજીની કાંઇ ભાળ લાગી નહીં, પછી એક સવારે અચાનક નીચે પોતાની મોટરમાં બેઠા બેઠા તેમણે મને બોલાવવા મોકલ્યો. હું નીચે જઇ તેમને મળ્યો. તેમની સાથે કોઇ અંગ્રેજી યુવતિ મેં બેઠેલી જોઇ. ખરશેદજી બૈરાંઓ સાથે બહુ ભેળાતા નહીં એટલે મને જરા નવાઇ લાગી. તેથી મેં તેમને ગુજરાતીમાં પૂછ્યું: 'આ કોણ છે?' હસતાં હસતાં ખરશેદજીએ જવાબ આપ્યો: 'હા, ઠીક સંભાર્યું, હું તમને ઇન્ટ્રોડયુસ કરૂં (તમારૂં ઓળખાણ કરાવું). આ મિસ જેસ્સી માસ્ટર, મારી ભાણેજ–સાળીની છોકરી, અને જેસ્સી! આ મારા મિત્ર મિ. અર્વિંદ, આઇ. સી. એસ., જેવણ અહીંના આસિસ્ટંટ કલેકટર છે. અર્વિંદ! મારા બનેવી શાંગાહી અને હોંગકોંગમાં રૂસ્તમજી માસ્ટર નામના ઘણા નામીચા વેપારી–લક્ષાધિપતિ શેઠીઆ છે;

તેમની આ એક પુરી બેટી. તે કાલે અહીં ચીનથી આવી છે. અમે ફરવા જતાં હતાં, ત્યારે રસ્તામાં તમારો બંગલો આવ્યો, ને બહુ દિવસથી મળેલા નહી, તે કહ્યું તમને બોલાવી મળું. સાંજે મારે ઘેર આવજો."

એ બધું બોલી ખરશેદજી મોટર હંકારી ગયા; તે બધો વખત હું જેસ્સી તરફ આંખ પલકાવ્યા શિવાય જોઇ રહ્યો હતો. શું તેનું લાવણ્ય ? માંજરી ભૂરી આંખો, સોનેરી વાળનાં કપાળ ઉપર ઉડતાં જુલફાં, સીધું નાક, સંગેમરમર જેવી સફેદ ખુબસુરતી : એ સૌએ મને આંજી નાખ્યો હતો. સાંજે તેનો ફરી કયારે મેળાપ થાય એ વિચારથી હું સાંજ પડવાની રાહ જોવા લાગ્યો. ઓફિસમાંથી વહેલો પરવારી સીધો હું ખરશેદજીને બંગલે ગયો. ખરશેદજી અને શીરીનબાનુ ઘેર નહોતા, પણ જેસ્સી હોલમાં બેઠેલી હતી. ઓળખાણ તો થયેલું હતું, એટલે ગપ્પા મારવાનું ફાવ્યું. આડી અવળી વાતો કર્યા પછી મેં પૂછયું :

"મિસ માસ્ટર ! માફ કરજો, મેં તમને મડમ ધારેલાં. ગુજરાતી નહીં જાણુતા હો એમ ધારી સવારે ખરશેદજીને મેં ગુજરાતીમાં તમારે વિષે પૂછેલું."

"એમાં માફ કરવાનું શું છે ? હોંગકોંગ, શાંગાહીમાં યૂરોપીઅનો જોડે સહવાસ વધારે એટલે મને તેજ પોશાકનો શોખ લાગ્યો છે."

"અને એ પોશાક તમને કેવો શોભે છે" ? એટલું બોલ્યા પછી તે વાકયની શી અસર થાય છે તે જોવા જરા થોભી મેં ઉમેર્યું : "આ પોશાકમાં તમે કેવાં રૂપાળાં લાગો છો ? જાણે આબેહુબ અંગ્રેજ બ્યુટી ( રૂપાળી સ્ત્રી ) !"

"હા મને પારસી ડ્રેસ કરતાં આ ડ્રેસ સારો દેખાય છે. મારા બાપ પણ મારા અભિપ્રાયના હોવાથી તેમણે મારૂં નામ જેસ્સી Jessie–રાખ્યું. ને ખરૂં કહું તો મને બધા રીત રિવાજો યુરોપના વધારે પસંદ પડે છે. તમને ?"

"મને પણ તેમજ."

એટલું બોલતામાં ખરશેદજી ને શીરીનબાનુ આવી લાગ્યાં. વાતચીત કરી ચાહ પી હું ઉઠયો ને ત્યાંથી કલબમાં ગયો. અમારી કલબ નવીન પ્રકારની હતી. યુરોપીઅન કલબોમાં દેશીઓને દાખલ કરતા નહીં, એટલે અમે આ 'યુરોપ' કલબ કાઢેલી હતી. તેમાં કેટલાક યુરોપીઅનો અને યુરોપીઅન થયેલા દેશીઓ મેંબર હતા. આ કલબ તરફથી અમે 'બોલ' (નાચ)નો મેળાવડો કરવાનો ઠરાવ કરેલો હતો, તેની ગોઠવણ ચાલતી હતી એ નાચની વ્યવસ્થા મેં માથે લીધી; કેમકે મેં તેવા મેળાવડા ઈંગ્લંડમાં જોયેલા હતા, અને હું નાચતાં શીખેલો હતો.

નાચનો દિવસ આવી લાગ્યો, તમામ ગોઠવણ, રચના અને શણગાર સૌને પસંદ પડયાં : યુરોપીઅનો વટીક 'વાહ વાહ' કહી ધન્યવાદ આપવા લાગ્યા. અમારી કલબના પેટ્રન ખરશેદજી હતા; તેઓ કદિ કલબમાં આવતા નહોતા, પરંતુ આ દિવસે તેઓને નાચના હોલમાં જોઇ મને આશ્ચર્ય થયું. મેં તેમને પૂછયું પણ ખરૂં, ત્યારે તેમણે કહ્યું કે જેસ્સીને નાચવાનો શોખ છે, તેથી તેને લઇ મારે આવવું પડયું. જેસ્સી આવી છે જાણી મને આનંદ થયો. ખરશેદજીને છોડીને તેને શોધતો શોધતો હું બાગમાં ગયો. ત્યાં તે કોઇની સાથે વાત કરતી હતી. મને જોઇ તે સામી આવી, ને સ્નેહભરી આંખે મારા સામું જોયું. આંખે આંખ મળી. મને સહેજ શરમ લાગી, પણ શરમાવાનો આ સમય નહોતો. "સમે વર્તે સાવધાન." મેં પૂછયું : "મિસ જેસ્સી—રે ! મિસ માસ્ટર, તમારો પહેલો નાચ રોકાઇ ગયો છે ? જો અપાવો બાકી હોય, તો મને તમારી સાથે નાચવાનું માન આપશો ? હું પોતાને ભાગ્યશાળી માનીશ."

લટકાથી માથું ધુણાવી હસતાં હસતાં મારો હાથ ઝાલી તેણે ઉત્તર આપ્યો : "થેન્ક યુ, મિ. અર્વિંદ, તમને કાંઇ ના કહેવાય ?"

મને તો જાણે પરમેશ્વર મળ્યા એવો આનંદ થઇ ગયો. એક-એકના હાથથી બગલગીરી કરી અમે બોલરૂમમાં આવ્યાં ને ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબથી મેં જેસ્સીને બાથમાં લઈ નાચવા માંડ્યું. "પ્રબળ ભમરી" ફરતાં મને અવર્ણનીય આનંદ થયો. પહેલો નાચ પુરો થયા પછી જેસ્સીએ કહ્યું: "બસ, હવે મેં બીજાને વચન આપ્યું છે." એ બીજાની અદેખાઇ કરતાં મેં સમાધાન માન્યું, કે રંગનાં તે કુંડા હોતાં હશે? એ તો ચટકાંજ હોય.

આ બનાવને પાંચ છ દહાડા થયા હશે. હું રિવાજ પ્રમાણે ખરશેદજીને ઘેર ગયો. ત્યાં જેસ્સી શિવાય કોઇ જણાયું નહીં. અમે બાગમાં ફરવા માંડયું. ધીમે ધીમે હું તેને કોન્ઝર્વેટરીમાં (લતા મંડપમાં) લઇ ગયો. ત્યાં ઝાડની ડાળીઓની બેઠક ઉપર અમે બંને બેઠાં. સમી સાંજનો શીતળ પવન વાતો હતો: વેલીઓમાંથી ઝીણાં ફુલો ટપકતાં હતાં: આસપાસના ગુલચ્છબા અને ગુલાબોથી હવા સુવાસિત હતી: ઝાડ ઉપર આરામ લેવા આવેલા પક્ષીઓ કલ્લોલ કરી રહ્યા હતા. આ વાતાવરણે વશીકરણ મંત્ર ભણ્યો. મેં ધીમેથી કહ્યું:

"જેસ્સી—અરે ભૂલ્યો, મિસ જેસ્સી—"

"બોલો કેમ અટકી ગયા, જેસ્સી બોલી વળી પાછું મિસ જેસ્સી કેમ કહ્યું?"

"મને એકલું જેસ્સી કહેવાનો હક્ક નથી."

"કેમ?"

"ભુલી ગયાં અંગ્રેજ રિવાજ કે?"

"હાં હાં ખરી વાત. તમારી વાનીઓમાં (ગુજરાતીઓમાં) એકલા વરથી વહુનું નામ ન દેવાય, ત્યારે અંગ્રેજોમાં વર એકલાજ વહુનું નામ દઇ શકે."

"પણ મને એવો કાંઇ વાંધો નથી."

"પણ તમે શું કહેતા હતા?"

"કાંઇ નહીં, અમસ્તુ."

"ના, કહો"

"લો, ત્યારે ગુસ્સે ન થતાં. જેસ્સી, વહાલી જેસ્સી, જીગર, મને જેસ્સી કહેવાનો અધિકાર ન આપો."

"જેસ્સી કહેવું હોય તો કહેજો. એમાં શું?"

"ના, ના, એમ નહીં, મને સુખી નહીં કરો?" એ સવાલના જવાબની રાહ જોયા પહેલાંજ મેં તેના બંને હાથ ઝાલ્યા, ને તેના પગ આગળ હું ઘુંટણીએ પડયો, ને બોલ્યો :

" તમે મારી સાથે પરણવા કબુલ થાઓ."

" એ કેમ બને? તમે હિંદુ ને હું પારસી?"

" એમાં શું? સિવિલ મેરેજ–કાયદાના બંધનથી આપણે પરણીએ."

" કબુલ."

થોડી વાર પછી અમે ત્યાંથી ઉઠયા, અને ખરશેદજીને બધી વાત કરી. પહેલાં તો તેમણે એ લગ્ન સામે વાંધો લીધો. પણ પછી શીરીનબાનુના વચ્ચે પડવાથી કબુલ થયા. બીજે દિવસે અમારાં લગ્ન થયાં–તદ્દન છાનાં.

લગ્ન થયે બે એક મહિના થયા હશે, ને રૂસ્તમજીના મંદવાડનો તાર આવ્યો, તેથી જેસ્સીને ચીન જવાનું થયું. સરકારી કામે મારે ઉરણ જવું પડયું, તે દરમ્યાન ખરશેદજી જેસ્સીને સ્ટીમર પર વળાવી આવ્યા.

થોડા દહાડા પછી ઘેરથી કાગળ આવ્યો કે મારી બા માંદી છે. મેં કાંઇ ગણકાર્યું નહીં, એટલે ખરસેદજીના ઉપર તાર આવ્યો. ખરશેદજી મારી પાછળ પડયા. મને ત્યાં જવા વિનવ્યો, અને છેવટે તેઓ સાથે આવે તો જવા મેં કબુલ્યું. અમે મુંબાઇથી નીકળી ચાણોદ બીજે દિવસે બપોરે પહોંચ્યા. ચાણોદ સ્ટેશનથી ગામમાં જતાં



તે સ્ત્રી કાછડોવાળી માથું ઉઘાડી નહાવા પેઠી. શો સુંદર કેશકલાપ ! કેવું શક્કાદાર મોં ! કેવા ઘાટીલા સીધા પગ ! મારાથી મોટેથી બોલાઇ જવાયુ " ઓ ઇશ્વર ! કેટલું બધું રૂપ ! "

[ પાનઃ ૯૭ ]

સામેથી આવતી એક સ્ત્રી ઉપર મારી નજર પડી તેનું રૂપ કાંઇ અજબ હતું. તે હિંદુ હતી, ને જરા આધું ઓઢેલું હતું છતાં પણ આછા વાદળની અંદર ચંદ્રની કોર છુપાઇ હોય, તેમ તેની સ્વર્ગીય ખુબસુરતી ઢાંકી રહેતી નહોતી. જેસ્સી આના આગળ પાણી ભરે એમ મને લાગ્યું. ખીલતી જુવાની, મદ ભરી સુંદરતા, ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરતું લાવણ્યઃ આવો સંયોગ મેં કદિ અગાઉ જોએલો નહીં. પરંતુ ખરશેદજીએ ઘેર જવાની ઉતાવળ કરી. અમે ઘેર જઇ બાને જોઇ અમારે ઉતારે કરનાળી ગયા.

કરનાળીમાં અમે ઉધ્ધાડપાગાની ધર્મશાળામાં ઉતરેલા હતા. સાંજનો સમય થયો, એટલે અમે ધીમે ધીમે ઘાટ ઉતરી નર્મદાના તટ ઉપર ફરવા—ટહેલવા લાગ્યા. વહેતા પાણીના ખળખળ અવાજ સાથે પક્ષીઓનું ગાન ભળ્યું. મંદ મંદ વાતા પવનમાં પાણીની ઉત્તેજક વાસ દાખલ થઇ. મારૂં મન કાંઇક ઉશ્કેરાયું, એટલામાંજ કરનાળીના છેક છેડેના ઘાટ ઉપર મેં સવારવાળી રૂપાળી રમણી જોઇ. વેપારી ખરશેદજી અત્યારે કવિ ને વિવેચક બન્યા હતા, સેંકડો મંદિરોનો એકત્ર ઘંટનાદ આ વખતે ઠોકી ઠોકીને ઇશ્વરનાં તેમને સ્મરણ કરાવતો હતો. ખરશેદજી ઉંઘમાંથી–ઈશ્વર સ્મરણમાંથી જાગ્રત થયા હોય એમ બબડયાઃ

"અર્વિંદ! આ ઘાટ કેવો સારો છે? કેટલો વિશાળ ને કેટલો લાંબો! અસલના લોકો પરગજુ હતા, હાલ તો આવો ઘાટ બંધાવવાની વૃત્તિ રહી નથી."

મેં કાંઇ તેમના બોલવા ઉપર લક્ષ આપ્યું નહીં. મારૂં સઘળું ધ્યાન પેલી સ્ત્રીની હીલચાલ ઉપર હતું. મારી આંખ તેનું રૂપ નીહાળી રહી હતી. તે સ્ત્રી કાછડો વાળી માથું ઉઘાડી નહાવા પેઠી. શો સુંદર કેશકલાપ! કેવું શક્કાદાર મોં! કેવા ઘાટીલા સીધા પગ! મારાથી મોટેથી બોલાઇ જવાયુંઃ "ઓ ઇશ્વર! કેટલું બધું રૂપ!"

હસતાં હસતાં ખુરશેદજીએ કહ્યું: " ચાલો આપણે હવે આગળ જઇએ." ન છૂટકે મારે તેમની સાથે તણાવું પડયું.

બીજે દિવસે સવારે પાછા અમે બાને જોવા ગયા. તેમને હવે મટવા આવ્યું હતું. અમે બેઠા નહીં એટલાંમાં તો પેલી જ સુંદરી હાથણીની ચાલે ઘરમાં દાખલ થઇ. એ કોણ હશે તે જાણવાનું મને મન થયું, પણ કેમ પૂછાય ? એટલામાં મારી મોટી બહેને તે સુંદરીને સંબોધીને બુમ પાડી :

"જસોદા ભાભી, અહીં આવો. આ શીરો જરા શેકો. ખુર-શેદજીને શીરો બહુ ભાવે છે તે આપણે તૈયાર કરી નાંખીએ. હું બીજું બધું કરી લઉં છું, પણ તમે શીરો કરો.'

આ સાંભળી મારા મોમાં પાણી આવ્યું. ઓ ખુદા, આ ફૂટડી શું મારી સ્ત્રી ? તો નક્કી મારી સુંદરતા માટેની તરસ હવે હું છીપાવી શકીશ. વાત નીકળે તો નક્કી વાતનો લાભ લઉં. કાંઇ નહીં, એમાં શું ? જેસ્સીને એક ઘરમાં ને આને બીજા ઘરમાં રાખીશ. આવા આવા વિચાર મારા મનમાં આવી ગયા. એવામાં મારી બાએ કહ્યું :

"ભાઇ ખુરશેદજી, તમે તમારૂં વચન પાળ્યું નથી."

"માજી ! હું શું કરૂં ? તમારો દીકરો કયાં પાળવા દે છે ?"

ખુરશેદજીએ આ બોલતાં મારી તરફ જોયું, તે વખતે હું જસોદા તરફ જોઈ રહ્યો હતો તે પકડાઇ ગયો. જાણે નિર્દોષ હોઉં એમ બતાવવા મેં પૂછ્યું :

"કયું વચન ?"

"જસોદા ભાભીને મુંબાઈ લઇ જવાનું."

મેં ઉદારતાનો ડોળ કરી—જાણે કચવાતો હોઉં એવો દેખાવ કરી, બેળે બેળે હર્ષ ડાબતાં કહ્યું:

"તમારી મરજી આવે તેમ કરો."

"ત્યારે તો કાલે આપણી સાથે તેમને હું લઈશ."

"વારૂ."

અમારે ઘેરજ ખાવાનું હતું, એટલે ધર્મશાળામાં ગયા નહીં. બપોરે તાપનું બહાનું કહાડી ઘેરજ રહ્યા. જેમ બને તેમ જસોદાથી દૂર ન જવું એ ઉદ્દેશ મારો હતો. મારૂં મન તેનામાં ચોંટયું હતું. સાંજ પડી એટલે ખરશેદજી ફરવા જવા તૈયાર થયા. માથું દુઃખે છે એમ કહી હું તો ઘેરજ રહ્યો, ને ખરશેદજીના ગયા પછી મેડા ઉપર ગયો. ત્યાં પલંગમાં જસોદા સોડીઉં વાળી સુતેલી હતી. જાડી કાળી સોનેરી થપ્પાવાળી ઝીમી તેણે પહેરી હતી. ઝીમીમાં સજ્જ થયેલી એ વધારે ખુબસુરત જણાતી હતી. હું પરવશ બન્યો. પાસે જઇ હું પલંગ ઉપર બેસવા જતો હતો, એટલામાં તે સફાળી ઉઠી, ને 'ઓ ! કશુંક કરડયું' એમ પોકારી નાસવા મંડી, હું તેની પાસે ગયો, તો 'ઓ બાપરે' કહી રડવા મંડી. સાડીમાં કશું જીવડું ભરાયું હશે એમ ધારી મેં તેનો છેડો ખેંચી કાઢયો, કે તરત આખી ઝીમી નીચે ઢળી પડી, અને અંદરથી વીલાયતી ઘાઘરો ને બ્લાઉઝ નીકળ્યાં; તેમાં સજ્જ થયેલી જેસ્સી મારી સમક્ષ ઉભી. જસોદાને બદલે જેસ્સી ! આ કેમ સંભવે ? હું ગભરાયો–મુંઝાયો–ને પછી કાંઈક ભાન થતાં શરમાયો. પૃથ્વી માગ આપે તો તેમાં સમાઉં, એવો આ પ્રસંગ ટાળવા માટે મેં અચકાતાં અચકાતાં પૂછયું:

"આ–શું ? આ–કોણ ?"

સંવરણને ઘેર લાવવા માટે જોગી વેષે જંગલમાં ગયેલી સુલોચના તપતી વિષેની વાત સાંભળી જેટલી ગુસ્સે થઈ હતી, તેથી વધારે ગુસ્સે જસોદા થઇ. તેની ભમરો ચડી ગઈ, આંખો વિકાળ બની, કપાળ ઉપર ક્રોધની કરચલી ઉપસી આંખો ઉપર છવાઇ ગઇ. સુલોચનાના જેવોજ જવાબ તેણે આપ્યોઃ

"કોણ ? તેં જેને સેવી છે તે."

"આવી યે મશ્કરી."

સુલોચના જેવુંજ સંબોધન કરી તે બોલીઃ

"શઠ? દુષ્ટ! પાપી! હજી ભાન આવે છે? કાંઇ સમજાય છે?"

તેનો ગુસ્સો સકારણ હતો. અને મને હવે સમજાયું હતું, કે જેસ્સી તેજ જસોદા. જસોદાએજ જેસ્સી બની મને બનાવ્યો હતો હવે તેને પટાવી મનાવી લેવા સિવાય બીજો કાંઇ ઉપાય નહોતો. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા હું તેના પગ આગળ લાંબો થઈ સુતો, અને ધીમેથી માફ માગીઃ

"દેવી! મને ક્ષમા કરો. મારી ભુલ થઇ."

આખરે હિંદુ સ્ત્રી! તેનો ગુસ્સો પીગળ્યો. તેનું હૈયું ગળગળું થઇ ગયું. રડતાં રડતાં તેણે કહ્યુંઃ

"ઉઠો, હું પાપમાં પડીશ. પણ હવેથી વીલાયતી મોહમાં તણાતા નહીં. ફરી જસોદા–જસીને બદલે જેસ્સી પસંદ કરતા નહીં, વીલાયતી સંસ્કૃતિ હોઇઆ કરનારી (ભક્ષક), સર્વનાશક છે; તેથીજ આપણે તેવા ન થતાં તેની સામે સંરક્ષક થવું જોઇએ. પોતાની સ્ત્રી સાથે ઘરમાં નાચવાનું તો રહ્યું, પણ પેટ ભરી વાત કરવાનું મન ન થાય, અને પારકી સ્ત્રી સાથે જાહેરમાં નાચવું–પોશાક ને ટાપ-ટીપથીજ વહુની પસંદગી કરવી; એમાં કેટલો ભય સમાયલો છે તે હવે તમે સમજ્યા હશો. ઉઠો, ઉઠો, મારા સમ."

તે બોલી રહી તેટલામાં "ભાભી સાહેબ! આવું કે? રજા છે?" એમ કહી ખરશેદજી ધબધબ ઉપર ચડી આવ્યા; ને મને જોઈ તેમણે મશ્કરી કરીઃ

"આ કોન્ઝર્વેટરી (લત્તામંડપ) નથી, કે બાઇ સાહેબ આગળ ધુંટણીએ પડયા છો." મને તો શરમના શેરડા પડયા, પણ જશોદાએ ખરશેદજીને કહ્યુંઃ

"મોટા ભાઇ, તમારે અહીં આવવા રજા કેવી લેવાની, તમારે ને શીરીન ભાભીને લીધે તો મારે આ દહાડો આવ્યો. તમારા

બન્નેનો પાડ માનું તેટલો ઓછો નહીં તો મારા જેવી ગામડાની ગમારને મડમ થતાં ને નાચતાં ક્યાંથી આવડે–ને આ સાહેબ નહીં તો મને કેમ સંઘરત ? ભાઈ ને ભાભી હોય તો તમારાં જેવાં હજો." એટલું કહી તે ખરશેદજીને પગે લાગી.

ખરશેદજી બોલ્યા:

"એમાં અમે શું કર્યું છે ! તમારી પોતાની અક્કલ, આવડત ને હોંશીઆરી, તથા તમારા સાસુ સસરા ને માબાપની સંમતિ વગર આ કાવત્રું પેશી ન જાત."

મેં પૂછ્યું: "કાવત્રુ કેવી રીતે રચ્યું તે જરા મને તો કહો."

ખરશેદજીએ જવાબ આપ્યો: "એમાં શું કહેવાનું છે. જસોદા ભાભીને અંગ્રેજી આવડતું હતું, ને બધી રીતે accomplished (બધી બાબતોમાં પ્રવીણ) હતાં, છતાં તેં તજ્યાં. મુંબાઈથી હું અહીં આવી તેમને ત્યાં લાવ્યો, ને યુરોપી પોશાકમાં પારસણ છે એવી ઓળખાણ આપી. તારા સમાગમમાં વારે વારે આવે એમ કર્યું. મૂળથી તું ફાંકડો–રૂપલોભી એટલે ફસાયો. અને પાછો અહીં પોતાની વહુને જોઇને ફરી મોહી પડો ફસાયો. એટલે એ કાવત્રું આજે આમ ખુલ્લું કરી નાખ્યું."

હવે મને બધું બરોબર સમજાયું: મારી આંખો ઉઘડી. મેં ખરશેદજીને સવાલ કર્યો:

"તમે તો જાણે વિજયી નીવડયા. જસોદાએ ધાર્યું કર્યું. પણ મારે શું મો લઇ જીવવું ?"

"કેમ જસોદાએ તમને માફી બક્ષી નથી ?"

"પણ જસોદા એ કાંઇ દુનિયા નથી.

"બધી દુનિયા આ વાત કાંઇ જાણતી નથી. શીરીન જાણે છે તે તો તમારી ભાભી છે. માત્ર તમારા માબાપ અને સાસુસસરાની માફી માગી લો, એટલે સર્વ પત્યું."

અમે નીચે ગયાં. મેં ખુરશેદજીના કહ્યા પ્રમાણે સૌની માફી માગી–સૌને રીઝવ્યાં. બીજે દિવસે જસોદા સાથે અમે મુંબાઇ જવા નીકળ્યા. નીકળતી વખતે મારી બાએ છેવટની આશીશ ને છેવટની શીખામણ મને આપી:

"જાઓ સૌ સારાં વાનાં થશે, પણ મારી જસીને દુભવીશ નહીં." અને પછી ખુરશેદજીને ઉદ્દેશી કહ્યું:

"ભાઇ, આવજે, શીરીનની ખબર પૂછજે. તું ને તે હતાં, તો જસીને આજ મુંબાઇ જવા વારો આવ્યો છે. મારે મન તો તું પુત્રથી પણ અધિક છે."

પોતાનાં વખાણ થતાં અટકાવવા તેણે કહ્યું:

"માજી ! મેં મારૂં વચન પાળ્યું છે, જસોદાની ફીકર કરશો નહીં, ને મારા ભાઇને હસતે મોંએ વિદાય કરો ને આશીશ આપો."

"જાઓ આશીશ છે, ફતેહ કરો." ગાડી ચાલી; અને તેના વેગમાં આ છેલ્લા શબ્દો તણાઈ ગયા.

*

# જંતુલીલા

મારી બાની તબીઅત કેમે સુધરી નહીં. વૈદની સલાહ પ્રમાણે તેને લઇ અમે ડુમસ આવ્યા. ત્યાં દયાકોર સેનીટેરીઅમમાં ઉતર્યા. થોડા દહાડામાં તેને ફેર માલમ પડયો; એટલે મારાથી બહાર હરાતું ફરાતું. મને ફરવા હરવાનું બહુ ગમતું. મારો સ્વભાવ શોખી અને સહેલાણી હતો. એ શોખ ઓઘે ઉતર્યો હતો. મારી બા ગામડામાં ઉછરી હતી, છતાં પણ નાનપણથી એ સુઘડતા સ્વચ્છતા શીખી હતી. શરીરની અને ઘરની શણગાર–સામગ્રી એ બરોબર સજી જાણતી. ઘરની ભીંતોને ધોળી શંખલા, કોડીઓ, છીપો, મમરા જેવી શંખલીઓ ને ઝીણી ખાપોથી મઢતીઃ ચણીઆ, ઝભલાંને ઝાલર, દોરી, ખાપ ચોઢી બહુ શોભાયમાન

કરતી; પંખાને મોરનાં પીંછાથી ઢાંકતી; બારણા આગળ સાથીઆ કાઢી અંદર ભાત પાડતી: બારણે બારણે રોજ આસોપાલવનાં લીલાં તોરણ બાંધતી. તેને ફૂલ બહુ પ્રિય હતાં. ગામડામાં ગુલાબ કે મોગરો, ચમેલી કે જુઈ ન મળે; પણ કમળ અને પારિજાતકની ખોટ હોતી નથી. તેમ ન હોય તો જંગલી ફૂલોથી તે ચલાવતી. પીળી આવળ કે સફેદ આકડો, કાંટાવાળો કેવડો કે છેવટ આંબાનો ને લીમડાનો મોર; ગમે તે ગમે ત્યાંથી ઝુમખાં લાવી અંબોડે ગુંથે, ગાદી તકીએ ગોઠવે, પાણીઆરામાં મૂકે, થાળીમાં ભરે કે બારણાના મીજાગરામાં ખોસે, ઘરમાં જ્યાં જુઓ ત્યાં હમેશ લીલાં છમ તોરણ, વાસ ભર્યો મહેકાટ, રંગબેરંગી ફૂલ અને અવનવો શણગાર થઇ રહે. પીત્તળનાં વાસણ ઝગઝગાટ મારી રહે તેવાં હમેશાં રાખતી. કોઇ શહેરી આવી ચઢે, તોપણ બે ઘડી આનંદમાં તલ્લીન થઇ જાય, અને ગામડાની કુદરતી લીલાની ઝાંખી કરે.

આ શોખ મને વારસામાં મળ્યો–કુમસમાં એ બહુ ખીલ્યો, ખીલવાને માટે અનુકૂળતા ત્યાં ઘણી છે. લાંબો પહોળો દરિયાનો કિનારો–પટ, નાના મોટા બંગલાના નાના મોટા બગીચા, સ્વચ્છંદે ફરી શકાય એવી રેતી, નિરાંતે આશાએશ લેવા માટે ચોપાટીના બાંક, રમવાને લાયક છીપ, શંખલા અને દરિયાઇ વેલા, બે ઘડી જોઇ રહીએ એવાં પીળાં ફૂલોથી લચી જતા બાવળો; કુદરતમાં મશગુલ રહેનારને આવી બાબતોથી આનંદ આનંદ થઈ જાય. દરિયામાં નહાવાની બહુ મઝા પડે; મને તે અત્યંત ગમતું. રોજ બપોરે હું નહાવા જતી, અને તે પણ એકાંત જેવા સ્થળ–નાની ચોપાટીએ. એક દિવસે બપોરે મારા નહાવાના સ્થાનથી થોડે દૂર મેં કોઇ તરૂણને નહાતો જોયો. મારે શી દરકાર? મેં તો રોજ નિયમ પ્રમાણે યથેચ્છ વિહાર કરવા માંડયો. એક મોટું મોજું આવ્યું: હું ગબડી, ડુબી, તણાઇ. બહાર નીકળી આંખ ઉઘાડી ત્યારે પેલા તરૂણના હાથમાં હતી. દુર ખસી સંકોચાઇ ઉભી.

પણ ડુમસનું એક માહાત્મ્ય ખરૂં છે. ત્યાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે ઝાઝો વખત સંકોચ ટકી શકતો નથી. ત્યાં કોઇ પણ સ્ત્રી કોઇ પણ પુરૂષ સાથે અંતરાય વિના વાત કરિ શકે—સ્ત્રીઓ અને પુરૂષો અજાણ્યાં હોય તોપણ પરસ્પર જાણીતાં થઈ સાથે મળી શકે રમી શકે. ગુજરાતમાં તે એકલું જ એવું સ્થળ છે, કે જ્યાં સ્ત્રીઓ અને પુરૂષો ઘડીભર તેમની ભિન્ન જાતિનું ભાન કે અભિમાન ભૂલી જાય છે, અને પોતાને પ્રભુનાં સમાન બાળકો તરીકે જુએ છે. એમાં સ્વચ્છંદતા નથી- નિર્દોષતા છે. ફ્રાન્સનું રિવેરા કે ઇંગ્લંડનું બાથ- એના જેવું ડુમસ નથી. ડુમસમાં સંસ્કારિતા આવે છે, પણ આર્ય-ત્વનો લય થતો નથી: વ્યવહારનાં ખોટાં બંધનો ઢીલાં પડે છે, પણ સંસારની યોગ્ય મર્યાદા સચવાય છે. મારિ ખોટી શરમ ગઇ; ક્ષોભ દૂર થયો, ને મારા મિત્રનો ઉપકાર માની ત્યાંથી ચાલવા માંડયું.

તે દિવસે તો છૂટી, પણ રોજ નહાવાના નિયમવાળી હું નાસીને કયાં જઉં ? બીજે દિવસે, ત્રીજે દિવસે એમ રોજ તે તરૂણ ત્યાંજ નહાવા આવતો. ઓળખાણને વધતાં વાર લાગતી નથી; તેમાંયે એનામાં અજબ રૂપ હતું, ફૂટતી મૂછના દોરાનો મરોડ, ભવ્ય કપાળ, સ્ત્રી જેવા સુકુમાર હોઠ ને ગાલ આકર્ષે અને જોવાને લલચાવે. ધીમે ધીમે ઓળખાણનું સ્વરૂપ બદલાયું, અને હું પ્રેમવશ થઇ. એની પણ એવી સ્થિતિ થઇ. પહેલા પ્રેમથી માણ-સના શરીરમાં, હાવભાવમાં, મનમાં અને આંખમાં ફેરફાર થાય છે; અને ચતુર માણસ–પુરૂષ કરતાં સ્ત્રી વધારે સારી રીતે તે કળી શકે છે. મારી બાની તંદુરસ્તી પાછી આવી હતી. તેણે મારૂં પરિવર્તન જોયું–પ્રેમાળ માતા ગભરાવાને બદલે ખુશી થઈ. કલાવી કલાવી મારી પાસેથી વાત કઢાવી. મારી મારફત મારા પ્રિયતમને જમવા નોતર્યો. એ એને પણ ગમ્યો. તુર્તનો દાકતર થયેલો, રૂપ ગુણવાળો, કુલીનઃ સર્વ રીતે યોગ્ય અને મારો પ્રેમપાત્ર; મારી બા બહુ પ્રસન્ન થઈ. તેનો તમામ મંદવાડ જતો રહ્યો. અને અમારાં લગ્ન થયાં.

અને પછી ? આપણા લોકગીતમાં ગાયું છે, કે 'ચાર દિવસનું ચાંદરણુંને ઘોર અંધારી રાત.' મારૂં લગ્ન–સુખ બે વરસ ટક્યું, તે પછી વેરાન વગડો આવ્યો. મારા પતિ સુમનલાલ મુંબાઇમાં દાક્તરની પ્રેક્ટિસ કરતા હતા : પ્રેકટિસ ધીકતી હતી. કોલેજમાંથી અને તે પછી તેમને બેક્ટિરિઓલોજીનો–જંતુ વિદ્યાનો શોખ લાગ્યો હતો. તે શાસ્ત્રમાં તે પ્રવીણ હોવાથી દુનિયાના તમામ ગ્રંથોનું તેમણે શોધન કરેલું, અને છેવટે ખાનગી પ્રયોગશાળા સ્થાપી. અહીં તમામ દર્દીના રોગની જંતુ વિદ્યાની પદ્ધતિએ પરીક્ષા થતી, અને સાથે શોધખોળ ચાલુ રહેતી. ઝાડો, પીસાબ, ગળફો એ તો બધા દાકતરો તપાસે છે; તેમનાં જંતુઓ બધાને પરિચિત છે. તેવી રીતે કેટલાક દર્દોનાં જંતુ પણ માલમ છે. બેસિલસ કોલાઇ, ( આંતરડામાંનાં ), ડિફ્થેરી (ગળાના રોગનાં), ડિસેન્ટેરી (મરડાનાં), એમીબા (મરડાનાં), ઈનફ્લુએન્ઝી (શળેખમ વાળા તાવનાં ), લેપ્રી ( પતનાં ), ટયુબરકયુલોઝાઇ ( ક્ષયનાં ), શેન્કોઇડ ( દંશનાં ), ટાઇફોઝાઇ ( ટાઇફોઇડનાં ), પેરા ટાઇફોઈડ ( ટાઇફોઇડનાં ), એન્ટેરી ટાઇડિસ ( આંતરડાનાં ), ન્યુમોની ( ત્રિદોષનાં ) તથા ન્યૂમોકોકસ ( ત્રિદોષનાં ), ગોનોકોકસ ( પરમીઆનાં ), ટ્રોપોનીમા પેલીડમ ( વિસ્ફોટકનાં ) સ્પિરિલમ કોલેરી ( કોગળીઆનાં ), ફાઇલેરીઆ સેન્ડવીનીસ હોમિનિસ ( હાથીપગાનાં ), ફાઇલેરીઆ મેડિનેન્સિસ ( વાળાનાં ), એ બધા દાક્તરો જાણે છે. એકની ( ખીલનાં ), ટેટેનાઇ ( ધનુર્વા), સ્ટ્રેપટો કોકસ અને સ્ટેફીલો કોકસ ( પરૂનાં ) પણ જાણવામાં આવેલા હોવાથી તેને યોગ્ય રસી બનાવવામાં આવે છે. એસિડિ લેકટાઇ ( દહીનાં ) જંતુઓ અતિ પરિચિત છે, આ અતિ સામાન્ય જંતુઓ અને તેથી થતા રોગ, ઉપયોગ, ઉપચાર, રસી, આપ–રસી ( ઓટોવેક્સિન ) વગેરે મારા વરને મોઢે–આંગળીને વેઢે હતું. પ્રયોગશાળામાં એ બધી સામગ્રી નળીઓ ટેસ્ટ–ટયુબોમાં તૈયાર રહેતી. હું તેમને

પ્રયોગશાળામાં મદદ કરતી. મને થોડું અંગ્રેજી આવડતું, અને તેમની સાથે થોડું વૈદું શિખી એટલે પ્રયોગશાળાની બધી ગોઠવણ મારે માથે હતી. તે ચાકર નોકરનો વિશ્વાસ કરતા નહીં. રોજ નવા પ્રયોગ કરવાના હોય, તે વખતે મદદમાં શાંતાગૌરી કરીને સ્ત્રી–દાક્તર હમેશ તેમને સહાય કરવા આવતી. એ બે પ્રયોગો કરતાં, ત્યારે મારે બધી ચીજો લાવી આપવાનું કામ કરવું પડતું.

એમનાં પ્રયોગો વધતા ગયા. કેટલાક અખતરા આખી રાત સંભાળવા પડતા. શાંતાબાઇ રાતે ઘેર જાય, એટલે સુમનને ઉજાગરા કરવા પડતા. હું તો મારા નાના પુત્રને લઇ ઉંઘી જતી. આમ અમારી વચ્ચે અંતરાય ઉભો થયો. જેમ સુમન પ્રયોગોમાં મચ્યો રહેતો, તેમ તે વેદીઓ થતો ગયો. શરૂઆતમાં તે મને અને મારા રતુને મળવાની ફુરસદ મેળવી શકતો નહીં, પણ પછીથી વધારે ગંભીર સ્થિતિ ઉભી થઇ. પોતાની શોધખોળ વધતી ગઇ, તેમ તેને જણાયું કે આખી દુનિયા જંતુમય છેઃ દુનિયામાં જંતુઓ શિવાય કાંઇ છેજ નહીં. પરમાણુવાદ આપણે સાંભળ્યો છેઃ બ્રહ્મને માયાવાદ જાણીએ છીએ, પરંતુ સુમને વિશ્વમાં જંતુવાદ નવો નીપજાવ્યો. સમસ્ત વિશ્વ જંતુઓથી જન્મે છે, રહે છે, અને લય પામે છેઃ આ એનો સિદ્ધાંત હતો. નાશકારક જંતુઓથી તેણે હવે બીવા માંડયું. મૂળે હિંદુઓ જંતુઓથી વાકેફ હતા. દહીનાં જંતુઓ, કેટલાંક ચેપી રોગનાં જંતુઓ તેમનાથી અજાણ્યા નહોતા, પરંતુ જૈન લોકોએ જંતુ વિદ્યામાં જેવી પ્રવીણતા મેળવી છે તેવી કોઇએ નથી મેળવી એમ સુમનનું માનવું હતું. તેણે જૈન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. છેવટે બે જાતનાં જંતુઓ છે એમ તેની ખાત્રી થઇઃ રક્ષણ કરનાર અને નાશ કરનાર. જંતુઓને જૂદા ન પાડી શકાય એમ તેને લાગતાં, તે બહુ ભયભીત થયો, તેણે પદાર્થોને અડકવાનું બંધ કર્યું. અડકે તોઃ જંતુ રહિત વાંઝીઆ બનાવેલા ( સ્ટીરિલાઇઝડ ) ચીપીઆથી. ચીજોને

જંતુ રહિત બનાવવાની તેણે સહેલી રીત શોધી કાઢીઃ પોતાનો પહે-
રવેશ, ખોરાક વગેરે તમામ તે જંતુ રહિત બનાવતો. હવે તે મને
અને રતુને કયાંથી અડકી શકે? મારામાં એક વખત પ્રેમમુગ્ધ
થયેલો સુમન મને જોતાંજ ગભરાતોઃ રતુને બચ્ચીઓના વરસાદથી
ગુંગળાવનાર સુમન હવે તેને હાથ પણ અડકાડતો નહીં. પરણેલી
સ્ત્રીથી આ સ્થિતિ કેમ ખમાય?

જેમ જેમ તેના અખતરા વધતા ગયા, તેમ તેમ તેની ખ્યાતિ ફેલાતી
ગઇ. તેણે ભુખ, ઉંઘ, હાસ્ય અને આળસનાં જીવડાં શોધી કાઢયાં એ
જીવડાં હવામાં ફરતાં રહે છે. તેના નમુના પ્રયોગશાળામાં આણીને
અપચાના રોગવાળાને ભુખ્યા બનાવ્યા, ઉંઘ વિના ઉજાગરો કરનારને
ઉંઘણુશી બનાવ્યા, મુંજીઓને હસતા કર્યા, કામગરાને આળસુ બનાવ્યા,
અને એ રીતે પોતાનો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો. વાની પેઠે આ વાત
ફેલાઇ. મુંબાઇના ' વૈદું ' એ નામના સત્તાધારી પત્રમાં, લંડનના
'લેન્સેટ' માં, અમેરિકાના ' સાયન્ટિફિક અમેરિકન ' માં, સ્વીડનના
' વિજ્ઞાન ' માં નવા હિંદુ શોધકનાં વખાણુ થવા લાગ્યાં. જર્મની,
ફ્રાંસ, વગેરે દેશના વૈદકશાસ્ત્રીઓ અને વિજ્ઞાનશાસ્ત્રીઓએ ત્યાં જઇ
પોતાની હેરત પમાડનારી શોધખોળ વિષે પુરાવા સહ ભાષણો આપવા
સુમનલાલને આમંત્રણુ કર્યું: એવામાં તેની છેક છેલ્લી શોધે હદ કરી.
બહુ માથાફોડ પછી ' મોતનાં ' જંતુ તે શોધી શકયોઃ એકજ જંતુ
કોઇ પ્રાણીમાં પ્રવેશવા પામે, તો થઇ ચુકયું. એ સંહારક શક્તિના
નિવારણુ રૂપ કોઇ સંજીવની જંતુ હોય, તો તેની તપાસમાં હવે તે
રોકાયો. તેમાં યશ મળે તો મોત એ ભૂતકાળનું સ્વપ્નું થઇ જાય,
મનુષ્ય અમર થાય, દેવ થાય, અને સારૂં બ્રહ્માંડ ફરી જતાં વિજ્ઞાન
અને તત્વજ્ઞાન એક સાંકળથી જોડાઇ જાય. એમાં એનું મન પરો-
વાતું ગયું, તેમ તેનો ડર વધતો ગયો. પોતાની આસપાસ તે સઘળે
જંતુઓ–ભુખ્યા વરૂની પેઠે આમથી ખાશે, કે, આમથી ખાશે એવી

રીતે ભટકતાં–જોતો. એવી સ્થિતિમાં મારી સાથે વાત કરવાની કે રતુને રમાડવાની આશા ફોકટ હતી. મારી બધી હિંમત એકઠી કરી મેં રતુને એક દિવસ પાછળથી તેને ગળે વીંટાળ્યો. એને બીચારાને પોતાનું આખું ગળું જંતુ–રહિત કરવું પડયું. મારી આંખમાંથી આંસુ ટપકયાં, રખેને એમાં ‘ ખીલનાં ’ જંતુ હોય એમ ધારી તેણે મારા આંસુવાળા ગાલ ઉપર દૂરથી ‘લોશન ’ નાખ્યું !

એક વખત જે મારી ખૂબસુરતીના મોહપાશમાં પડેલો, જે મારા રતુને રમાડવામાં પહેલાં રોજ દોઢ બે કલાક કાઢતો, તેની આવી દશા જોઇ મને દયા આવી. પ્રેમ વિનાનો સંસાર મને સુનો લાગ્યો. મારો આખો દિવસ રડવામાં જવા લાગ્યો. પ્રયોગશાળાનું કામ મેં પડતું મૂકયું: ભલી શાંતાબાઇ બધું સંભાળી લેતી. મને તે રોજ નિરાશ થયેલી જોતી. હું કદી કદી ડુસકાં લેતી તે શાંતાના સાંભળવામાં આવતાં. તેણે મારી દયા ખાધી. અનુકંપા પૂર્ણ સ્વરે તેણે આ બધાનું કારણ પૂછયું. મારા ઉપર હવે માત્ર દુ:ખનું ઝાડ ઉગવાનું બાકી હતું. મેં સઘળું તેને સમજાવ્યું, ને તેણે મદદ કરવાનું બીડું ઝડપ્યું. બે ત્રણ દિવસમાં તેણે મારા ઓરડાને નાની પ્રયોગશાળામાં ફેરવી નાખ્યો. નળીઓ, નળિકાઓ, શીશીઓ, બાટલી, સ્ટવ, કાંટો, ચીપીઆ, રિટોર્ટ, વાંકનળીઓ વગેરેથી કબાટનાં ખાનાં અને ટેબલ ચીકાર ભરાઇ ગયાં. નળીઓમાં જંતુઓ ભરી તેમનાં નામનાં લેબલ ( ચિઠ્ઠી ) ચોડયાં. મને કાંઇ સમજણ પડી નહીં. શાંતાબાઇ પાસે મેં ખુલાસો માગ્યો, પણ તેણે કહ્યું: “ કાલનાં વર્તમાનપત્રો જો જો; અને જોઇને ચુપ રહેજો.”

સવાર પડવાની વાટ મેં આતુરતાથી જોઇ. પેપરો આવ્યાં, તેમાંથી એક મેં ઝડપી લીધું. તેમાં નીચેનો ફકરો જણાયો;

# પ્રેમનો કીડો.

## હિંદુ સ્ત્રી તબીબની હેરત પમાડનારી શોધ

પ્રખ્યાત જંતુ-શાસ્ત્રી પ્રો. સુમનલાલ, જેમણે વિશ્વને માટે જંતુવાદનો સિદ્ધાંત સિદ્ધ કરી સુખ, ઉંઘ, આળસ, હાસ્ય અને મોતનાં જીવડાં શોધી કાઢયાં છે, તેમનાં મદદનીશ દાકતર સૌ. શાંતાગૌરીએ હમણાં જ પ્રેમનાં જંતુ શોધી કાઢયાં છે, એ જણાવતાં અમને આનંદ થાય છે. વધારે આશ્ચર્ય-કારક વાત તો એ છે કે એ કીડો જેને લાગે છે, કેવળ પ્રેમઘેલો બની જાય છે. તેવા અખતરા ડા. શાંતાબાઈએ કરી જોયા છે, અને જાણીતા તબીબો, વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ફિલસુફો સમક્ષ એ પ્રયોગો રજુ કર્યા છે. આ શોધ માટે અમે તે હોંશીઆર અને ચાલાક સ્ત્રી-તબીબને મુબારકબાદી આપીએ છીએ; અને આશા રાખીએ છીએ, કે જાહેર પ્રજાને શોધ નિહાળવાનો જાહેર પ્રસંગ શાંતાબાઈ જલદીથી આપશે.

આ મજકુરનો ફકરો, ભાષાના ફેરફાર સાથે તમામ વર્તમાન-પત્રોમાં મેં જોયો. શાંતાબાઇના સામું જોઇ હું હસી. તેવામાં સુમ-નલાલ શાંતાને શોધતો શોધતો મારા ઓરડામાં આવી પહોંચ્યો. તેના હાથમાં 'શાસ્ત્ર' નામનું તે દિવસે આવેલું માસિક હતું. આવ-તાંની સાથે તેણે શાંતાને ઉધડી લીધીઃ

"વાહ, શાંતાગોરી ! તમેય ઠીક ધંધા કરો છો ? તમારા ગુરૂથી છાની આ પ્રયોગશાળા કેમ બનાવી ? બનાવી તો બનાવી પણ જે અવ-નવી ખોળ તમને હાથ લાગી, તે બીજા લોકોના જાણવામાં આવે તે પછી પણ મને તમે તેથી અજાણ્યો રાખો છો, એ શું સારૂં કહેવાય ? હવે તો મને તમારી નવી શોધ વિષે કાંઇ સમજાવશો ?"

મોં ઠાવકું, ગંભીર રાખી સુમનના તમામ પ્રશ્નોનો સામટો જવાબ શાંતાએ વાળ્યોઃ

"ગુરૂને પગલે ચેલો ચાલે તેમાં નવાઇ શી ? તમારા જંતુ-

વાદનો અજબ પુરાવો મેળવવા મેં કોશીસ કરી, ને તે મને લાધ્યો. છાપાવાળાને શી રીતે ખબર પડી તે હું જાણુતી નથી. એ મુવા ભમતા ભૂત ગમે ત્યાંથી ઉંધું છતું ભાળી કાઢે છે, બાકી હજી આ ઉર્મિલા બહેન"–(મારૂં નામ ઉર્મિલા છે)–"શિવાય બીજું કોઇ જાણુતું નથી. લ્યો, હું તમને પ્રેમનાં જંતુ બતાવું."

એમ કહી તે જે નળી ઉપર એવું લેબલ હતુ તે લઇ આવી, અને સૂક્ષ્મદર્શકયંત્ર વડે અંદરનાં જંતુ સુમનને બતાવતી કાંઇક ગર્વ અને કાંઇક ધિક્કાર યુક્ત અવાજે બોલીઃ

"જોયાં આ જંતુ? એમના શરીરની રચના ચમત્કારી છે. કામદેવને અનંગ કહેલા છે તે સાચી વાત છે. આ જંતુની શરીર રચના કોઈ પણ આકૃતિની ગેરહાજરી દર્શાવે છે. અને શરીરની સ્થિતિ જેવીજ તેની અસર છે. જેને તેની ચોટ લાગી હોય તે 'અનંગ' જેવો–શરીરના ભાન વિનાનો થઇ જાય છે. અહીં આવો, ઉર્મિલા! હું તમને આ જંતુનો નિશો લગાડું." હું મારો પગ ખસેડું ત્યાર પહેલાં સુમને કહ્યું:

"ના, શાંતાગૌરી! શોધખોળશાસ્ત્રનો એ વિધિ નથી. જેણે શોધ કરી હોય તે પહેલાં પોતા ઉપર અજમાવે એવો એ શાસ્ત્રનો આદેશ છે; માટે તમે તમારા ઉપર એ નુસખો કરો."

પળ બે પળ વિચારમાં ગરકાવ થયા બાદ એકદમ શાંતાએ ઉચ્ચાર્યુંઃ "તથાસ્તુ" અને તુર્ત નળીમાંથી એક જંતુ લઇ પોતાના હોઠને ચોપડતાં તે બોલીઃ

"પ્રેમની પેઠે તેના જંતુની વાત મર્યાદા વિનાની છે. તેના જંતુ હોઠ ઉપર જલદી અસર કરે છે, અને પછી તુર્ત આપણા મહા-કવિએ ગાયું છે તેમ "સ્નેહ તણી અગ્ગી આંખ દેખાય"* છે. મારૂં પરિવર્તન તમે નિહાળતા રહેજો."

---

* પ્રેમાનંદ કૃત હારમાળા.

પાંચેક મીનીટમાં તો શાંતાની મુખાકૃતિમાં સ્પષ્ટ ફેરફાર થયો. મૂળે તે રૂપાળી હતી; તેના રૂપનું એકજ સ્થાન તેની કામણગારી આંખો હતી. કમળના દળના ગર્ભ જેવી તે આંખો અત્યારે પ્રેમ-વિવશ થઇ. તેના હોઠ ઉપર પ્રકટ હાસ્ય રમતું હતું. કામથી વિહ્વળ મદમાતી તરૂણીની માફક એક વખતની શાંત શાંતાએ નાચવા માંડયું. પળના છઠ્ઠા ભાગમાં તેણે સુમનને ગળે હાથ નાખી તેના હોઠને પોતાના હોઠ અરાડયા. લુચ્ચો સુમન જંતુશાસ્ત્રી સુમન પોતાનું જંતુશાસ્ત્ર ભૂલી ગયો, અને તેણે પણ પોતાના હોઠ શાંતાના હોઠ સાથે સામા દાબ્યા, મારૂં મગજ ચક્કર ચક્કર ભમવા લાગ્યું; પૃથ્વી મારા પગ તળેથી સરી જતી લાગી. ઝપાટાબંધ હું ત્યાંથી ચાલી ગઇ. કયી સ્ત્રી દેખતે ડોળે પોતાના ધણીની આવી નાલેસી સાંખી રહે ?

એ વાતને આઠ દસ દિવસ થઇ ગયા. તે દરમ્યાન એ નફ્ફટ લોકો જોડે હું બોલી નહોતી. છાની માની મેં તપાસ રાખવા માંડી. શાંતા તો ફરીથી શાંત થઇ ગઇ હતી, અને સુમનથી ભડકીને દૂર ભાગતી હતી. પણ સુમન ? તે તો

" મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે.
મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળબંધે.
મોહ્યો મોહ્યો તે હસ્ત કમળે, મોહ્યો મોહ્યો ઉરગળ સ્થળે.
મોહ્યો મોહ્યો અલકા લટે, મોહ્યો મોહ્યો તે કેસરી કટે.
મોહ્યો મોહ્યો તે પેરણ ફાળી, મોહ્યો મોહ્યો તે ક્ષુદ્ર ઘંટાળી.
મોહ્યો મોહ્યો અગરજાને બેહેકે, મોહ્યો મોહ્યો ચાલને લહેકે.
મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો ઘુઘરીને ઘમકે.
મોહ્યો મોહ્યો તે પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો મંદ મંદ હાસે."+

+ પ્રેમાનંદ કૃત ઓખાહરણ.

એમ કવિતા દેવીના વડા આચાર્યે કહ્યા પ્રમાણે શાંતાના પ્રત્યેક અવયવ અને દરેક ગતિ તરફ પલકારા વિના જોઇ રહેતો. અહીં ઝાંઝર અને ઘુઘરીનો ઠમકાર નહોતો, તો પણ શાંતાના સ્ટીથોસ્કોપનો (દાકતરની ભુંગળીનો) અવાજ અને તે પકડવાની રીત ઉપર ઘડીકમાં સુમન ફીદા થતો, તો ઘડીકમાં ટેસ્ટ–ટયુબો સાથે રમતી, લાલ પોયણીના દાંડા જેવી, અને ચપળ શાંતાની ભુંગળીના રબરથી પણ વધારે ચપળ આંગળીઓ ઉપર મોહિત થતો. 'હીંડે નારી નેહથી નમતી;' 'મહિલા મહિલા એમ ઓચરતો, હીંડે નારીની પુંઠે ફરતો.'

આમ ને આમ મહિનો વીતવા માંડયો. વાત વધી ગઇ. લોકો ચર્ચા કરવા લાગ્યા. મારે કાને વાત આવી. સુમન અને શાંતાનાં લગ્ન થશે એમ નક્કી સુણાયું. મિત્રો મને પૂછવા લાગ્યા, તે કાંઇક મને ડારવા લાગ્યા, તે કાંઇક મારી સાથે દિલસોજી દર્શાવવા આવ્યા. હું ગુંચવાઈ, મુઝાઇ. શોકયનું સાલ ને તે મેંજ ઉભું કર્યું ! હમણાં હમણાં મેં પ્રયોગશાળામાં જવાનું બંધ કર્યું હતું. બંને પ્રત્યે તિરસ્કાર છૂટયો હતો. તેથી આ વાત ખરી છે કે ખોટી–તેઓ પરણવાનાં છે કે કેમ–ની ખાત્રી કરવાનું સાધન નહોતું. પણ લોક કહે છે તે ખરૂં હશે. મેં નજરો નજર જોયેલું હતું; ને એવી નફટાઇને વધતાં કાંઇ વાર લાગે ? રસ્તે રસ્તે આખા મુંબાઇમાં એ વાત ચકડોળે ચઢી. હવે તો વર્તમાનપત્રોએ તેનો જાહેરમાં ઉલ્લેખ કર્યો. કોઇએ 'બે વિદ્વાન દાક્તરનાં લગ્ન' કહી આવકાર આપ્યો, તો કોઇએ 'ગુરૂ શિષ્યનાં લગ્ન'ને વધાવી લીધાં; ત્યારે કોઇએ 'વિદ્વાન દાક્તરનું પતન' કહી ટીકા કરી, તો કોઇએ 'છતી બૈરીએ હિંદુ સુધારકનું બીજી વારનું પરણવું' કહી ધિક્કાર અને ફીટકાર વરસાવ્યો. પરોઢ વર્તમાન, સવાર સમાચાર, બપોર અખબાર, સમી સાંજ, રાત દર્પણ, મધરાત પ્રકાશ વગેરે વર્તમાનપત્રોએ જૂદી જૂદી દષ્ટિએ લખ્યું. પણ

એ ઉપરથી એ વાત ચોક્કસ થઇ, કે લગ્ન થશે ખરાં. એક પેપરે તો લગ્નની જગા ને તારીખ પણ લખી નાખી હતી.

આ બધું જાણી હું બેપરવા થઇ. હશે, મારે શું? કરશે તે ભરશે. પણ આ બેપરવાઇ ઝાઝી વાર ટકી નહીં. પરણુત બૈરી ધણીની અપકીર્તિ સાંખી શકે? અને ધણી તે કેવો? મને ફ્રુમસનો દરિયા-કિનારો સાંભળ્યો. વળી 'લેન્સેટ' અને ' સાયન્ટિફિક અમેરિકન ' જેવા સત્તાવાર શાસ્ત્રીય પત્રોએ સુમનનાં કરેલાં વખાણ યાદ આવ્યાં. મારૂં મન પાતળું ગળગળું થયું. વરને માટે પ્રેમ અને ગર્વ—એ લાગણીએ મારા સ્વમાન ઉપર વિજય મેળવ્યો. અભિમાન ગળી જતાં હું કેવળ પતિની દાસી થઇ રહી. અપૂર્વ ઉત્સાહ અને હિંમતે નિરાશાનું સ્થાન લીધું. આ જુસ્સાથી પ્રેરાઇ મેં પ્રયોગશાળા તરફ પ્રયાણ કર્યું.

અત્યારે પ્રયોગશાળામાં સુભાગ્યે સુમન એકલો હતો. સવારના આઠ વાગ્યા હતા. બહાર અને અંદર તાજી સ્વચ્છ હવામાં ઉલ્લાસ ભર્યાં બાલસૂર્યનાં કિરણો રમતાં હતાં. એક બારીએ ચકલો અને ચકલી તેમની બોલીમાં પ્રેમની વાતો કરતાં બેઠાં હતાં. સુમને અખતરા માટે ચુલો તરતનો સળગાવ્યો હતો, અને શાસ્ત્રીય કાંટાને ગોઠવતો તે ઉભો હતો. તેનું મોં ટેબલ તરફ અને તેની પીઠ હું જે બારણેથી પેઠી તે તરફ હતી. ધડકતે હૃદયે અને હળવે પગલે હું અંદર ગઇ. ધીમે રહી મેં મારો હાથ તેની પીઠે અરાડયો, અને મારૂં સઘળું બળ એકઠું કરી હું માંડ માંડ બોલી શકી:

"સુમન—એક વખતના વહાલા સુમન! આવું કરવું તને છાજે?"

આ શબ્દો સાંભળી સુમન કાંઇક ગુંચવાયો—જાણે કે તે કશું સમજી શક્યો ન હોય. પરંતુ મારા સ્પર્શથી આ વખતે એ પ્રખ્યાત જંતુશાસ્ત્રી ગભરાયો નહીં, કે દૂર ખસ્યો નહી. મારો હાથ પોતાના હાથમાં લઇ, પોતાના સાદમાં પ્રેમ, કરૂણા અને ખેદનું ભેગું મિશ્રણ કરી તેણે સામો પ્રશ્ન કર્યો:

"શું છે; ઉર્મિલા ?"

ગદગદિત અને રૂંધાયલા કંઠથી મેં જવાબ આપ્યો:

"તમે આ શી છોકરવાદી કરવા માંડી છે? તમારી પ્રતિષ્ઠાનો વિચાર કરો. ડુમસના દરિયા-કિનારાને સંભારો. મને ન યાદ કરો તો હરકત નહી, પણ તમારા રતુને કેમ વિસરો છો ? એ બીચારા ફુલનો શો ગુન્હો ! શાંતાને હું કાંઇ ન કહી શકું, પણ તમને કહેવાનો મને હક છે."

"પણ તેની કોણ ના કહે છે? જે કહેવું તે કરારે કહે."

"ત્યારે તમે શાંતા જોડે ફરી શું કામ પરણ્યા છો !"

"કોણે કહ્યું ?"

"આ જુઓ બધાં વર્તમાનપત્રોએ બગોણું કરવા માંડયું છે તે" એટલું કહી મેં તમામ પેપરોનો જુડો તેમની સમક્ષ નાખ્યો. એ ઉથલાવી જોયો તેટલામાં શાંતા અંદર દાખલ થઈ. તેની પરવા કર્યા વિના સુમને મને કહ્યું:

"જો ઉર્મિલા, એ બધી વાત તું સાચી કેમ માને છે ! પેપરોવાળા તો જુઠાણાનો ધંધો લઇ બેઠા છે. તું મારૂં ન માનતી હોય તો આ શાંતા બહેનને પૂછી જો."

શાંતા તરફ ફરી મેં તેનાથી ખુલાસો માગ્યો:

"જુઓ આ વર્તમાનપત્રો. તમારે શું કહેવાનું છે, શાંતા ?"

ગભરાયલી શાંતા વર્તમાનપત્રોનાં જાડાં, કાળાં, ચિત્ર વિચિત્ર મથાળાં જોઇ વધારે ગભરાઇ, શરમાઇ. તેના મોં ઉપર શેરડા પડી ગયા. નીચું જોઇ રડતાં રડતાં તે બોલી.

"ઉર્મિલા બહેન ! ધર્મને નામે ધાડ થઇ છે. મેં તમને મદદ કરવાનું આદર્યું, ત્યાં તમેજ મને આ પ્રહાર કરો છો એ અયોગ્ય છે. અમારાં લગ્ન કેવાં ને વાત કેવી ! એ બધું ખોટારૂં છે."

તેનું લેવાયલું મો જોતાંજ તેના નિર્દોષપણા વિષે મારી ખાત્રી

થઇ; પણ અત્યાર સુધી સુમને શાંતા તરફ પ્રેમ ભરી વર્તણૂક ચલાવી હતી તેની શંકા ટળી નહોતી, એટલે મેં સુમનને પૂછ્યું:

"એ બધી વાત ખરી, તો પણ તમે તો શાંતા ઉપર મોહી પડયા હતા એવો તમારો ઢાળકો જણાતો હતો, તેનો શો ખુલાસો કરો છો ?"

"લુચ્ચી છોકરીઓ ! તમે બંનેએ મને પ્રેમનાં જંતુઓ બતાવ્યાં, પણ તેથી હું ઠગાયો નહીં. તમે જે બતાવ્યું તેમાં જંતુ જેવું હતુંજ નહીં, જંતુશાસ્ત્રી એમ ન ઠગાય. તેથી મેં તેનો અખતરો શાંતા ઉપર અજમાવવા વિનંતિ કરી. શાંતાનો હેતુ માલમ ન પડયો, પણ શાંતાએ એ જંતુ ઉપરથી ઢોંગ કરવા માંડયા તે હું કળી ગયો, અને પછી એ ઢોંગમાં મેં ભાગ લેવાનું નક્કી કર્યું. વેશ ભજવવો તો પૂરો ભજવવો, શાંતાના કૃત્રિમ પ્રેમનો મેં કૃત્રિમ જવાબ આપ્યો. રોગ તેવું ઓસડ: જંતુ તેવા પ્રતિ–જંતુ. વારૂ, પણ તમે એ પ્રેમનાં જંતુ વિષે વર્તમાનપત્રોમાં કેવી રીતે બણગાં ફુકાવ્યાં ?"

શાંતાએ મારા સામું જોયું, અને મેં આ પ્રશ્નનો ઉત્તર આપ્યો:

"એ તો પૈસા ખરચી જાહેરખબર આપેલી ! પેપરવાળા એવી ખબરો છાપે છે."

સુમન બોલી ઉઠયો:

"ઓત્તારીની ! વારૂ, પણ તેમાં તમારો ઉદ્દેશ શો હતો ?"

હવે શાંતાએ નિર્ભય થઇ બધી બાજી ઉઘાડી પાડી:

"જુઓ સુમનભાઇ, તમે તમારા જંતુશાસ્ત્ર પાછળ ગાંડા થયા. બૈરી છોકરાને વિસરી ગયા. તમને તેમની સાથે વાત કરતાં કે તેમને અડતાં જંતુનો ભય લાગવા માંડયો. બીચારાં ઉર્મિલા બ્હેન મુંઝાયાં. તમારી જીવાતે ઇશ્વરની જગા લીધી હતી. પરમ કૃપાળુ પરમેશ્વરને તમે સ્થાનભ્રષ્ઠ કર્યો, અને તે કેટલો દયાળુ છે એ તમે વિસરી ગયા. દરેક રોગ જંતુથી થાય છે એમ માનતા થયા, પણ તેની દયા આગળ

તમારા જંતુઓની તો શું, પણ ઝેરના ભરેલા પ્યાલાની શી વીસાત શી તાકાત ? મીરાંબાઈને યાદ કરો. એવા તમારા શુષ્ક, નીરસ, વિપરિતત્તાથી ભરેલા કુટિલ જંતુશાસ્ત્રથી તમને પાછા વાળવા હતા, એટલે અમે આ જંતુઓનું ધતિંગ ગોઠવી કાઢયું. તમારી વિદ્વતાથી તમે તેથી ઠગાયા નહીં હો, તોપણ કેવળ પોપટીઆ જ્ઞાનથી થતી હાનિનો તો હવે તમને સાક્ષાત્કાર થયો હશે. "

"હા, બહેન, હા, શરીર રચનાનો નિયમ છે, કે કોઇ પણ અવયવ કે નસ બહેર મારી ગઇ હોય, ત્યારે તેને ધક્કો કે ધ્રાસ્કો ( shock ) માર્યાથી તે સતેજ થાય છે, ને તેની બહેર મારી ગયેલી શક્તિ પાછી તિવ્ર થાય છે. મારા મસ્તકને તેવા ધક્કાની જરૂર હતી, તે તમારા પ્રેમના કીડાએ પૂરી પાડી. જે ક્ષણે તમે એ જંતુ મને બતાવ્યા, તે ક્ષણે તે હું પારખી શકયો. પણ તે ઢોંગનું કારણ કળી શકયો નહીં. પરંતુ તે કળવા માટે તમારા જુઠાણામાં મેં ભાગ લેવા માંડયો.. એ કારણ હવે હું આજે જાણું છું, અને તેથી શાંતા બહેન તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

મેં પણ મારો આભાર ઉમેર્યો:

"ને હુંય, શાંતા બહેન, તમારો પાડ માનું છું, અને વિશેષમાં જાણે અજાણે તમને હલકું લાગે એવું બોલી છું તે માટે ક્ષમા માગું છું."

એ ક્ષમા શબ્દ સાંભળતાં કાંઇ યાદ આવ્યું હોય તેમ સુમન મારી નજીક આવ્યો. ને મને પગે લાગતાં બોલ્યો:

"દેવી ! માફ કર. મારા જંતુશાસ્ત્રના દેવોમાં જકડાયલો હું મારા ગૃહ મંદિરની આરાધ્ય દેવીને વિસરી ગયો હતો. હું ખરેખર પસ્તાઉં છું. બોલ, વહાલી, બોલ કે માફ છે."

તેમના હાથ પકડી ઉઠાડતાં હું ગણગણી:

"મેં તમને બંનેને અન્યાય કર્યો છે, એટલે માફી મારે માગવી જોઇએ."

મસ્તીખોર શાંતા તોફાન ભર્યા હાસ્ય સાથે બોલી:

"એમ વર વહુ ક્યાં સુધી મારી માગ્યા કરશો ? ચાલો, હવે, આ પ્રયોગો ઠંડા થઇ જાય છે!"

સુમને કહ્યું: "એ પ્રયોગો હવે તમે કર્યા કરો. આ આખી પ્રયોગશાળા તમારે સ્વાધીન છે."

સુમન અને શાંતાના લગ્નની વાત ખોટી હોવાથી વર્તમાનપત્રવાળાએ બીજે દિવસે દિલગીરી પ્રદર્શિત કરી. અને તેજ દિવસે શાંતાને પ્રયોગશાળા ભેટ તરીકે આપી અમે ત્રણ જણ, હું સુમન અને રતુ ફરી વાર ડુમસ ચાલી ગયાં.

હાલ અમે ડુમસમાં મઝા કરીએ છીએ. ત્યાં એનો એ જ સનાતન દરિયો ઘુઘવે છે, તો અમારામાં એનો એજ સનાતન પ્રેમ ને ઉલ્લાસ સ્ફુરે છે. ક્વચિત શાંતા સાંભરે છે. પણ હાલ તેણે તો જંતુશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને બીજાં બધાં શાસ્ત્રોમાં એવું ઝંપલાવ્યું છે, કે પ્રેમનાં જંતુ વિષે વિચાર કરવાની તેને પુરસદ નથી, તેની ખ્યાતિ સુમનની આગલી કીર્તિથી પણ આગળ વધી છે, કેમકે તે ઈશ્વરને વિસરી ગયેલી નથી. ડુમસ આવી રતુને રમાડવાનું કાલે અમે તેને આમંત્રણ મોકલવાનાંછીએ.

*

# ભુલભુલામણી

આજે હું આપવીતી કહેવા બેઠી છું તે કહું છું, પરંતુ મારા શત્રુને પણ એવો અનુભવ ન મળો એમ ઇચ્છું છું. મેં જે ભોગવ્યું છે ને ખમ્યું છે, તે આજે પણ યાદ આવતાં કમકમી થઇ આવે છે, ને એમ થાય છે કે તે વખતે મેં એ મનની પીડા શી રીતે સહી હશે. એ દિવસો પણ ગયા !

કૂળવાન પાટીદાર કુટુંબમાં મારો જન્મ થયો હતો. મારે માત્ર એક બહેન હતી, તે મારાથી નાની હતી. એનું નામ જમની ને મારૂં નામ કાશી. મૂળથી મારા બાપને સ્ત્રીઓને કેળવવાનો ચેપ લાગેલો, એટલે અમને બંનેને તેમણે ગુજરાતી નિશાળે બેસાડેલી. એ વખતે છોકરીઓ ભણે એ લોકોને ગમતું નહીં. તેમાંયે હું જરા

સ્વતંત્ર વિચારની, મનની મોજી, હરવે ફરવે શોખીન, એટલે સગાં-વહાલાં મારા બાપને હમેશાં પજવ્યા કરે. છોકરી કેટલી મોટી થઇ, હજી વિવાહ કરતા નથી, ઉકરડાને વધતાં વાર લાગે નહીં, છોકરીની માટીને આટલાં લાડ શાં, વગેરે વચન રોજ તેમને અને મારે કાને અથડાતાં હતાં. મારી બા બીચારી બહુ ભલી ને કહ્યાગરી હતી, એટલે મારા બાપ જેમ ફાવે તેમ કરી શકતા. પણ આખરે તે કંટાળ્યા, અને મારી બહેનનો તેમજ મારો વિવાહ તેર ગામની અંદર એક કુટુંબના બે છોકરાઓ વેરે કરી નાંખ્યો.

થઇ ચુકયું ! જે સ્વતંત્રતા આજ સુધી મેં ભોગવી હતી, તેનો અંત નજીક આવ્યો. આબરૂદાર પાટીદારોનાં બૈરાંને લાજ કાઢવીજ પડે એ વિચાર મને ત્રાસદાયક લાગ્યો. અત્યાર લગી આખા ગામમાં હું મહાલતી હતી. ગામ બહાર પાણી ભરવા, લુગડાં ધોવા કે છાણવાશીદું કરવાને બહાને હું જતી, અને સવારે ને સાંજે કુદરતની લીલા નીરખી નીરખી આનંદમાં મશગુલ રહેતી. ગામઠા ગામમાં કાંઈ બાગ કે વાડી હોય નહીં, પરંતુ ભાગોળ છોડી આગળ ફરવા જઇએ તો ઘણો સારો દેખાવ નિહાળવાનો મળે. આપણે બંદા રોજ કાંઇ ને કાંઇ નવું જોતાં. કોઇ દિવસ આવળનાં પીળાં ફૂલ, તો કોઇ દિવસ જંગલી દારૂડીઆનાં બીઃ કોઇ દિવસ અચણીનાં ફૂલની સુમધુર ખુશબો, તો કોઇ દિવસ મોરેલી ( ફૂલવાળી )આંમલીના ઝાડની સુંદર ઘટાઃ કોઇ દિવસ કેસુડાની ઝળહળતી સોનેરી જ્યોત, તો કોઇ દિવસ ખડચંપાના સફેદ ફૂલની મીઠી સોડમ; એમાં મારૂં મન પરોવાયલું હતું. આસોપાલવની છાયા નીચે ઉભી ઉભી ગીતો લલકારતી. વિશાળ વડની લાંબી મૂળીએ લટકી હીંચવાનું મને બહુ ગમતું. આમ નિરંકુશ રઝળવાનું, રમવાનું આનંદવાનું હવે બંધ થશે એ કેમ ખમાશે ?

માથે પડી વિશ્વદેવા. મારૂં લગન પાસે આવ્યું. બાના આગ્રહથી ને ખર્ચના બચાવ માટે બંને બહેનોનાં લગ્ન એકી સાથે—એક દિવસે ને એકજ પળે લેવાયાં. બંને વર એક કુટુંબના હતા એટલે બંને જાન સાથે આવી. એ વખતે મારી ઉમર પંદર વર્ષની ને મારી બહેનની સાત વરસની હતી. મારા વર મારા જેવડા હતા, અને બનેવીની ઉમર આઠેક વરસની હશે મારી બહેન ઉંચી ને હું જરાક નીચી હતી. લગ્નનો સમય થયો. બે ચોરીઓ એક એકથી થોડે દૂર કરવામાં આવી હતી. કન્યાને પધરાવવાનો સમય થયો. મુરત એકજ હતું. મારે બે મામા હતા. એક એક મામાએ એક એક કન્યાને પધરાવી. બંને બહેનોએ કુળવાન પાટીદારણને છાજે તેમ ઘુમટો તાણી મોં ઢાંકી દીધેલું હતું. કયાં લઇ જાય છે તેની ખબર હતી, એટલે ખાસ જોવાનું કાંઇ નહોતું. હું આવી પાટલે બેઠી, કન્યાદાન અપાયું, વરકન્યાના હાથ ઝલાયા, મંગળ વર્તાયા અને 'સાવધાન, સાવધાન' વચ્ચે વિધિ પૂરો થયો. એ 'સાવધાન'થી સાવધાન, થઇ હોઉં, અગર ચોરીની ધુણીથી ગભરાઇ હોઉં, પણ કોણ જાણે કેમ, મેં મારો ઘુમટો જરા ખસેડયો, ને એ પોલાણમાંથી આસપાસ જોયું.

એ જોતાંની સાથે મારાથી ચીસ પડાઇ ગઈ. પણ તુર્ત સાવધાન થઇ કશું બન્યુંજ નથી એમ ઘુમટો તાણી બેડી. મેં શું જોયું? મારા મામાએ ભુલથી મને ખોટી ચોરીમાં બેસાડી હતી, ને મારો હસ્ત મેળાપ આઠ વરસના વર સાથે થઇ ગયો હતો. વર આઠ વરસનો ને હું પંદર વરસની! મારી બહેન સાતની ને તેનો વર પંદરનો! કેવી જબરી અદલાબદલી, કેવી સજડ ભુલથાપ! પણ હવે શું થાય! ને વળી વાત કોઇ જાણતું નહોતું! પરિણામ કેવું આવશે? અમારી નાતમાં તો તેજ રાતે કન્યાને વળાવવાનો રિવાજ હતો, એટલે વર સાથેજ જાનીવાસે કન્યા જાય, ને પછી ઘેર પાછી

આવે. જો હું ચુપ રહું તો આ છેવટનો વિધિ પણ ઉંધો પાર પડે, અને તે છતાં માબાપ તો એમજ જાણે કે હું પંદર વરસના વરને વરી છું, અને બે ત્રણ વરસ પછી જ્યારે સાસરે જવાનો ખરો પ્રસંગ આવે, ત્યારે શું થશે, એ વિચાર માત્રથી હું ત્રાસી. મને હિંમત આવી. મૂળથી હું સ્વતંત્ર વિચારની હતી. હું ઉઠી ઉભી થઇ, ને બહાનું કાઢી ઘરમાં ગઇ! મારા બાપને મેં બધી વાત કહી–શરમ મુકી મારે કહેવું પડયું. મારા બાપ નવા વિચારના, બહાદૂર, કોઇનું સાંભળે નહીં તેવા હતા. તેમણે કોઇ મિષે મારી બહેનને ઘરમાં બોલાવી. અને અમે બંને સમજીએ ત્યાર પહેલાં મને ઘરમાં ઉભી રહેવાનું કહી તેઓ નાની બહેનને લઇ મારી ચોરી આગળ ગયા, ને તેને મારે પાટલે ગોટવી દીધી. તેને જતાં જતાં 'ચુપ' એમ સખ્તાઇથી કહેલું, એટલે તે તો ડઘાઇજ ગઇ હતી. ઘરમાં પાછા આવી મારા બાપે તેમણે કરેલી ફેરબદલી સમજાવી, ને હું હરખાતી હરખાતી, પરંતુ થઇ ગયેલા ખોટા વિધિના અપશુકનની ચિંતા કરતી મારી નવી ચોરીએ જઇ નવા વરની સામે બેઠી. બંને જાન સંધાતે અમને વળાવવામાં આવ્યાં, ને સવારે અમે પીયર પાછાં આવ્યાં એમાં કાંઇ જાણવા જેવું બન્યું નહીં.

*

ઉપરની વાતને ત્રણ વર્ષ થઇ ગયાં. મારો વર મતિલાલ બી. એ. સુધી ગયેલો હતો, ને મુંબાઇ નોકરી કરતો હતો. હવે મારે સાસરે જવાનું આવ્યું. મારા બાપ સુધરેલા હતા, એટલે મને બારોબાર મુંબાઇ મોકલવાનું નક્કી કર્યું. મારા ગામના વાણીઆની એક છોકરીનો વર મુંબાઇમાં હતો, ને તેને પણ પહેલવારકું મુંબાઇ જવાનું હતું, કેમકે તેને સાસરામાં કોઇ સગું નહોતું. એ છોકરીનું નામ રૂખી હતું, ને મારે તેની સાથે બહેનપણાં હતાં. તેની ઉમર પણ મારા જેવડી હતી. તેનો સંધાત જોઈ હું મુંબાઇ જવા નીકળી.

સ્ટેશને મારી બા વળાવવા આવેલી તેણે મને કહ્યું: 'બહેન સાચ-વીને જજે.' રૂખીએ કહ્યુ; શો ભો છે? હું સાથે છું ને' અમે સાંજની નીકળેલાં હતાં. નીકળતાંજ શુકન સારા થયા નહોતા. મારી આંખ ફરકયા કરતી હતી, ઘેરથી નીકળતાં સામે દૂધ લઇ દુધવાળી મળી હતી. ચોરીમાંજ થયેલી ભુલ મને કંપાવ્યા કરતી હતી. તે પછી મેં સાસરૂં જોયું નહોતું. એ ભુલને સુધારી હતી, પણ વિધિ પૂર્વક તો હું બીજાની પરણેતર હતી. ઓ ભલા ભગવાન! એક ભવમાં બે ભવ. આવા વિચાર મને સારી રાત આવ્યા કર્યાં, ને ઉંઘ આવી નહીં. મારી બહેનપણી તો ઘસઘસાટ ઉંઘી ગઈ, એટલે ગાડીમાં બહુ વાતચીત થઇ શકી નહીં. વહાણું વાયું, અમે મુંબાઇ પહોંચ્યાં. અગાઉથી કાગળ લખેલા એટલે અમને બંનેને તેડવા માટે અમારા વર આવેલા. પાટીદારમાં કોઇ ત્રાહીત હાજર હોય તો લાંબો સેડકો તાણવો પડે, એટલે અમે બંનેએ લાજ કાઢી. બંને સહીઓ એકમેકને ભેટી જૂદી પડી પોતપોતાના પતિ સાથે ચાલી.

હું મારે ઘેર આવી. ઘરમાં મારા ધણી જેને ' ફોઇ ' કહેતા હતા, તે બાઇ એકલી હતી. મેં તેને કદી જોયેલી નહીં. પણ વરની ફોઇ એટલે મારે પણ ફોઇ. આખો દિવસ ઘુમટામાં ને ઘુમટામાં રહેતાં વરનું મોં નીરખવાનો અવસર આવ્યો નહીં.

આ તેજ પહેલી રાત હતી. હું તેની આતુરતાથી રાહ જોતી હતી. થનાર હતું તે થઇ ગયું, પણ મારા ભણેલા પતિને મળી તેમના સહવાસમાં આનંદ માણવાનો મને લાંબા કાળથી ઉત્સાહ હતો. તેજ આ રાત આવી.

આ તેજ પહેલી રાત હતી. એ રાતે કદી નહી મળેલાં વર વહુ પહેલી વાર મળતાં: માબાપે જોડી આપેલું ભવિષ્ય ઘડવાની શરૂઆત કરતાં હિંદુ વર વહુ અગાઉ કદી એકઠાં મળે નહીં, છતાં આ રાતની

ઉત્સાહથી રાહ જુએ છે. એજ રાતે તેઓ એકમેક સાથે પ્રેમ કરવાની શરૂઆત કરે છે. પ્રેમ, સંવનન, વિવાહ, લગન—બધું નાટક આ રાતેજ ભજવાય છે. એ રાત મારે આવી.

એ રાતે આજ મને ઓરીઓ વીતવાનો હતો, મારૂં મન આનંદથી પ્રફુલ્લ હતું. વહેલી પરવારી આઠ વાગતામાં હું મારા ઓરડામાં જઇ એક ખૂણામાં આધું ઓઢી બેઠી. મારા પતિ પણ પાછળ આવ્યા. મનમાં ઘણા કોડ હોય, ગમે તેટલી હોંસ હોય, છતાં સ્ત્રી જાતની સ્વાભાવિક લાજ જલદી ઓગળી જતી નથી. હું મારે ઠેકાણે બેસી રહી. બેઠી બેઠી આ પહેલા પ્રસંગનો વિચાર કરતી હતી. ઉત્તરા અને અભિમન્યુ, તપતી અને સંવરણ, એમના પહેલા પ્રસંગના પ્રેમાનંદે કરેલાં વર્ણન યાદ લાવી મારા મનને બહેકાવતી હતી. સંસ્કારી પતિ હમણાંજ તેવો કાંઇક સંસ્કારી અનુભવ મને કરાવશે એમ રાહ જોતી બેઠી. પતિ કાંઇક મુઝાયા, કાંઇક અકળાયા. ધીમે ધીમે મારી પાસે આવી બબડયાઃ

"શરમાય છે શાને? તું તો ભણેલી, સુધરેલી છે."

મારા અબોલા ન તૂટયા. એ ગુસ્સે થયા. "મારી જાન" કહી માથેથી ઓઢેલું ખેંચી કાઢી નાટકી ઢબે તેઓ અડપલું કરવા જતા હતા. છેડો માથેથી ખસી ગયો. ને તેમનું વિકારવાળું, વિષયી મોઢું જોયું. હું ગભરાઇ. એ ગભરામણ પહેલી રાતના પ્રસંગને લીધે નહોતી. મેં પવિત્ર સંસ્કારી પ્રેમની આશા રાખી હતી, તેને બદલે અહીં માત્ર કામવાસનાથી લાલચોળ બનેલી આંખો જણાઇ. હું ખંચાઇ, ગભરાઇને કાંઇક આઘી ખસી. મારા સ્વામીનાથે આવી મારે ગળે પોતાના હાથ નાંખો દીધા, ને તે બોલ્યાઃ

'અયે મેરી માશુક!'

આ શું? મારા સ્વામી આવા? હું ગુંચવાઇ, પણ તેમના હાથ હતા ત્યાંજ રહેવા દીધા. હું કાંઇ બોલી નહીં તેમણે કહ્યું:

" પ્રિય બુલબુલ ! બોલ "

એ સાંભળી હું ગુસ્સે થઇ, તે જોઇ તેમણે ગાયું.

' છણુકો ન કર, છણુકો ન કર, હાં રે છબીલી ! '

તોય હું મનાઇ નહીં. તે વધારે અધીરા થયા. મારા સામું જોઈ તેમણે પોતાની વિષયલાલસા દર્શાવી :

" ઓ ખુદા, કેવી ખૂબસુરતી ! જાણે પાણીદાર મોતી ! "

તેમના હાથ મારે ગળે હતા. અમારી બંનેની સામે મોટો આયનો હતો. આયનામાં મેં અમારી છબી જોઇ. કેવો તફાવત ! કયાં એમનું પશુવત્ વિષયી મોં, ને કયાં મારૂં નિર્દોષ પવિત્ર મુખ ? અત્યાર લગી મેં મારા રૂપનો કોઇ દિવસ વિચાર કર્યો નહોતો. ઘણી વાર એમ બને છે, કે બીજા કોઇના વખાણથી આપણને આપણું સારૂં જણાય છે. આજે–આવી સ્થિતિમાં–મને મારા રૂપનું ભાન થયું, ને તેથી ગર્વ પેદા થયો. સામેના મોટા આયનામાં મેં જાજરમાન અને સંપૂર્ણ ખીલેલી મારી ખૂબસુરતી જોઇ. મારે કાને પાણીદાર મોતીનાં લવિંગીઆ હતાં. વીજળિક રોશનીનો પ્રકાશ એ મોતીમાં ઝીલાઇ પાછો ફરે, તેના કરતાં પણ વધારે દરજ્જે મારા ગોરા ગાલમાંથી પ્રકાશનું વક્રીભવન થતું હતું. શું હું આટલી બધી રૂપાળી છું ? મને વિચાર આવ્યા. આ બધા વિચાર માત્ર એક પળના હતા. દરેક પળ હવે યુગ સમાન હતી. મારા રૂપના ગર્વે મને બચાવી. હું કેવી સુંદર–ને આ મારા ધણી થતા કેવા ની........ચ ! એ કેમ બને ? ઇશ્વર એવો અન્યાયી ન હોય. નહીં એ મારા વર નથી. ગમે તેમ પણ કાંઇક ભેદ છે.

એવામાં આયનામાં અમારી
' મળી દષ્ટોદષ્ટ '
અને મારા વર થાકીને મને વિનવવા લાગ્યા :
"વહાલી, હવે કયારે તરસ છીપાવીશ ?"

મને ઉપાય સુઝયો. મેં જવાબ આપ્યોઃ

"અરે જરા ઉભા રહો, વહાલા ! મારી સોનાની બંગડી બહાર પડી ગઇ છે, તે લઇને આવું છું." એ સાંભળી તેમના હાથ ઢીલા થયા, ને હું દોટ મૂકી બારણું ઉઘાડી બહાર નાઠી.

બહાર તો ગઇ, પણ હવે? મેં જઇ ફોઇને બુમ મારીઃ

"ફોઇ, ઓ ફોઇ!"

"કેમ અલી, કેમ પાછી આવી ?"

"ફોઇ, જરા કહોને કે તમે શી નાત છો."

"એટલા સારૂ પાછી આવી! જરા શરમા."

"ના, કહો શી નાત છો ?"

"તને ખબર નથી, ત્યારે પરણી શું કામ? પરણ્યા પછી નાત કેવી પૂછવાની. પૂછ તારા બાપને."

'ફોઇ! આ હસવાનો કે ડારવાનો પ્રસંગ નથી. તમે મને એટલો ઉત્તર આપો, પછી હું તમને બધું સમજાવીશ."

"શી નાત તે વળી વાણીઆ."

બસ થઇ ચુકયું. હું પાટીદાર ને આ વાણીઆ. આ શો વજબ ! એ કેમ બન્યું. મને કાંઇ સુઝ પડી નહી, પણ ઇશ્વરનો પાડ કે મને ભયંકર આફતમાંથી બચાવી. પરમેશ્વરનો આભાર માનવા હું ધુંટણીએ પડી. એ જોઇ ફોઇ બોલ્યાં :

"કેમ અલી! કાંઇ ગાંડી બાંડી થઇ છું? આ શા ઢોંગ માંડયા છે ?"

"જુઓ ફોઇ ! કાંઇક ભુલ થઇ છે. તમે વાણીઆ છો, ને હું પાટીદાર છું. મને વહેમ આવવાથી હું તમને પૂછવા આવી."

"એ કેમ બને? મારો ભત્રિજો એવો સુધરેલો નથી કે પાટીદારણને પરણે."

"ફોઇ, તમે ખરેખર મારાં ફોઇ છો, મને બચાવો."

"એટલે શું?"

"એટલે કે મારૂં લગન એમની સાથે નથી થયું. કાંઇક ભુલથી હું અહીં આવી ચઢી છું."

"એમ કેમ બને? એવી ભુલ શી રીતે થાય?"

"પણ થઇ છે. મને લાગે છે કે હું મારી જે બહેનપણી જોડે મુંબાઇ આવી, તેની સાથે સ્ટેશને કાંઇક અદલાબદલી થઇ ગઇ."

"એટલે શું એ તારા વરને ઘેર ગઇ?" ફોઇએ કરેલું અનુમાન સાંભળી મને આઘાત થયો. મારા વરને ઘેર આ રાતે શું શું થઇ ગયું હશે? બંને પવિત્ર રહ્યા હશે કે કેમ, એ વિચારથી હું શોકવાન થઇ ગઇ. એવામાં મારા ઓરડામાંથી મારા અધીરા થયેલા વરની બુમ સંભળાઇ:

"ફોઇ, ઓ ફોઇ, એ રાં—નાશી આવી છે તેને મોકલ."

એ સાંભળી ફોઇનો મીજાજ ગયો. તેમણે ઘાંટો પાડયો:

"ચુપ રહે બા—"

પછી મને સંબોધી બોલ્યાં:

"દીકરી, તું ગભરાઇશ નહીં, તને કાંઇ યાદ છે, કે તારા વરનું ઘર કયાં છે."

"હા, દાદી શેઠ અગીઆરીના મુખ્ય રસ્તા ઉપર"

"ત્યારે આ તો ભૂલેશ્વરનો ચબુતરો."

"તારા વરનું નામ શું?"

"મતિલાલ." કાંઇક શરમના શેરડા સાથે મેં જવાબ આપ્યો.

"ત્યારે મારા ભત્રિજાનું નામ તો પશુભાઇ છે. નક્કી ભૂલ થઇ છે. મારી વહુ તારે ત્યાંજ ગયેલી છે. ચાલ આપણે ત્યાં જઇએ. ખોળી કાઢીશું. ઓ પશુભાઇ, આમ આવો."

પશુભાઇ આવ્યા, તેમને ફોઇએ બધું સમજાવ્યું, પણ એ તો મારૂં સૌંદર્ય જોઇ અંજાઇ ગયેલા, તે એમ માને તેમ નહોતું. તે બબડયાઃ

"ફોઇ, એ નકામાં બહાનાં બતાવે છે. આવી સારી વહુને તું કયાં લઇ જાય છે?"

ફોઇનો પિત્તો ઉછળ્યોઃ "ઓ બેશરમ કૂતરા! નિર્લજ, નફ્ફટ–". બોલતાં મેં તેમને વાર્યાં, કેમકે હું અત્યાર સુધી પવિત્ર રહી હતી. પશુભાઇનું કાંઇ પણ બોલવું સાંભળ્યા વગર ફોઇ તેને ઘર સાચવાનું કહીને મને લઇ બહાર નીકળ્યાં.

*

એ વખતે નવ વાગી ગયા હતા. અમે હાદીશેઠ અગીઆરીના ખાંચામાં આવ્યા. રસ્તાની એક બાજુ દરેક ઘરવાળાને એ પૂછતાં કે મતિલાલ અહીં રહે છે, ને બીજી બાજુ હું પૂછતી. અમને બહુ મહેનત ન પડી. થોડેજ દૂર ફોઇને એક ઘરવાળાએ કહ્યું કે અહીં પહેલે દાદરે તેઓ રહે છે. ફોઇએ મને બોલાવી, ને અમે ઉપર જઇ બારણાં ઠોકયાં. કોઇ બાઇએ બારણું ઉઘાડયું, ને તુર્ત ફોઇએ કહ્યુંઃ "જરા મતિલાલને બોલાવો."

"એ તો ઉંઘી ગયા છે."

એ સાંભળી મને ફાળ પડી, પણ ફોઇએ કહ્યું: "જરા જરૂરનું કામ છે માટે ઉઠાડો."

એ મતિલાલને ઉઠાડી આવી, એટલે ફોઇએ બધું સમજાવવા માંડયુંઃ

"ભાઇ, તમે આજે સ્ટેશનેથી પહેલે આણે આવેલી વહુને ઘેર લાવ્યા છો, તે કયાં છે?"

"શું કામ છે?"

"તેમાં કાંઇક ભુલ થયેલી છે."

"હા, મને પણ એમજ લાગે છે."

"શાથી ?"

"ઘેર આવતાંજ પાટીદારણ જેવી લાજ તેણે કાઢી નહીં, ને તેથી મારી બહેને તેને જોઈ મને કહ્યું: 'ભાઇ, આ ભાભી ન હોય. તું પરણ્યો ત્યારે મેં ભાભીને જોઇ હતી. આ રૂપાળો તો છે, પણ ભાભીના રૂપને ન પહોંચે. તેમ મોકળા પણ કાંઇક જૂદી છે' એ ઉપરથી મેં એ બાઇને પૂછી તપાસ કરી, તો તે વાણીઅણ જણાઇ. એટલે મેં તેને જૂદો ઓરડો આપી અંદર રાખી છે, ને મારી વહુની ત્યારથી શોધ કરૂં છું."

આ નિખાલસ ખુલાસાથી ફોઇને તેમ મને આનંદ થયો. ક્યાં આ મતિલાલ ને કયાં પેલા પશુભાઇ! મને મારી બહેનપણીની દયા આવી, પણ મારા વરના સદ્ગુણોમાં આનંદ માનતી હું બીજા વિચારને સ્થાન આપી ન શકી. ફોઇએ મારા તરફ આંગળો કરી કહ્યું:

"લો, આ તમારી વહુ, અણીશુદ્ધ પવિત્ર છે, ને બોલાવો મારી વહુને, હું લઇ જઉં. મારો છોકરો ઘેર ખોટી થાય છે!" એટલું બોલી મારા સામું જોઇ ફોઇ હસ્યાં.

મારી નણંદ મારી બહેનપણીને બોલાવી લાવ્યાં, ને તેને બધું સમજાવ્યું. વરવહુની થયેલી અદલાબદલીથી પહેલાં તો તે ગભરાઇ ગઇ, પણ પછી છેવટે તે ફોઇ સાથે ગઇ. બંને ઓરડામાંથી નીકળવા જતાં હતાં, એવામાં હું ફોઇને પગે પડીને બોલી:

"તમે ખરેખર મારાં ફોઇ છો. તમે મને આજે ઉગારી જીવતદાન આપ્યું છે. તમારો ઉપકાર હું નહીં ભુલું. મારી બહેનપણી તમારી વહુ થાય છે, એટલે આપણે હવે વારે વારે મળીશું."

"ઉઠ બહેન ઉઠ, તને તારે યોગ્ય વર મળ્યો છે, તેનો ને તારી નણંદનો મારી વહુ તરફે મારે ઉપકાર માનવાનો છે."

પાદપૂર્તિ કરતી મારી સહીયર બોલીઃ

" હા, મોટી બહેનને લીધે જ મારૂં બળિદાન અપાતું અટક્યું. લો બહેન, આવજો. " " આવજો ": સૌ બોલી ઉઠયાં.

*

હવે શું કહેવાનું રહ્યું છે ! તે રાત્રે હું મારા હૃદયના નાથને મળી. એ મેળાપથી મને જણાયું કે મારા પતિ ખરેખર સંસ્કારી હતા, મેં તેમને આ થયેલી ભુલ ઉપરાંત ચોરી વખતે થયેલી ભુલ વિષેની તમામ હકીકત કહી દીધી. એ સાંભળી તે બોલ્યાઃ

" ત્યારે, વહાલી ! શું તું એમ કહેવા માગે છે, કે હું તારો ખરેખરો વહાલો–પરણ્યો ધણી નથી ? કેવી નિર્દય ! "

" ના, ના "–જાણે હાથમાં આવેલું રત્ન જતું રહેશે એ ભયથી હું બોલીઃ " ના, ના. એમ નહીં, પણ સઘળી વાતથી મારે 'તમને વાકેફ કરવા જોઇએ. દિલ મળ્યા પછી ભેદ શા કામનો ? તમારી સાથે જ વિવાહ તો થયેલો, પણ હાથ બીજાએ ઝાલ્યો, પહેલી રાતની શરૂઆત બીજે થઇ, એટલી ભુલભુલામણીમાંથી નીકળ્યા પછી હવે—"

મને બોલતી અચકાવી તેમણે મારૂં વાક્ય સસ્નેહ પૂરૂં કર્યુંઃ

" પછી હવે તું છે ને હું છું. દેહલગ્ન એ ખરૂં લગ્ન નથી. પણ આત્મે આત્મા સંલગ્ન થયાં છે આપણાં. કેમ ખરૂં ને ? "

તેમની ગોદમાં ભરાતાં મેં કહ્યુંઃ

" હા એમજ, વહાલા, હા એમજ. "

એટલું કહી મેં આંખ મીંચી દીધી. અમારાં હૃદયે હૃદય મળ્યાં..

*

# હું કેમ પરણ્યો ?

હું ઉમરેઠનો રહેવાશી છું, ને એ પૈસે સુખી છું. મારો ધંધો ધીરધારનો છે. ઉમરેઠ ને આસપાસનાં ગામોમાં મારા ઘરાક છે. અવાર નવાર ઉઘરાણીએ મારે જવું પડે છે. ચાલુ સાલે ધાડપાડુઓ, લૂટારા ને બહારવટીઆનો ત્રાસ વિશેષ છે, તેથી મારે ઘણી સાવચેતી લેવી પડતી હતી.—મહિનામાં ડાકોરના એક આસામીનો વાયદો હતો, તેથી મારે ત્યાં જવું પડયું. રૂપીઆની રકમ મોટી હતી, હજાર કે બે હજાર લાવવાના હતા, તેથી ઘેરથી સાદાં ને ફાટયાં તૂટયાં લૂગડાં પહેરી હું નીકળ્યો. માથે સાધારણ ટોપી હતી.

મારૂં ગામ એવું સાદું છે કે ગમે તેવાં કપડાં પહેરો તો ચાલે. મહાત્મા ગાંધી હજુ હવે ખાદી માટે લડત ચલાવે છે, પરંતુ અમે તો મૂળથી ગજીઉં પહેરવામાં માન સમજીએ છીએ. એવાં કપડાં પહેરી આપણે નીકળ્યા. શકન સારા થયા એટલે જતાં કાંઇ અડચણ પડી નહીં. ઘરાકને ઘેર મિષ્ટાન્ન ઝાપટી રૂપીઆ બે હજાર તેની પાસેથી કઢાવ્યા. મારી ફાટલી ટોપીની અંદરના અસ્તરમાં બે હજારની નોટો સેરવી દીધી, ને બંદા ડાકોરથી ચાલી નીકળ્યા. ડાકોરથી ઉમરેઠનો રસ્તો એકાકાર છે; જાણે ડાકોર ઉમરેઠનું પરૂં ન હોય! ઉમરેઠમાંથી ઘણાંને રોજ ડાકોરરાયનાં દર્શન કરવાનો નીમ હોય છે, ને તેવા લોકો પગે ચાલી રોજ ડાકોર જઈ આવે છે; એ કારણે રસ્તે કાંઇ ખાસ ભો હોતો નથી. પરંતુ હાલમાં બહારવટીઆના ત્રાસથી જવર અવર ઓછો થયો છે, ને મને નીકળતાં કાંઇક મોડું થયું, એટલે મનમાં પાકી દહેશત હતી. તેથી સાવચેતીના ઉપાય તરીકે નોટો ટોપીમાં ઘાલી ઝપાટાબંધ હું ચાલ્યો.

ડાકોરથી ઉમરેઠ આવતાં સૃષ્ટિસૌંદર્ય જોવાનું ખાસ મળતું નથી, તો પણ શિયાળાનો દહાડો હતો, એટલે ખેતરમાં લીલો હરીઆળો પાક હતો; પાકના દાણા જવ્યા નહોતા; કોઇનાં ડુંડાંમાં દૂધ ભરાયું હતું. એવા દૂધ ભર્યા કેસરનો પરાગ સાંજના પવનને સુવાસ આપી રહ્યો હતો. આંબાના મોરની કણીઓ વિકસીને એ પવનને વધારે મઘમઘાવી રહેલી હતી. ઉંચા મહુડાના ઝાડ ઊપર સવારે ટપકવાનાં મહુડાં પાકીને ગલ થઇ એ ઝાડોની શોભામાં ઓર વધારો કરતાં હતાં. આથમવા જતા સૂર્યના છેવટના રંગ બેરંગી અને મોટે ભાગ લાલ કીરણો ઠેઠ સુધી રસથી ભરેલાં એ ફૂળો ઉપર પથરાઇ પાછા ફરતા હોવાથી ઝાડો ઉપર સોનેરી તેજનો અમલ થયો હતો, અને તેથી આકાશમાં જણાતા રંગો સાથે ઝાડ સ્પર્ધામાં ઉતરેલાં હોય એવો ભાસ થતો હતો. અહીં તહી વાડો ઉપર વેલાઓ ને

વેલીઓ ચઢી શેઢાના ઝાડ પર લચી રહી હતી. ચોમાસું તરતનું ગયેલું, ને પાછોતર વરસાદ, એટલે એ કુદરતી લતામંડપો ઉપર નાનાં નાનાં સુરેખ, બહુરંગી ફૂલો ખીલેલાં હતાં. હમણાં જ ખીલેલાં એટલે તેમની ભેગી મીઠી ને તાજી વાસ આપણા નાકમાં થઈ ઠેઠ મગજ ઉપર તાજગી પાથરતી હતી. કવિઓ કે ચીતારા ચીતરે તેવું સૃષ્ટિ સૌંદર્ય આ નહીં હોય; પરંતુ ગામડામાં જે દેખાવો જોઇને અમે મોજે માણીએ છીએ, તેનું ચિત્ર આ વખતે મારી આંખે પડયું.

સૃષ્ટિસૌંદર્ય સાથે પ્રકૃતિગાન સુણાતુ હતું. પોપટ મેના ત્યાં મધુર વાણી બોલતાં નહોતાં; પરંતુ ચકલીઓ ચીં ચીં ને કાગ કાકા કરતાં. પીતના પાક હવે ઓછા થયા છે, તોપણ ઉંજેલા દીવેલથી હળવા થયેલા કોસનો મીઠો ધ્વનિ દૂરથી ખેંચાઇ આવતો હતો; ને કોઇક ફરતા કોલ્હાના શેરડીના રસ જેવા મધુર સ્વર તેની સાથે હરીફાઈમાં ભેળાઇ કાન ઉપર અથડાતા હતા. મારૂં મન ચકડોળે ચઢયું. પ્રેમના, ઉલ્લાસના તરંગો આવવા લાગ્યા. શેડીનો પૂલ મેં કયારનો વટાવ્યો હતો, પણ મોડું ન થાય એ માટે આવાં નકામાં શમણામાંથી જાગ્રત થઈ મેં ઝપાટાબંધ ચાલવા માંડયું.

'મોટા પગલાં'એ આવી પહોંચ્યો. 'આખા લીમડામાં એક મીઠું, કે રણછોડ રંગીલો,' એ ગોપ–કાવ્ય મને સાંભર્યું. લીમડો દૂર હતોઃ ડાળ મીઠું હતું કે નહીં તે જોવાની પરવા નહોતી. પગલાંને નમીને ઝટ ચાલ્યો. એથી થોડે આઘે વાવ આવી, તે જોવા ન ઉભો રહ્યો, ને આગળ જ ચાલ્યો. પાંચેક મિનિટમાં 'સતાં' તલાવડી આવશે. હાલ તો ખાડો રહ્યો છેઃ પાણીયે નહોતું. એ તલાવડીની જગા ચોર ને લૂટારાને ફાવે તેવી છે. બે ત્રણ રસ્તા ભેગા મળે છે, ને તલાવડીનો ખાડો દૂરથી જણાતો નથી. આ વખત ભગવાન સૂર્યનારાયણ બરોબર ક્ષિતિજ આગળ આવ્યા હતા; વખત રોળી કોળીનો હતો. જેવો હું તલાવડી નજીકથી જતો હતો, તેવામાં બુકાની બાંધેલા ને

હાથમાં ભાલો લીધેલા ત્રણ જણ બાજુ ઉપરની વાડેથી નીકળી મારી સામે આવ્યા. મારા હોંસકોસ ઉડી ગયા. અમારી વચ્ચે દશેક કદમનું અંતર રહ્યું હતું. ત્રણમાં જે મુખી જેવો હતો તેણે ફરમાવ્યું: " ખબરદાર! ત્યાં જ ઉભો રહે."

હું ખમચ્યો, ને દેખીતી હિંમત ધારણ કરી બોલ્યો: "આ ઉભો, શું છે?"

"શું છે, તે સમજતો નથી? પાસે જે હોય તે ધરી દે."

આટલી વાત દરમ્યાન મને કાંઈક ધીરજ આવી હતી. મેં યુક્તિબંધ મારી ટોપી આઘે અફાળી ફેંકી, ને કહ્યું.

"લો આ 'ફાટી સરખી' ટોપી ને આ લૂગડાં."

એટલું બોલી લૂગડાં ઉતારતાં ઉતારતાં મેં કાંઈક રોફ સાથે વિનવવા માંડયું:

" ભિક્ષુક બ્રાહ્મણનાં આટલાં લૂગડાં લઈ તમે તાલેવાન થજો."

આ ટોળ સહ કરેલી વિનવણીની અસર થઇ: કદાચ એમ પણ હોય કે લૂગડાંનો ઢાળકો જોઇ તેમની ખાત્રી થઇ હોય, કે આની પાસે કાંઈ નથી. ગમે તેમ હોય, પણ મુખીએ કહ્યું: "જા, તું બ્રાહ્મણ છે, તેથી તને જવા દઇએ છીએ." લૂગડાં પહેરી ટોપી ઉપાડી મેં ચાલવા માંડયું, કે તુર્ત પાછો મુખી મારી પાસે આવ્યો, ને પાછળથી મારી પીઠ ઉપર હાથ મૂકી તેણે પૂછયું: "એ લાડુભટ્ટ! આ પાછળ આવે છે તે કોણ છે." મેં પાછા વળી જોયું તો કોઇ સ્ત્રી આવતી હતી. સુરજ અડધો ક્ષિતિજમાં પહોંચ્યો હતો, એટલે હજી પુષ્કળ અજવાળું હતું, તેથી તે બાઇએ ઘરેણુંગાંઠું પહેરેલું હતું એમ

જણાતું હતું. મને બીક લાગી–કે રખેને આ લોકો તેને સતાવે કે લૂટે. તેથી કે કોણ જાણે કેમ મારા મોંમાંથી નીકળી ગયું, કે

" મને શું કામ પૂછો, એનેજ પૂછોને ! "



બાઇ એવામાં પાસે આવી પહોંચી, તેને ઉદ્દેશીને મુખીએ પૂછ્યું:

" બાઇ, આ તારા કોણ થાય ? " મારૂં કહેવું સાંભળ્યું હોય અગર હથીઆરબંધ ધાડપાડુઓથી તે ત્રાસી ગઇ હોય, પણ તેણે જવાબ વાળ્યો:

" કોણ તે વાળી મારા ઘરવાળા–વર થાય. "

આ જવાબ સાંભળીને હું તો આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો. સાથે બાઈની હિંમત ઉપર ફીદા થઈ ગયો. મેં ધીમેધીમે આગળ ચાલવા માંડયું એટલે મુખીએ નિર્ણય જાહેર કર્યો:

" જા, બહેન જા, તું બ્રાહ્મણની સ્ત્રી છે, ને તારા વરને અમે હમણાં છોડી દીધો છે, તો તને પણ જવા દઇએ છીએ. તારી જોડે

માલમતા તો ઠીક છે. પણ ભગવાન તેનો બદલો અમને આગળ ઉપર આપશે.

એ બાઇ ઉતાવળે મારી પાસે આવી લાગી. પાંદડાની માફક તેનું આખું શરીર ધ્રુજતું હતુ: તેને ઘણી બીક લાગી હતી. મને પકડી પાડી તે બોલી: " મને સારો સંઘાત મળ્યો, ઠેઠ સુધી, ઇશ્વરનો પાડ. " તેના બીકથી થરથરતા ઘાંટામાં કાંઇક અજબ મોહિની મને લાગી. રૂપાની ઘંટડીનો અવાજ કાંઈ હીસાબમાં નહીં. સ્વરનાં કાંઈ અપૂર્વ મોજાં મારા કાનને અથડાયાં. મેં તેના સામું જોયું, ને તેજ ક્ષણે તેણે "કોણ વળી મારા ઘરવાળા" એવો આપેલો જવાબ યાદ આવ્યો. તે નીચું જોઈ ચાલતી હતી, તેથી મેં બારીકીથી તેને જોઈ.

આ મૂર્તિ કાંઇ અજબ હતી. કવિઓ કે સૌંદર્યપ્રેમીઓ વખાણે તેટલું રૂપ એનામાં નહોતું. પરંતુ રૂપથી પણ કાંઈક અધિક તેનામાં હતું, તે અવર્ણ્ય હતું. તે મદમાતી નીડર ચાલતી હતી; હું માત્ર ખેંચાતો હતો. બ્રહ્માએ તેને થોડી કણકે ઘડી નહોતી, પરંતુ તેના દરેક અંગમાં અને ઉપાંગમાં જોબન ખીલી નીકળેલું હતું. ગુલાબી સફેદાઇને બદલે ચંપકવર્ણી છાંટ તેના શરીર ઉપર હતી. વિંધેલું નાક, રંગેલા દાંત અને છુંદેલા છુંદણાં ઉપર મને સ્વાભાવિક અણગમો છે, છતાં બધાંની હાજરી અહીં બાધકારક લાગી નહીં. હસું હસું થતું તેનું મોં, ભરાવદાર ગાલમાં ખાડા, બેપરવાઇથી હોળેલા માથાની ઉડતી લટો, અતિ વિશાળ અણીવાળી આંખો મને પરવશ બનાવવા બસ હતી. હું પરણેલો હતો, પણ મારી વહુ નાનપણમાં ગુજરી ગયેલી ને કન્યાની અછત, એટલે ફરી કાંઇ વિવાહ થયેલો ન હોવાથી રાંડયો છતાં હું કુંવારો હતો. મારૂં લક્ષ ચાલવામાં નહોતું. હું તો આ સ્ત્રી તરફ ઘડી ઘડી જોઇ રહેતો. મને ઠોકર વાગતી તેની પરવા નહોતી. ઠોકર વાગે ત્યારે મને સમજણ આવે એવું અત્યારે નહોતું.

એક પવનનો ઝપાટો આવ્યો તે તેનું માથું ઉઘડી ગયું. આહાહા, કેવો મોટો ચોટલો ને કેવા સુંદર વાળ. તે માથું ઉઘાડું રાખે તોજ ઠીક. પણ તેણે માથે ઓઢી દીધું. તેણે સહેજ પાતળો કાળો બંજીડો પહેર્યો હતો. તસતસતું કાપડું અંદર હતું. કાપડું શરીરને ટાઇટ રાખે છે, ને તેથી કેડ ને છાતી બંને અરસપરસ પ્રમાણમાં રહી શકે છે; હાલના કોર્સેટની માફક. બંજીડાની આરપાર તેનું નાજુક પેટ કાપડાના ઉપલાણ સુધી અડધું સ્પષ્ટ દેખાતું હતું. આપણે તો ભાન ભૂલી ગયા, ને પૂછ્યું:

" બાઇ ક્યાં રહો છો ! "

" ઉમરેઠ: " ટુંકો જવાબ મળ્યો.

" ઉમરેઠમાં કયાં ? "

" —પોળમાં. " ફરી ટુંકો જવાબ મળ્યો.

' કામાતુરાણામ્ ન ભયમ્ ન લજ્જા ' એ પ્રમાણે આપણે તો પૂછ્યું:

" પરણેલાં છો ? "

એ શબ્દો સાંભળી તે ઘણી ચીઢાઈ, ને બોલી:

" એવું શું કામ પૂછો છો ? મેં લૂટારાને કહ્યું કે તમે મારા ઘરવાળા છો તેથી ? કહ્યું માટે કાંઇ થઈ ગયા ? બોલ્યા તો બોલ્યા પણ હવે મને સતાવશો નહીં. તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે. લો આ 'વડાં' આવ્યાં."

ગર્વથી, તિરસ્કારથી આટલું બોલતાં આ ' ગામરેની ગોરી ' ની ભમર ઉંચી ચઢી; તેથી તે ખૂબસુરત જણાઇ. કુદરતી સુંદરતા જેને મળી હોય છે, તેને ચીઢવ્યાથી તેની મોહકતા વધે છે. એ " ગર્વઘેલડી, અલબેલડી, કનકની વેલડી " આબેહુબ પ્રેમાનંદે વર્ણવ્યા પ્રમાણે

**"વેલ જાણે હેમની, અવેલ ફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું મારૂં, ને ગયું દૂતત્વ ભૂલી."**

લાગવાથી તેણે મારૂં—તેનું રક્ષણ કરનારનું જે અપમાન કર્યું તે હું ભૂલી ગયો. તેને હજુ ઓર ચીઢવી તેનું રૂપ ખીલવવાનો મને વિચાર આવ્યો. સુંદર માનુનીને ચીઢાયલી તમે કદી જોઇ છે? આ તો ચંપકવર્ણી હતી, ને ગુસ્સાની લાલી ફરી વળવાથી તેનું મોં સુવર્ણમય કાંતિથી ઝગઝગી ઉઠયું. કેમ જાણે, મારો ભાવ તે સમજી હોય એમ તેણે ક્રોધભર્યે અવાજે કહ્યું:

" મળ્યા ભાઇની પ્રીત ! તમે મારા ઉપર ઉપકાર કર્યો છે, પણ તેના બદલામાં હું કાંઈ અપમાન સાંખીશ નહીં. સમજ્યા, તમારે ને મારે શું ? "

તે આ બોલ ભાગ્યેજ બોલી રહી હશે, એટલામાં બાજુની વાડ પાછળ ખખડાટ થયો, ને નજીકના છીંડામાંથી એક આકૃતિ બહાર આવી. એકદમ મારી નજીક તે દોડી આવી. પાસે આવતાં જણાયું કે એ પેલો મુખી હતો; આવતાંજ તેણે ગુસ્સામાં પ્રશ્ન કર્યો:

" કેમ અલી ! તું કહેતી 'તી ને કે એ તારા ધરવાળા છે? ને હવે કેમ કહે છે, કે તમારે ને મારે શું ? એમ દાગીના લઇ છટકી જવાશે નહીં. મને શક હતો કે દાળમાં કાંઈક કાળું છે. તમે બંને વર વહુ નથી. ઉતાર તારા દાગીના. "

હું ચોભીલો થઈ ગયો, ને પેલી તો શીયાવીયા થઇ ગઇ. તેનુ મોઢું રડુ રડુ થઇ ગયું. કાંઈ પણ દયા રાખ્યા વિના મુખીએ ભાલો ઉગામ્યો, અને પછી તે પોકાર્યો:

" માને છે કે નહીં ? એ તારા વર થતાનું કાંઇ ચાલવાનું નથી. "

કાંઇ પણ ઓશઆરો ન રહેલો હોવાથી કંપવાયુ હોય એમ ધ્રુજતી તે આવીને મારી કોટે વળગી. છેક દીન મુખ કરી જાણે

મને વિનવતી હોય તેમ મારા મોં સામું જોઈ તે મુગી ઉભી. તેના



બંને હાથ મારા ગળા આસપાસ વીંટાયલા હતા; તે બંને હાથ દરેક પળે વધારે સખ્ત બંધનમાં મારૂં ગળું ભીડતા હતા. હવે શું કરવું ? મેં તેના સામું જોયું ? મેં શું જોયું ? તેના કપાળે ચાંલ્લો નહોતો ને હાથે માત્ર એકેક સોનાની બંગડી હતી. શું તે વિધવા હતી ? વધારે વિચાર કરવાનો વખત નહોતો. મને એક વિચાર સુઝયો. મેં તેને માનભેર બચ્ચી કરીને કહ્યું:

" વહાલી, લૂટારા પોતે જુઠ્ઠા હોય, એટલે બીજાને જુઠ્ઠા માને. તેઓ વળી લોભી એટલ આપણે કહીશું તે માનવાના નથી. હશે. ઉતારી આપ તું તારા દાગીના. "

મારા વર્તનનો ભાવ તે બરોબર સમજી, ને દાગીના ઉતારવા લાગી, એટલામાં પેલો બોલ્યો:

" એવું મા બોલો. મેં તમારી તમામ વાતચીત સાંભળી છે. મને પહેલેથી વહેમ હતો, કે બાઈ જુઠ્ઠું બોલી છે, એટલે હું તમારી પાછળ પાછળ છુપાતો લપાતો ચાલ્યો આવું છું તેણે તમને કહ્યું નહોતું, કે તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે? બોલો તમે જુઠ્ઠા કે હું? લૂટારા પણ પોતાનું વચન પાળે છે."

એક પળ વિચાર કરી અપૂર્વ શાંતિ ધારણ કરી મેં ઉત્તર આપ્યોઃ

"તમે રજે રજ સાચું બોલ્યા છો, પણ મૂળ વાત એમ છે કે અમે બંને ધણી ધણીઆણીને બનતું નથી, ને ક્યારનાં જૂદાં રહીએ છીએ; ને તેથી જ તમે સૌથી પહેલાં મને પૂછ્યું કે એ તમારી શી સગી થાય, ત્યારે મેં કહ્યું કે એને પૂછો. અહીં અચાનક અમારો ફરી ભેટો થવાથી સમાધાન માટે હું એને સમજાવતો હતો, ને તે માનતી નહોતી; દરમ્યાન તમે ઠીક આવી લાગ્યા. તમે અમારો ફરી સંબંધ કરી આપ્યો. તમે જોયું ને કે એ કેવી મારે તાબે થઈ ગઈ!"

મારા બોલવાને એ બાયડીએ ટેકો આપ્યોઃ

"મેં મારી ભૂલ જોઈ છે. હવે હું પસ્તાઉં છું," અને ગળામાંથી કંઠી ઉતારી મુખી તરફ ફરી તેણે આગળ ચલાવ્યું: "લે ભાઈ આ એક કંઠીઃમને બહુ બીક લાગે છે. તારો ભાલો દૂર મૂક."

આ વાતચીતથી મુખીનું હૃદય પીગળ્યું, ગળગળો થતાં તે બબડ્યોઃ

"બળ્યો વર ને બળી જાન. જાઓ ભાઇ જાઓ, મારે કાંઈ નથી જોઇતું. પણ યાદ રાખજો કે તમે લડી પડેલાં વરવહુ હવે જો અહીંથી જઇ એકઠાં—એકજ ઘરમાં નહીં રહો તો તમે બંને જુઠ્ઠાં છો એમ માની તમને બંનેને—ઘેર આવી—આ ભાલાથી ઠાર કરીશ, ઘરબાર લૂંટી લઇશ. એમ ન કરૂં તો મને—ની આણ છે."

એટલું બોલી એ ઝટ દોટ મૂકી નાશી ગયો.

*

લૂટારાથી છૂટયા તો ખરા, પણ અમારી ખરી મુશીબત તો હવે શરૂ થઇ. અમને શું સુઝયું? હવે શું કરવું. કયાં જવું ને કેમ વર્તવું? મને પસ્તાવો થયો. મારૂં અંતઃકરણ મને ડંખવા લાગ્યું, મેં આ શું કર્યું? અને હવે શું કરવું? એટલામાં તે બાઈ બોલી:

"ભાઇ, તમારો ઉપકાર માનું છું. તમે ન હોત તો એ મુવો મને મારી નાખત, કે આબરૂ લેત. એનો ભાલો જોઈ હું તો થર-થરી ગઈ છું."

હું સાંભળી રહ્યો. ઘોર અંધારી રાત શરૂ થઇ હતી, અમે "વડાં"માં હતાં. એ લગભગ ગામની ભાગોળ કહેવાય. ત્યાં ઉભાં રહ્યે કાંઇ વળે તેમ નહોતું, તેથી છેવટે મેં કહ્યું:

"ચાલો બહેન, આપણે હવે જતાં રહીએ."

"હા, પણ હવે પેલા મુઆની ધમકીનું શું? આપણે શું કરીશું?"

"ગામમાં તો જવુંજ પડશે. એમ એની ધમકીથી ડરી ગયે પાર આવશે? તમે તમારે ઘેર જાઓ, હું તમને મૂકવા આવીશ."

"ના ભાઈ, એમ ન થાય—ને તે પણ આજે ને આજે? તમે જોયું ને કે એ રડયો કેવો હમણાં ફૂટી નીકળ્યો હતો. પાછો મુવો આપણી પૂઠે લાગેલો હોય તો?"

"ત્યારે શું કરવું? આજનો દિવસ ત્યારે કાંતો હું તમારે ઘેર આવું—કે કાંતો—" એટલું બોલી હું અચકી ગયો.

"કે કાં તો હું તમારે ઘેર આવું." તેણે વાક્ય પૂરૂં કર્યું, ને ઉમેર્યું: "હા. ચાલો."

અમે ચાલવા માંડયું. "નાનાં પગલાં" એ આવી દર્શન કરી મન સાફ કરી અમે બંને મારે ઘેર આવી પહોંચ્યાં. એ વખતે રાતનો પૂર્ણ અમલ શરૂ થયો હતો.

ઘેર તો આવ્યાં, પણ હવેજ મારી ખરી મુંઝવણ શરૂ થઇ હતી.

શરૂઆતમાં રમણીય હોવા છતાં, એ મુંઝવણ હવે મને ખરેખર સાલતી હતી. સાવિત્રી જેટલી નિર્દોષ અને પવિત્ર સ્ત્રી આમ એકાએક મારા ઘરમાં આવી ચઢી હતી. ઘર ઘણું નાનું હતું. ને હું એકલો હતો. આ મારી કસોટીનો વખત હતો. રાત તો ગમે તેમ કરી પસાર કરી, પણ સવારમાં તેણે એને ઘેર જવા ચોખ્ખી ના પાડી. એને તો હજી બહારવટીઆનો ભાલો દેખાયા કરતો હતો. એને માટે ખાવા પીવાની તથા કપડાં લત્તાં લાવવાની ગોઠવણ મારે કરવી પડી. મૂળે વાંઢો, અને બૈરાંનાં લૂગડાં ખરીદવાં એ કેટલી શરમનું કામ ! સવારમાં મેં તેને પૂછ્યું કે રસ્તામાં એ એકલી કેવી રીતે આવી ચઢી; તેણે ખુલાસો કર્યો:

"ડાકોરથી સંઘાત જોઈ હું સાડા પાંચ વાગે નીકળી. અમે સૌ શેઢી ઉંપર વીસામો ખાવા બેઠાં. હું જરા કળશીયો લઈ શેઢીની અંદર ઉતરી, ને સૌ મને ભૂલી ગયા, ને ચાલ્યા ગયા, ને હું એકલી પડી ગઈ."

આમને આમ એક દિવસ, બે દિવસ ચાલ્યા ગયા. મારી મુંઝવણ વધતી ગઈ. મને હવે લોકનિંદાનો ડર લાગ્યો. આવી રીતે ઘરમાં બૈરી છુપી ક્યાં સુધી રહે ? ને એમ સાપનો ભારો જાળવી શી રીતે રખાય ? એ તો ડરની મારી એને ઘેર જવાની વાત કરતીજ નહોતી. છેવટે મારે ખુલ્લે ખુલ્લું કહેવું પડયું:

"જુઓ લક્ષ્મી !"—તેનું નામ લક્ષ્મી હતું—"આમને આમ દહાડા કઢાય નહીં. તમે ને મેં શી ચોરી કરી છે, કે આમ છાનું રહેવું?"

"ત્યારે શું કરવું ?"

"તમે તમારે ઘેર જાઓ, ને મને છૂટો કરો"

"એ કેવી રીતે બને ? બહારવટીઆએ આપણને એક જ ઘરમાં રહેવાનો હુકમ કર્યો છે. જૂદા પડીએ તો જીવ ખોઈએ."

"પણ માથે અપવાદ આવે તેનો વિચાર કર્યો ?"

કાંઈક ખસીઆણી પડી તે બોલીઃ

"હા, એ વાત ખરી. પણ શું ભાઇ બહેન એકલાં ઘરમાં નથી રહેતાં ?

"આપણે કાંઈ ભાઈ બહેન નથી; ને આપણે કહીએ તે કાંઈ લોકો માને નહીં. હવે માત્ર બે રસ્તા છે. કાં તો છૂટા પડવું–કે–કાં તો—"

"કે–કાં તો શું ? કેમ અચકી ગયા ?"

"કહું ? તમને ખોટું લાગશે ?

"ના કહો, મને ખોટું નહીં લાગે."

"કાં તો છૂટાં પડવું, કે કાં તો ભેગાં રહેવું."

"પણ ભેગાં રહેવાનું તો તમે ના કહો છો ને !"

"આવી રીતે નહીં."

"ત્યારે વળી કેવી રીતે ?"

"જે રીતે રહેવાય તે રીતે–દુનિયાની ચાલતી રીતે–પરણીને."

"મેં ક્યારે ના કહી છે ? હું તો ક્યારની એજ કહું છું, પણ તમારા લક્ષમાં ક્યાં વાત આવે છે ?"

આ વાત નક્કી થઇ. ઉમરેઠમાં નાત સમક્ષ એ કાર્ય થાય નહીં. વળી એ બાઈ કોણ છે તેની પણ મને ખબર નહોતી. એટલે છાનાંમાનાં મુંબાઈ જઇ શેઠ ભગવાનદાસ માધવદાસના આશ્રય નીચે પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું. રતોવાઈ અમે ડાકોર જઈ ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબાઈ ગયાં.

*

મુંબાઈમાં પુનર્વિવાહના હોલમાં—મહિનાની શુદ પાંચમે અમારૂં લગ્ન છડેચોક થયું. આગેવાન સુધારાવાળા સમક્ષ અમારો હસ્તમેળાપ થયો. પહેલું મંગળ ફરી રહ્યાં કે તુર્ત બુકાની બાંધેલો ને હાથમાં ભાલો ઝાલેલો એવો એક માણસ હોલમાં દાખલ થયો. તેને જોઈને મારા હાંજા ગગડી ગયા. બહારવટીઆનો મુખી આમ ત્રીજી વખત અમને સતાવવા અણીની વખતે કયાંથી ફૂટી નીકળ્યો ? અમને જોઇને તેણે ભાષણ કર્યું:

“ અલ્યા બ્રાહ્મણ ! વાહ તારી ચતુરાઇ ! તું કહેતો’તો ને કે તમે પરણેલાં છો ? એવું જુઠું બોલી આ બાઇનું ઘરેણું બચાવ્યું; ને કહેતો હતો કે અમે લૂટારા જુઠ્ઠા. તું જુઠ્ઠો કે અમે ? ને પાછું ઘરેણું બચાવ્યાના બદલામાં એ બાઇને આજે પરણવા નીકળ્યો છે ! તમને શી શિક્ષા કરવી ? ”

અમે બંને લેવાઇ ગયાં કેમકે એણે ભાલાવાળો હાથ ઉંચો કર્યો હતો. અમારાં ઉતરેલાં મોઢાં જોઇ એણે ઉમેર્યું:

“ અશેઃ તમે પરણેલાં નહોતાં, તે હવે પરણ્યાં. ચાલો વિધિ પૂરો કરી નાખો. મારે જવાની ઉતાવળ છે, કેમકે નહીં તો અહીં તમે અધિકારીઓ બોલાવેલા છે, તે મને–બહારવટીઆને પકડવાનો આ પ્રસંગ જવા દેશે નહીં. ”

અમે ચારે મંગળ ફેરા પૂરા કર્યા, અને પરણી ઉઠયાં. એક હજાર રૂપીઆની નોટ લક્ષ્મીના હાથમાં મૂકીને જતાં જતાં મુખીએ આશીર્વાદ આપ્યોઃ

“લો, આ મારો ચાંલ્લો ! રામરામ, હું જઉં છું. મારાથી બ્હીશો નહીં, હવે હું પ્રસન્ન થયો છું. તમે ભલે પરણ્યા. ઈશ્વર તમારૂં જોડું સુખી રાખો. લક્ષ્મી ! તારૂં હેવાતન કુશળ રહો, લે બહેન, અવાજે ! ”

અમે કાંઇ પણ બોલીએ તે પહેલાં તો જેમ આવ્યો હતો તેમ તે પોબારા માપી ગયો.

અમે અમારે મુકામે ગયાં. મુખી બરોબર લગ્ન પ્રસંગે ક્યાંથી આવી ચડયો, અને તેણે ચાંલ્લો શા માટે કર્યો, એ હું કાંઇ સમજ્યો નહોતો. મારા મનમાં એ વાત ઘોળાયા કરતી હતી, તેથી ઘેર પહોંચતાં જ મેં લક્ષ્મીને પૂછ્યું:

"વહાલી, મુખી વિચિત્ર માણસ જણાય છે. તે આવ્યો શું ને ગયો શું? તેણે આપણને ડરાવ્યા શું ને ચાંલ્લો કર્યો એ શું? માન ન માન પણ કાંઇ વહેમ પડતી વાત છે."

આ સાંભળી તે હસી પડી. આ વિચારવાની વાત હતી; આમાં હસવા જેવું કશું નહોતું. તેથી મેં સવાલ કર્યો:

"હસે છે શું? આમાં મશ્કરી જેવું શું છે?"

"ઘણુંય. તમે ન સમજો."

"કહે જોઇએ, મારા સમ."

"લો ત્યારે, કહું છું. હવે છુપાવવા કાંઇ કારણ નથી. એ મુખીને હું ઓળખું છું, કેમકે તેની વહુને ને મારે બહેનપણાં છે; ને મેંજ તેને અહીં તેડાવ્યો હતો."

એ સાંભળી હું સડક થઇ ગયો. તેણે આગળ ચલાવ્યું:

"મેં તમને જોયા ત્યારથી જ હું મોહી પડી હતી. પહેલા ક્યારે જોયા?—કાકાએ નાત કરી ત્યારે હું જમવા આવી હતી ને તમે પીરસતા હતા. તે પહેલાં મેં તમને કદી જોયેલા નહીં. ઉઘાડે શરીરે તમે કેવા કામણગારા લાગતા હતા! વિચારોને કરચલીઓથી શોભતું મોઢુ ને ઉપસેલું તમારૂં કપાળ: મસ્તીખોર અણીઆળી, ભુખરી

આંખોઃ વાંકી, લાંબી ચોટલીઃ મોટા કાનછેરીઆઃ ભરાવદાર, ગુચ્છાદાર, વાંકડી મૂચ્છ; પાતળું શરીર; માંસલ સ્નાયુઓ; એ સૌથી હું મારૂં ભાન ગુમાવી બેઠી. જેમ જેમ પછી તમને વધારે વાર જોયા, તેમ તેમ ઉન્માદ વધતો ગયો. ગમે તેમ કરીને તમને પરણવું એ નિશ્ચય કર્યો. અને એ વાત મારી બહેનપણીને કહી. તેણે તેના ધણીની મદદ માંગી. તે તમારા ઉપર દેખરેખ રાખતો. અને જે દિવસે તમે ડાકોર ગયા, તે દિવસે તેણે શીખવ્યા પ્રમાણે તમારી પાછળ હું આવી લાગી. હું બાળરાંડ એટલે ઉઘાડે છોગે તમારી સાથે લગ્ન કેવી રીતે ગોઠવાય ? તેથી આવો રસ્તો બેળેબેળે શોધવો પડ્યો.”

હવે મારાથી છાના રહેવાયું નહીં; તેથી વચમાં સવાલ કર્યો.

“પણ મેં તે વખતે મુખીને એમ ન કહ્યું હોત કે એ મારી કોણ છે તે બાબત એનેજ પૂછો—તો શું થાત ? પછી તારા કાવત્રાનો મેળ કેમ ખાત ?”

“ઈશ્વર પાધરો હોય તે સહાય કરેજ, ને તમને ભૂલાવી તમારા મોંમાં એવા શબ્દો મૂકાવેજ. આમ થયું હોત તો શું થાત—એ પ્રશ્ન હાલ નથી. તમે જવાબ આપતાં ભૂલ્યા ને પકડાયા—મારી જાળમાં ફસ્યા. એ વાત ઉઘાડી પાડવા મેં મુખીને અહીં બોલાવ્યો. વળી તેણે મદદ કરી, એટલે તે હાજર રહે તો સારૂં, પકડાવાની દહેશતથી તેને બીચારાને ચાલ્યું જવું પડયું. ઠીક ચાંલ્લો કરતો ગયો. પણ એ ચાંલ્લા કરતાં પણ મારા કપાળમાં થયેલા નવા ચાંલ્લાને હું વધારે કીમતી ગણું છું.”

“હું પણ તને મેળવી સુખી છું. પરંતુ વહાલી ! તું જબરી તો ખરી. અસલના વારામાં સ્ત્રીઓનાં—કન્યાઓનાં હરણ થતાં. આજે તેં પુરૂષનું—વરનું હરણ કરી બતાવ્યું છે !”

“તમે પક્કા છો. તમે પહેલાં મારૂં હરણ કર્યું તે ભૂલી જાઓ છો. તમે પહેલું મારૂં મન હર્યું, એટલે હરણ કરનાર તમેસ્તો.”

"તે મેં કાંઇ જાણી જોઇ કર્યું નહોતું. તું મારા ઉપર મોહી પડી હતી, તેની મને ક્યાં ખબર હતી?"

"હશે, પણ મને ઘેર લઇ જનાર પહેલા તમે હતા એ વાત તો ખરીને?"

"લે હું હાર્યો, ને તું જીતી, થયું."*

* હાજીમહમદ સ્મારક ગ્રંથમાંથી ચિત્રો માટે ભાઈ રવિશંકર રાવળનો આભાર થયો છે.

# આકાશવાણી

"અલી શું કરે છે?"

રૂમાલની અંદર કરોળીઆના પગ માંડતી હતી, ને મારે કાને આ વાકય પડયું. મારૂં ધ્યાન સોયો દોરો ઉચકતો હતો, તે તરફ હતું. મારા હોઠ કાંઇ બોલે તે પહેલાં ફરી સંભળાયું: "કેમ સીતા! કાંઈ બહુ કામમાં છું!" મારે જવાબ વાળવો પડયોઃ

"આવ બહેન રાધા! જો ને આ રૂમાલમાં આ કરોળીઆના પગ બરોબર પડતા નથી, તેમાં મારૂં ધ્યાન હતું. કાંઇ બહુ દિવસે? ને અત્યારમાં ક્યાંથી?"

"સીતા! તેં કૉલેજ છોડી, એટલે તું નવરી; પણ અમારે તો રોજ વાંચવાનું હોય, તેમાંય આ તારા પ્રોફેસરથી તોબા! હમણાં હમણાં તારા ભાઇ કશું શીખવતા નથી. કૉલેજના કામ ઉપર તેમનું દિલ લાગતું નથી. બધું અમારે કરવું પડે છે."

"એમ કેમ?"

"તે તો તારા ભાઇ ને તું જાણે; હું પણ એજ પૂછું છું, તને, કે એમ કેમ."

"ત્યારે કૉલેજમાં એ શું કરે છે?"

"ઘડીમાં શીખવતાં શીખવતાં દૂરબીન લઇ તારા જોવા મંડી પડે, તો ઘડીમાં તાર યંત્ર તરફ દોડી જાય; ઘડીમાં દૂરનો સંદેશો સાંભળતા હોય તેમ કાન માંડે, તો ઘડીમાં જાણે તાર મોકલતા હોય, એમ હાથ વતે ટકોરા કરે. આમ સ્વપ્નમય દશામાં શું શીખવે?"

"હા, તે ઘેર પણ એમના એવા ચેનચાળા જણાય છે. ચા તૈયાર હોય ને બોલાવું, તો કલાક સુધી ઠંડી થાય, પછી આવે. ખાવા માટે પાટલાપર કલાકો સુધી તપ કરી હું થાકું તોય પત્તો નહીં. એ કાંઈ શોધતા હોય એમ જણાય છે; અને સખી! એ જડવાની તૈયારીમાં હોય એમ કોઇ વાર તે આનંદના આવેશમાં તણાતા જણાય છે."

"એક નવો તારો, એક વધારાનો ધૂમકેતુ, એક બીજો ચાંદો શોધશે, અગર પ્રકાશ, અવાજ અને વીજળીના હલચ ચલનના નવા નિયમો ખોળશે, તેમાં ક્લાસના વિદ્યાર્થીઓનું શું દળદર ફીટશે?"

મારા ભાઈ વિનોદ અહીંની કૉલેજમાં (Physics) પદાર્થ વિજ્ઞાનના પ્રોફેસર છે; રાધા તેનો ભાઈ દીનેશ–મારો પ્રેમપાત્ર–અને હું બી. એસ સી. એમના હાથ નીચે થયાં હતાં. મેં કૉલેજ છોડી દીધી હતી, પણ રાધા અને દીનેશ એમ. એસ. સી. માટે અભ્યાસ કરતાં હતાં. પદાર્થ વિજ્ઞાનમાં એમને ગરમી, પ્રકાશનો વીજળી–ચુંબક electro magnetic સિદ્ધાંત, વીજળી–ચુંબક શક્તિની ઉત્પત્તિ,

અને તેના સંદેશાનું ગમન વગેરે વિષયો શીખવાના હતા; અને મારા ભાઈના એ ખાસ વિષય હતા.એણે એમાં સારી નામના મેળવી હતી, અને કેટલીક શોધો કરી હતી. મારા ભાઇનું રાધા આમ 'ધસાતું બોલી તે મારાથી ન ખમાયું, ને તેથી મેં કહ્યું:

"રાધા! વિદ્યાર્થીઓનું દળદર કેમ ફીટે? મારા ભાઈએ જો શું શું શોધી કાઢયું? પશ્ચિમનું વિજ્ઞાન પદાર્થોની ત્રણ સ્થિતિઓ અત્યાર સુધી માનતું હતું: નક્કર, પ્રવાહી અને વાયુરૂપ. આપણું જૂનું તત્વજ્ઞાન પદાર્થની–પ્રકૃતિની સાત દશાઓ માને છે તે ખરી છે, એમ મારા ભાઈએ સાબીત કર્યું છે. બીજી એક દશા–ઇથર તો પશ્ચિમના વિજ્ઞાન શાસ્ત્રીઓ કબુલતા હતા; પણ દરેક ચીજની વીજળીમયતા મારા ભાઇએ સિદ્ધ કરી આપી છે. દરેક રજકણ, અણુ અને પરમાણુમાં વીજળિક તત્વ ફરી વળ્યું છે, એ વાત હવે મનાવા લાગી છે; અને તેનું ગણિત અને વિજ્ઞાન મારા ભાઇએ ખુલ્લું કરી દીધું છે. બીજી બે અવસ્થા હવે તે શોધે છે."

"સીતા! તે હશે, અને કદાચ તેમને નોબલ ઇનામ મળશે; પરંતુ તેમાં અમારા શા ભોગ? અમે શું, કોની પાસે શીખીએ?"

"હવે બહુ વાર ખોટી થવું નહીં પડે, તે કાલેજ કહેતા હતા, કે તેમનો નવો પ્રયોગ લગભગ ફતેહમંદ થયો છે; અને જો તેમનું ધાર્યું થશે, તો મનુષ્ય અને દેવ, આત્મા અને પરમાત્મા, વિજ્ઞાન અને તત્વજ્ઞાન બધું એકજ સાંકળથી સંધાશે."

"એવું શું છે?"

"તાર વિનાના પ્રકાશ અને અવાજ એમણે શોધી કાઢયા છે. પાણીનાં, અવાજનાં, અજવાળાનાં અને વીજળી–ચુંબક મોજાં વિષે તે સાંભળ્યું છે; હવે તે વિચારનાં અને ચેતનનાં મોજાં અનુભવવા તરફ વળ્યા છે. થોડા વખતમાં તું જોશે, કે એમણે તાર વિનાના સંદેશા મોકલવાની રીતમાં ઘણો મોટો ફેરફાર કર્યો છે."

"કેવી રીતે?"

"તને ખબર છે, કે અમારે ઘેર તાર વિનાના સંદેશા માટે મોટામાં મોટું યંત્ર છે. તે સાથે હાલ મારા ભાઈ ઘણા અખતરા કરે છે; અને થોડા વખતમાં ઈશ્વર પાધરો હશે તો તું કાંઈ ક નવું સાંભળીશ."

"કપાળ સાભળીશ! તારા ભાઈને ઘેલછા લાગી છે, તેમ તને પણ લાગી છે કે શું? **સી**તા યાદ રાખજે કે તમારા લોકોની શુધ-બુધ ઠેકાણે લાવ્યા શિવાય **કો**લેજનું કામ થાળે નહીં પડે, યાદ રાખજે બહેન, કે જો હું તમારૂં ગાંડપણ દૂર ન કરૂં, તો મારૂં નામ **રા**ધા નહીં."

"એમાં ગાંડપણ ને ઘેલછા શાની? વિદ્યાની મઝાને તું ગાંડપણ ગણે છે, **રા**ધા?" આનો જવાબ આપવા કે સાંભળવા **રા**ધા હાજર હતી નહીં, એ તો કયારની ચાલી ગઇ હતી. મેં મારો રૂમાલ હાથમાં લીધો, અને **રા**ધાની ધમકી ભરી પ્રતિજ્ઞા હું વિસરી ગઈ.

*

થોડા દહાડા વીત્યા બાદ એક મધરાતે હું એકાએક જાગી ગઈ. મારા ખંડની જાળીમાંથી જરાક અજવાળું આવ્યું, જરા વાર પછી કાંઈક ટકોરાનો પડઘો સંભળાયો, અને છેવટે મારા ભાઇનો હરખ ભર્યો અવાજ સુણાયો. હર્ષમાં તે બબડતો હતો: "હાશ, કેટલાં વર્ષો પછી હાથ લાગ્યું. ઓ મારા પ્રભુ!" ટકોરા હજી ચાલુ જ હતા. આ બહારની ગડમથલમાં મને ઉંઘ આવે તેમ નહોતું, તેથી બારણું ઉઘાડી મેં બહાર જવા માંડયું.

મારા ખંડની એક બાજુ મારા ભાઇનો ખંડ અને પાસે જ તેની વેધશાળા છે. મોટા ઓરડામાં દૂરબીન, વીજળી–ઉત્પાદક (Dynamo), વીજળી–ભંડાર (accumulator) વગેરે યંત્રો હતાં; અને પાસેની અગાશીમાં મોટા મોટા થાંભલા ઉભા કરી, વીણા જેવાં પાંજરાં લટકાવી વગર તારે સંદેશા મોકલનાનું જબરૂં–આખા હિંદમાં સૌથી મોટું યંત્ર ગોઠવેલું હતું. મેં બારણું ઉઘાડયું, ત્યાં તો વીજળીનાં યંત્રો ચાલતાં હતાં, તેનો ધમધમ કરતો અવાજ મારે કાને

પડ્યો; એ ઓરડો વટાવી હું અગાશીમાં ગઇ, ત્યાં મારા ભાઈ ધરનાર ( receiver ) ઉપર થતા ટકોરા ઝીલી રહ્યા હતા.

આનંદના આવેશમાં તેમને જોઈ મેં પ્રશ્ન કર્યો;

"કેમ ભાઈ! અત્યારે? કાંઈ ખાસ છે?"

"બહેન! વર્ષોની મહેનત મારી આજે સફળ થઇ. તને ખબર નહીં હોય, પણ રોજ તારા ઉંઘી ગયા પછી હું આ તારયંત્ર ઉપર પ્રયોગ કર્યા કરૂં છું. અને મારી મોટામાં મોટી હોંસ હતી કે મારે ગમે તે કોઈ બીજી દુનિયા સાથે વાત કરવી, તે આજે પાર પડી."

આશ્ચર્યચકિત થઇ મેં ફરી પૂછ્યું:

"કેવી રીતે?"

"અત્યાર લગીના મારા સંદેશા અફળ ગયા હતા; તેમનો જવાબ પૃથ્વી પરનું એકાદ યંત્ર વખતે આપતું. પરંતુ આજે પહેલી જ વાર મને બીજી દુનિયાનો સંદેશો મળ્યો છે. મને એમ લાગે છે કે તે **શુક્ર** કે **શનિ** ઉપરથી આવ્યો છે."

"શા ઉપરથી કહે છે, **વિનોદ**, કે આ વખતે પણ પૃથ્વી ઉપરનો સંદેશો નથી?"

"**સીતા**! મને એવો છેક શીખાઉ ને બિન-અનુભવી તું ગણે છે? મેં કદી ન સાંભળ્યા હોય તેવા આ ટકોરા છે; અને જાણે દૂરથી-અતિ દૂરથી આવતા હોય તેટલા બધા અસ્પષ્ટ છે. અને કહું **સીતા**? આ સંદેશા જાણે પૃથ્વી ઉપરના કોઈ પણ યંત્રમાંથી આવી શકે નહીં, તેવા નોખા પ્રકારના સંભળાય છે. તું જ જો ને **સીતા**! સાંભળ, તને ક્યાં અનુભવ ઓછો છે?"

એમ કહી એણે પાઠવનાર ( transmitter ) ઉપરથી સંદેશા મોકલવા માંડયા; અને યોગ્ય વખતમાં એનો ઉત્તર આવવા લાગ્યો. એ ઉત્તરમાં મને પણ કાંઇક અવનવું-કદી ન સાંભળ્યું હોય તેવું જણાયું. ઠરેલા કોષ-**મોર્સ** કોડની નીશાનીવાળી ભાષામાં પછી અમે પૂછ્યું: "તમે કોણ છો અને ક્યાંથી બોલો છો?' તેનો જવાબ જે આવ્યો

તે અમે સમજી શકયા નહીં. આથી અમારી ખાત્રી થઈ કે આ સંદેશા દુનિયા પારથી આવે છે. એક વાગ્યો ને ટકોરા આવતા બંધ પડયા.

ત્યારથી અમે રોજ મધરાત સુધી જાગતા, અને સંદેશા આપતા લેતા. રોજ બરોબર બાર વાગે સંદેશા શરૂ થતા, અને એક વાગે બંધ થતા. કેટલાક દિવસ વીત્યા બાદ ટકોરાને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાથી અમે એટલે દુનિયાપરનાં અને દુનિયા પારનાં પરસ્પર કાંઈક સમજી અને વાતો કરી શકવા લાગ્યાં.

બે ત્રણ મહિના પછી અમે જરા વધારે સમજતાં થયાં; અને અમારાં દૂરનાં મિત્રને પૂછયું:

"તમારી દુનિયા કેવી છે?"

"અમારી દુનિયાની આસપાસ વીંટી જેવું છે."

અમારી ખાત્રી થઇ કે શનિ ગૃહ ઉપરથી કોઇ બોલે છે. જેમ જેમ વાતો આગળ વધતી ગઈ, તેમ તેમ અમને રસ પડતો ગયો. અમે જાણવા પામ્યા કે શનિ ઉપરના માણસોને સ્થૂળ શરીર હોતાં નથી; તેથી તેઓ આકાશ માર્ગે ગમે ત્યાં મુસાફરી કરી શકે છે. ત્યાં માત્ર એક ભાષા ને એક રાજ્ય છે; અને તેમની વિદ્યા એટલી બધી આગળ વધી છે કે તેઓ ગમે તેની સાથે વાત કરી શકે છે. ચંદ્ર, સૂર્ય, શુક્ર, મંગળ અને ધૂમકેતુ તથા તારા તેમનાથી અજાણ્યા નથી. હાલ તેઓ તેમની દુનિયા પાર પ્રવાસે નીકળવાના પ્રયોગ અજમાવે છે. આ નવી દુનિયામાં અમને ઘણો રસ પડયો, અને અમારી મહેનત આટલી બધી જલદી સફળ થઇ, તેથી અમને ઘણો આનંદ થયો.

એક દિવસ અમે અમારા દૂરના મિત્રને પૂછયું:

"દોસ્ત! તમે કોણ છો–પુરૂષ કે સ્ત્રી?"

જવાબ મળ્યો ને સાથે સવાલ પૂછાયો: "સ્ત્રી—કુંવારી સ્ત્રી, વરની શોધમાં છે તમારે ત્યાં કોઈ મારે લાયક?"

મસ્તીમાં આવી મેં મારા ભાઇને દૂર હડસેલી દીધો, ને યંત્રમાં મેં જ ઉત્તર દીધો:

“ આ સંદેશા મોકલનાર હું પોતે જ કુંવારો છું.”

“ જોઈશું, હજી પૂરૂં ઓળખાણ થયું નથી. ”

“ પણ તમે પૃથ્વી ઉપર આવશો કેમ, ને અહીંનો વહેવાર આદરશો કેમ ? ”

“ તે જોઈશું. અમારાં શરીર આકાશ માર્ગે ગમન કરી શકે એવાં, સૂક્ષ્મ–જડ નહીં પણ વાયુરૂપ, અને અમારા વિચાર ગમે ત્યાં બોલી શકે એવા પ્રવાહી હોય છે. અત્યાર સુધી એકલી તમારી પૃથ્વીની ભાળ અમને લાગી નહોતી. હવે ભાળ લાગી છે, તો પરસ્પર સંબંધ સંધાતાં કાંઇ વાર લાગવાની નથી. ”

*

આમ ને આમ કટલાક દિવસ આવી વાતો ચાલી; અને શનિનું અમને વધારે ઓળખાણ પડયું; તથા અમારા તારયંત્રની શોધ બાબત અમને ખાત્રી પડી. હવે આ શોધ બહાર કેમ પાડવી એ પ્રશ્ન અમારી સમક્ષ ખડો થયો. મારા ભાઈ ઈંગ્લંડના વિખ્યાત વૈજ્ઞાનિક માસિકોસિકોમાં લેખ લખી મોકલવાના મતના હતા; પરંતુ મારી રસિક વૃત્તિને તે ન ગમ્યું. માણેકઠારી પૂનમ પાસે હતી; અને તેની રાતે નાનું સ્નેહસંમેલન કરી વિનોદભાઇના બધા નવા પ્રયોગો કરી બતાવવાનું, અને તે દ્વારા યજમાન બનવાનો લહાવો લેવાનું મેં છેવટે નક્કી કર્યું.

શરદ પૂનમની તે ઐતિહાસિક રાત આવી પહોંચી. દસ વાગ્યા, ને નોતરેલું મંડળ અમારી મક્તાશવાળી અગાશીમાં ભેગું થવા લાગ્યું. થોડા મોટા અધિકારીઓ, વિદ્વાન વકીલો, વિદ્યારસિક વેપારીઓ સાથે કોલેજના બધા પ્રોફેસરો, વિનોદના છેવટના વર્ગોના વિદ્યાર્થીઓ, અને કેટલીક બાનુઓ, એકઠાં થયાં હતાં. બાર વાગે જ શનિ ઉપરથી સંદેશા આવતા હતા, તેથી બે કલાકનું બીજું પ્રોગ્રામ રાખ્યું હતું. શરૂઆતમાં વિનોદભાઈએ તેમના બે નવા પ્રયોગ કરી બતાવ્યા. પહેલો પ્રયોગ વીજળીનાં મોજાં ઝપાટાબંધ બધે ફેલાય છે, ને તેમને

કશો પણ અંતરાય નડતો નથી, તે સાબીત કરવાને લગતો હતો. એ મોજાં જાય છે, ત્યારે એક પ્રકારનો ન દેખાતો પ્રકાશ પણ સાથે પેદા થાય છે, તે બધા વિજ્ઞાનશાસ્ત્રીઓ જાણે છે; એ પ્રકાશને જાંબુડીઓ રંગ આપવાની ક્રિયા શોધી કાઢીને વીજળીનાં મોજાં ભીંતની કે અંતરાયની આરપાર ઝપાટાબંધ કેવી રીતે જાય છે તે જાંબુડીઆ પ્રકાશની મદદથી એમણે પ્રત્યક્ષ બતાવી દીધું. મોજાં પસાર થતાં અંતરાયો જાંબુડીઆ રોશનીથી ઝગઝગી ઉઠયા. હાજર થયેલાં સર્વે હેરત પામી ગયાં.

એમના બીજા પ્રયોગે એવું જ આશ્ચર્ય ઉપજાવ્યું, અત્યાર લગી તાર વિનાના સંદેશા કે વાતચીતનું સૌ કોઈ જાણીતું હતું, પરંતુ મારા ભાઈએ તાર વિના દૂર રોશની થઈ શકે એમ સાબીત કરી બતાવ્યું. અમારી અગાશીમાંથી વીજળીનાં મોજાં મોકલીને ભેગાં થયેલાં મિત્રોએ ઝાડની છાયા નીચે જે દૂરનું સ્થળ બતાવ્યું, તે સ્થળે અપૂર્વ રોશની તત્કાળ વિનોદે કરી દીધી. અસલના વખતમાં રાતના સૂર્યનો પ્રકાશ કેટલાક ઋષિઓ કરી શકતા; હેમાચાર્યે તેવું કાંઈક પાટણમાં કરી બતાવ્યાનું સંભળાય છે. તેના જેવી જ આ ઘટનાથી સૌ આનંદના આવેશમાં તણાયાં. સૌએ આનો ખુલાસો માગ્યો. જાદુગર વિનોદે સમજાવ્યું, કે હવાના દરેક અણુ અને પરમાણુંને વીજળીથી એટલી હદ સુધી લાદી (charge) દેવામાં આવે છે, કે નાના નાના પણ અત્યંત પ્રકાશમાન દીવાઓ તરીકે તે કામ કરે છે; ટુંકામાં જેમ મોજાં અવાજને સાથે લઇ જાય; તેમ પ્રકાશને પણ લઇ જાય; અને વખત એવો આવશે કે વિચારને, અરે ચેતનને પણ તે સાથે લઈ જશે.

આ બે શોધોનું દર્શન કરાવ્યા પછી અમે ચાપાણીની ગોઠવણ કરી. માણેકઠારી પૂનમને દિવસે મુખ્ય વાની તો દૂધ પુંઆની જ હોય; તે સાથે સુરતીઓને પ્રિય રાયતી ચીરી, વડોદરીયાને પ્રિય મેથીઆં, ને મુંબઈગરાને પ્રિય દુધીનાં મુઠીયાં પીરસવામાં આવ્યાં.

બીજી વાનીઓ પુંઆની શક્ય તે બનાવી હતી. તે ઉપરાંત થોડીક ઘેર બનાવેલી વાનીઓ—મીઠાઈ ને ફરસાણની હતી; અને છેવટે મારી શોધી કાઢેલી (ભાઈ નવી શોધો કરે તો હું કાંઈ પાછી પડની કરૂં?) વાનીએ નાસ્તાનો અંત આણી દીધો; તે વાની તે દૂધ-પુંઆનો આઇસ્ક્રીમ. નાસ્તો પત્યો અને સાડા અગીઆરનો ટકોરો થયો. હજી છેલ્લા પ્રયોગતે અડધા કલાકની વાર હતી. વિનોદે મને કહ્યું: 'સીતા કાંઈક ગા.' મેં લલકાર્યું:

**" વેણી ગુંથીને મહીં ફૂલ હું તો ભૂલી !**
**ભૂલ્યું ભૂલાય કેમ એમ અલબેલડી?**
**ઉગી અષાઢ કેરી વાદળી આકાશે;**
**દીઠો મહીં ભર્યો પ્રેમ અલબેલડી.**
**વાદળીમાં વીજળીની વેલડી ઝબુકે,**
**દીઠી મહીં રસ-આંખ અલબેલડો."**

પ્રસંગને રુચતું, વીજળીનું સૂચન કરતું આ ગીત સૌને ગમ્યું; તેથી મને બીજું ગાવાની વિનંતિ થઇ. મેં રાધાનું નામ પોકાર્યું. રાધાએ ના કહી, તેથી વિનોદ બોલી ઉઠયો:

" દીનેશ! જો રાધા માનતી નથી."

રાધા સામી બોલી ઉઠી:

" દીનેશ આવ્યો નથી."

" કેમ?"

" તબીયત સારી નથી."

" દીલગીર. પણ હવે તું એક ગીત ગા, એટલે મારા પ્રયોગનો સમય આવી લાગશે."

પોતાના પ્રોફેસરના આદેશને જાહેરમાં અવગણવાનું યોગ્ય ન લાગવાથી રાધાએ ધીમે ધીમે લથડતે અવાજે ગાયું:

**" પ્રભુ વ્યાપ્યો રે ઘટ ઘટમાં;**
**પણ માયા છે અંતરપટમાં—"**

આ બે લીટીઓ સ્પષ્ટ સંભળાઈ, અને પછી પ્રભુની લીલાનો પાર કોઈ પામી શકવાનું નથી, એવા ભાવની ચારેક લીટીઓ ગવાઈ ને સંગીત પૂરું થયું. અસાધારણ ઉત્સાહ પછી રાધાના આ ગીતથી જરાક નિરાશાની લાગણી છવાઈ ગઇ, શું મનુષ્ય કુદરતનો ઘુંઘટ નહીં ખોલી શકે ? વિજ્ઞાન શું તત્વજ્ઞાનને નહીં પામી શકે ?

આ નિરાશાજનક વાતાવરણ વચ્ચે વિનોદે નવી આશા પૂરી, હજી બારના ટકોરા થયા નહોતા, એટલે વિનોદે કહ્યું:

" જુઓ; સૌ કોઈ, તમારી ઉપર આકાશમાં, અંતરિક્ષમાં છે કોઈ ? હવે ત્યાં અહીંથી આકાશવાણી કરાવું છું."

એમ કહી એણે એક કળ ફેરવી ને ક્ષણમાં ઉપર નીચેથી " શુભમ્ ભવતુ, શુભમ્ ભવતુ !" સંભળાયું. પોતાના પ્રયોગનું રહસ્ય સમજાવતાં વિનોદે ખુલાસો કર્યો:

"તાર વિનાના ટેલીફોન વિષે તમે સાંભળ્યું છે: પણ તેના અવાજ ઝીલનાર યંત્રની જરુર પડે છે. પણ તમે તાર વિનાનો પ્રકાશ જોયો, તેવા પ્રકારની આ આકાશવાણી છે. હવાના દરેક અણુને ધરનાર ( Receiver ) બનાવી, તેને ગ્રામોફોન તરીકે વાપરવામાં આવે છે. જૂના વખતમાં આકાશવાણી થતી તેના જેવું આ કાંઈક છે. "

આ પ્રયોગ પત્યો ને બાર વાગ્યા. વિનોદ મોટા પ્રચંડ તારયંત્રે પહોંચ્યો; ને શનિ સાથે સંદેશા જોડવા લાગ્યો. પાંચ દશ, પંદર મિનિટ ગઈ, પણ કોણ જાણે કેમ જોડાણ થયું જ નહીં. એનું મોં ઉતરી ગયું. એ પાછો આવ્યો, ને સૌને સંબોધવા લાગ્યો:

" બાનુઓ અને ગૃહસ્થો ! માફ કરજો, મારું આ યંત્ર કામ કરતું આજે બંધ પડયું છે. મેં જે બતાવવા તમને એકઠાં કર્યાં હતાં, તે બતાવી શકતો નથી, તે માટે દિલગીર છું. "

વળી તે બોલી શકયો નહીં; તેનો ભરાઇ આવેલો ડુમો સૌ જોઇ શક્યાં. એક જણે કહ્યું:

" એમાં શું ? અમે કાંઈ આજે ઓછું શીખ્યા છીએ ? **વિનોદ** તેજ, **વિનોદ** પ્રકાશ, આકાશવાણી—અરે **વિનોદ** વાણી એ શું હેરત પમાડનાર, નવી શોધો નથી ? વળી ફરીથી **વિનોદ** સંદેશા જોઈ શકાશે."

આમ **એક્સ**—રે અને **માર્કોનિ**ગ્રામની માફક મારા ભાઇનું નામ ની શોધો સાથે જોડાયેલું જોઇ મને આનંદ થયો; પણ મારા ભાઇ હજી દિલગીર હતા. તેમને ખુશ કરવા **રાધા** બોલી:

" પ્રોફેસર, જો તમારી ઇચ્છા હોય, તો એક મિનિટ મને તમારા તારયંત્રને તપાસવા દો. "

" ખુશીથી. "

તુર્ત **રાધા** ત્યાં પહોંચી; પાછળ **વિનોદ** અને હું ગયાં. **રાધાએ** 'પાઠવનાર' કુંચી ફેરવી, અને સામાન્ય **મોર્સ** ટકોરા કર્યા. ક્ષણના સોમ ભાગમાં **શનિ**ના ઠરેલા ટકોરામાં જવાબ આવ્યો. **રાધા**ના મોં પર હાસ્ય છવાયું: તેજસ્વી મુખ એટલું પ્રફુલ્લિતબન્યું, કે ઘડીવાર હું મોહ પામી. **વિનોદ**ના આનંદનો પાર ન રહ્યો. એણે **રાધા**નો ઉપકાર માન્યો ને **શનિ**ના ટકોરાની સમજણ પાડી સૌને સંદેશા ચલાવી બતાવ્યા. એક વાગે બધું કામ પૂરૂં થયું, અને 'ઘણું જીવો **પ્રો. વિનોદ**', એવી આશીશ સાથે સૌ વિખરાયાં.

*

**વિનોદ** તેજ ને **વિનોદ** પ્રકાશ, **વિનોદ** વાણી ને વિનોદ સંદેશાની વાતો ગામમાં થવા લાગી. **એસોશીએટેડ પ્રેસ** અને **રૂટરે** વીજળી વેગે આ શોધો સારી દુનિયામાં ફેલાવી દીધી. મુબારકબાદીના અસંખ્ય તાર અને માહીતિ માટેના પત્રો દેશ પરદેશથી આવવા લાગ્યા. એ બધાના જવાબો આપવાની ખટપટમાં હું **રાધા**ની ખબર કાઢી શકી ન હોતી. કોલેજમાં વેકેશન ચાલતી હતી, એટલે તેની કાંઈ ખબર મારા ભાઈ પણ લાવતા ન હતા. એક દિવસ ફુરસદ કાઢી હું તેને ઘેર ગઈ. ઘરમાં કોઈ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહિ.

તેથી હું છેક ઉપર તેની નાની અગાશીમાં પહોંચી ગઈ. રાધાને અગાશીમાં જોઈ મેં બૂમ પાડી:

"અલી ! ખરે બપોરે અગાશીમાં શું કરે છે?"

કાંઇ જવાબ મળ્યો નહિ, તેથી હું તેની પાસે દોડી. એ એના કામમાં મશ્ગુલ હતી. એની સામે એક લાકડાનો નાનો થાંભલો હતો, તેને ટેકે 'રખવાળ' (Insulator) જેવું ઉંચે હતું, તે ઉપરથી લોઢાનો સળીયો નીચે લટકતો હતો, અને જમીન ઉપર ધાતુની તાસક હતી. કોઇ શીખાઉએ તારયંત્ર કર્યું હોય તેવું કાંઇક નજરે પડયું. જરાક દૂર ગુંચળાને (coil) શક્તિ અર્પનાર બેટરી —વીજળીની પેટી દેખાતી હતી. રાધા આ યંત્રકામને જરા સાફ કરતી હતી. મેં ફરી પૂછ્યું:

"અલી ! ખરે બપોરે અગાશીમાં શેનું તપ કરે છે?"

"અરે આકાશવાણી સંભળાશે જોજેને." એમ કહી એણે સસ્મિત મારી સામે જોયું; ને ઉમેર્યું:

"શું દુનિયામાં પ્રોફેસર વિનોદ એકલા જ શનિ સાથે વાત કરતા હશે? હુંય આકાશના તારા જોઉં છું; તું કહે તો તને બતાવું; અને શનિ તો શું પણ ગમે તે તારા સાથે તને વાત કરાવું."

હું સાંભળીને સડક થઈ ગઇ. રાધા મશ્કરી કરે છે કે સાચું કહે છે? વાત મશ્કરી જેવી છે, પણ મારી સમક્ષ વીજળીનાં પડેલાં સાધન સાચનો પ્રત્યક્ષ પુરાવો છે. આમ વિચાર કરી રહીને મેં રાધાને પૂછ્યું:

"ખરૂં કહે છે?"

"ન માનું તો આજે મધરાતે બાર વાગ્યે તું જરૂર અહીં આવજે, એટલે તને સાક્ષાત્કાર થશે."

અહીં તહીંની વાતો કરી હું ચાલી નીકળી, અને બહાનું કાઢી વિનોદની રજા લઈ રાધાને ત્યાં મધરાતે પાછી જઈ પહોંચી. બરો-

બર બાર વાગ્યે રાધાએ 'પાઠવનાર' ચાવી હલાવી, ને તુર્ત 'ધરનાર' ચાવીએ ટકોરા ઝીલ્યા. ટકોરા મેં સાંભળ્યા, ગણ્યા, ગોઠવ્યા; બરોબર એજ, શનિના ટકોરા! મોર્સ કોષના કે બીજા નહીં, પણ શનિના, એટલે રાધા જુઠી નહિ. વળી રાધાએ પહેલાં અમારે ઘેરથી તો મોર્સ કોષના ટકોરા કરેલા, ત્યારે એને આ શનિનો કોષ આવડતો નહોતો; અને હવે આવડે છે, એટલે જરુર રાધાને કંઈક ભાળ છે ખરી. હું આમ વિચારું છું એવામાં રાધાએ કહ્યું:, "શંકા ન કર, લે તું જ સાંભળ;" અને એમ કહી, હસીને મારા હાથમાં યંત્રની ચાવી મૂકી દીધી. પણ હું શું સાંભળું, મારૂં કપાળ! એમાંથી તો કોઈ પ્રેમઘેલો આશક લવતો હતોઃ 'ઓ વહાલી! અહીં આવવાનો જલદી બેત કર." શું રાધા મને બનાવતી હતી? મેં રાધાને પૂછ્યું.

'આમાંથી શું સંભળાય છે, ખબર છે? તું શું શનિ ઉપરના કોઈ પુરૂષ ઉપર મોહી પડી છું?"

ઠંડે પેટે રાધાએ જવાબ આપ્યો.

"હું નથી મોહી પડી; પણ પૂછ તારા વિદ્વાન ભાઈને, વગર જોયે, વગર દીઠે તે શનિ ઉપરની કોઈ યુવતિ સાથે પ્રેમ કરી રહ્યો છે કે નહીં."

"ઘેર જઈ પૂછીશઃ પણ અત્યારે તો તું તારા વર્તનનો ખુલાસો આપ."

"ઘેર જવાની જરૂર નથી! આ યંત્ર મારફત તું તારા ભાઈ સાથે વાત કરીશ, ને મારો ખુલાસો પણ મેળવી શકીશ, શાણી સીતા!"

"મને એમ ઘડીમાં શનિ ને ઘડીમાં પૃથ્વી સાથે સંબંધ સાંધતા આવડતું નથી, સમજી રાધા! માટે યંત્ર તું જરા ગોઠવી આપ."

"બહેન, તારા ભાઈને બધેજ સંબંધ બાંધતાં આવડે છે, તો તને આટલું નહી આવડે? જો. જો, યંત્રમાં તારાજ ભાઈ બોલે છે."

આ છેલ્લું વાક્ય સાંભળ્યું, તેટલામાં ટકોરા ફરીથી કહી રહ્યાઃ "મીઠી, હવે કેટલી વાર લાગશે ? ક્યારે આવીશ ? જવાબ કેમ દેતી નથી ?", મારાથી આ ભેદ કાંઇ સમજાયો નહીં; હું ગમગીન બની ગઈ. છેવટે મેં **રાધા**ને આજીજી કરીઃ

"મારા સમ બહેન. કહે કે આ શો ગોટાળો વળ્યો છે."

"કશો નહીં. બહેન, તને યાદ છે કે તે દિવસે મેં તને કહ્યું હતું, કે એ તારા વેદીઆ ઢોર ભાઈની શુધબુધ ઠેકાણે લાવું નહીં તો મારૂં નામ **રાધા** નહીં ?"

"હા, પછી ?"

"વળી શું ? તારા ભાઈ ઠેકાણે આવીને આ તાર મારફત બોલે છે તે તેં સાંભળ્યું."

"શું મારા ભાઈ આ બોલે છે ? અને તે તને પ્રેમવાક્યો સંભળાવે છે ?"

"ના મને નહીં, પણ **શનિ** ઉપરની કોઇ અણદીઠી ઉટંગ યુવતિને."

"પણ તેનો સંબંધ આપણી વાત જોડે શો છે ?"

"ભોળી મારી **સીતા** ! તું પણ તારા ભાઇ જેવી ગાંડી છે ? તારા ભાઈ દુનિયા પારના મુલકો જોડે વાત કરવા ચાહે છે, જાણીને મેં આ નાનું રમકડું—યંત્ર બનાવ્યું. મારી અગાશી તમારા કરતાં ઉંચી ને યંત્ર નાનું, એટલે મારા સંદેશા તમારા યંત્રને ધીમે—અતિશે ધીમે સ્પર્શે; જાણે બહુ દૂરથી આવતા હોય તેવો ભાસ ઉપજાવે. મેં **મોર્સ** નીશાનીઓ દૂર રાખી નવી સહેલી ગોઠવી; અને તેમાં તમને સપડાવ્યાં. તમારા સ્નેહસંમેલનને દિવસે મારો ભાઈ ન આવ્યો, તમારૂં યંત્ર ન ચાલ્યું, હું તેને અડી ને મેં કહ્યું કે 'એ તો હું **રાધા**', એટલે મારા ભાઈએ જવાબ આપવા માંડયો. એટલા અણસારામાં પણ તમે ન સમજ્યાં. **શનિ** ઉપરથી બોલનાર તે આ તારી વહાલી સખી. બોલ હવે શું કહે છે ?"

મારા હાંજા ગગડી ગયા, ને હું નીચે બેસી ગઈ. જરા વાર શાંત રહી હું જાણે મારી પોતાની સાથે વાત કરતી હોઉં તેમ બબડી.

"એ તો જાણે ઠીક, પણ આ વાત મારા ભાઇ સાંભળશે, ત્યારે તેમના મનની સ્થિતિ કેવી થશે ? અને વળી જાહેરમાં શો ખુલાસો કરીશું ?"

આ છેલ્લું વાક્ય ઉચ્ચારાયું, ને દીનેશ એની ખોલીમાંથી એકાએક બહાર આવ્યો, ને મને ઉદ્દેશી કહેવા લાગ્યો :

"એ ખુલાસો ખુલાસો હું કરી લેઈશ, સીતા !"

દીનેશ અને હું એકમેકને ચાહતાં હતાં. એની હાજરીથી હું જરાક સંકોચાઇ, એ જોઇ દીનેશે ઉમેર્યું :

"પૃથ્વી ઉપરનાં સ્ત્રી પુરૂષોને સમજાવતાં કેટલી વાર લાગવાની છે ?"

રાધાએ લાગ જોઈ ને મશ્કરી કરી :

"બે પ્રેમીઓ એકઠાં મળે એટલે અશકયનું શકય બનતાં વાર ન લાગે."

મેં મશ્કરીનો જવાબ આપ્યો :

"અશકયનું શકય એટલે શું પૃથ્વી અને શનિ વચ્ચેનાં લગ્ન કે ?"

બોલતાં શું બોલી, અને પછી પસ્તાઈ. પણ દીનેશ કાંઇ એ તક જવા દે એવો હતો ? એણે મારી પીઠ થાબડી. ને કહ્યું ;

"શાબાશ, સીતા ! આકાશવાણી કદી મિથ્યા થાય કે ?"

વિષય બદલાતાં મેં પૂછ્યું :

"પણ દીનેશ ! પેલો ખુલાસો કેમ કરીશું ? મારા ભાઈ હલકા ન પડે હોં."

"સીતા ! તારા ભાઇને મારાથી હલકા પડાય ? અને તારા

ભાઈ કાંઈ જેવા તેવા ન સમજીશ, ભલે આ શનિના સંદેશામાં તેમને રાધાએ હંફાવ્યા, પણ જાંબુડીઆ તેજ, તાર વિનાની રોશની, આકાશવાણી એ ત્રણ નવી શોધો કાંઇ જેવી તેવી નથી. તેમનું નામ અમર રહેશે. ”

“ ભાષણ રહેવા દે, દીનેશ ! પણ કહે જોઈએ, કે આ શનિશ્વરનું નિવારણ શી રીતે થશે ? ”

“ આપણે કહીશું કે હવે સંદેશા બંધ થઇ ગયા. શનિ ઉપરથી કોઈ વાત ન કરે, તેમાં તારા ભાઇનો વાંક ? એણે તો બધાને પ્રત્યક્ષ બતાવી દીધું; હવે એ બંધ પડી જાય તેમાં તે શું કરે ?

“ બરોબર, બરોબર ” એમ મેં કહ્યું; અને રાધાએ ટાપસી પૂરી:

“ અને જો ને સીતા ! એવા સંદેશા ફરી વાર ચલાવવામાં કાંઈ લાભ નથી.”

આ સાંભળી અમે સૌ હસી પડયાં.

*

દીનેશે આ વાત ધીમે ધીમે મારા ભાઈને કહી. પહેલાં તો તેમણે માની નહીં, પછી રાધાનું યંત્ર જોઈને તથા મારી સાથે વાત કરતાં તેમની ખાત્રી થઈ. પહેલે સપાટે તેમનો શોક ભારે લાગ્યો : પણ દીનેશે બતાવેલો ખુલાસો ધીમે ધીમે બહાર મૂકવામાં આવ્યો, તેથી ટીકા થતી અટકી ગઈ, એટલે એમના મનનું સમાધાન થઈ ગયુ. વિશેષમાં વિનોદની બીજી ત્રણ નવી શોધોનું વહેવારમાં અને હુન્નર ઉદ્યોગમાં એવું સરસ પરિણામ આવ્યું, કે જ્યાં ત્યાં હિંદીવાનની શોધક વૃત્તિની વાહવાહ થઈ રહી. દીનેશ એમ.એસ. સી. માં પાસ થયો, એટલે તે અને હું વિનોદ આગળ ગયાં, અને અમારા પ્રેમમાં એની સંમતિ માગી, એણે ખુશીથી તે આપી. જતાં જતાં દીનેશ ખચકાયો, અને પ્રોફેસર સાંભળે તેમ મને ઉદ્દેશી કહેવા લાગ્યોઃ “ સીતા, પેલી આકાશવાણીનું શું ? ” શરમાઇ હું કાંઈ બોલી નહિ, એટલે પ્રોફેસરે પૂછ્યું :

" શાની આકાશવાણી ? સીતા ! "

દીનેશે જ હસતાં કહ્યું :

" કાંઈ નહીં. એ તો એકલવાયી જીંદગીથી અને શુષ્ક વિજ્ઞાનથી સૌ કોઇ કંટાળે. "

" એટલે ? "

" ના, કાંઇ નહીં, એ તો હું સહેજ પૃથ્વી અને શનિ વચ્ચેના લગ્નની વાત કરતો હતો."

પોતાની મશ્કરી દીનેશ કરતો હોય એમ વિનોદને લાગ્યું : પણ હું દીનેશનો ભાવાર્થ અને મારી સહીઅરનું મન જાણતી હતી, એટલે મેં બોલી દીધું :

" ના એમ નહીં, પણ ભાઇ ! જો તારી ઇચ્છા હોય તો દીનેશની અને મારી અને રાધાની મરજી છે, કે તારાં લગ્ન રાધાની સાથે કરવાં."

વિનોદે વિચારમાં કાંઈ જવાબ આપ્યો નહીં, એટલે રમુજી દીનેશે ફરી કહ્યું : " આકાશવાણી મિથ્યા ન થાય " એટલે મારા ભાઇએ ઝટ સંમતિ દર્શાવી: " ભલે ત્યારે તેને ફળવા દો."

એટલામાં રાધા આવી પહોંચી. વિજ્ઞાનની મશ્કરી કરવામાં એણે મેળવેલી સફળતાથી એ અમને સૌને બહુ પ્રિય થઈ પડી હતી. એને વિનોદની સાથેનો હીસાબ ચૂકવી લેવા માટે મૂકીને અમે બંને બહાર ચાલ્યાં ગયાં.

બે દિવસ બાદ એકજ સ્થળે બે લગ્નમંડપ રચાયા : જાંબુડીઆ તેજથી રંગાયેલી તેની ભીંતો વચ્ચે, સૂર્યનાં કિરણો જેની અધરતાલ થયેલી વીજળીક રોશનીમાં, શુભમ્ ભવતુ શુભમ્ ભવતુ એવી આકાશવાણી માથા ઉપર ચાલી રહી, અને નીચે, બે ચોરીની સાખમાં પૃથ્વી અને શનિના સ્થૂળ શરીર પર બે જોડાંનાં જીવન સૂક્ષ્મ ધર્મબંધનથી સંકળાયાં.

## આપકર્મી

"હસમુખ, ઓ હસમુખ !"

દસ વાગ્યા હતા, ને હું બીજગણિતના દાખલા ગણતી હતી. છેલ્લો દાખલો માંડતી હતી, ને મારી બાએ બુમ પાડી. મેં નોટબૂક બંધ કરી, તેવામાં ફરી સંભળાયું:

"અલી ઓ હસમુખ! સાંભળતીએ નથી?" ચોપડીઓ બડાબુટ નાખી હું દોડી ગઈ. રસોડામાં જતાં વાર મારી બાએ કહ્યું:

"હવે ક્યાં સુધી વાંચીશ? બહાર દસ તો વાગી ગયા. તારા બાપુને કચેરીમાં જવું છે, તારે નિશાળે જવું છે, ને મોટા ભાઈને પેઢીએ જવું છે. ચાલ તૈયારી કર, હું રોટલી વણી રહી છું."

મારી ચોપડીઓ ત્યાંજ પડી રહી. મારો છેલ્લો હીસાબ અણ ગણ્યો–અણ લખ્યોજ રહી ગયો. અરેરે ! હિંદુ છોકરીઓને લેસન કરવામાં કેટલી બધી મુશીબત વેઠવી પડે છે–એમ મારા મનમાં સહેજ થયું. મારૂં મોં લેવાઇ ગયું. પણ કામ કર્યા વિના કાંઇ છૂટકો હતો ?

મેં પાટલા ગોઠવી ભાણાં માંડયાં: લોટા પ્યાલા મૂકયા: મીઠું, ચટણી પીરસ્યાં; અને મારા બાપા ને મોટા ભાઇને બોલાવી લાવી, એટલામાં તો મારી બાએ તમામ વસ્તુ પીરસી દીધી. અમે સૌ સાથે જમવા બેઠાં.

મારા બાપ ભણેલા ગણેલા ને સુધરેલા વિચારના હતા. તેમને મહિને સો રૂપીઆનો પગાર મળતો હતો. નોકરીઆટ વર્ગમાં અને નાતમાં આબરૂ સારી હતી. મારા મોટાભાઇ માંડ માંડ મેટ્રિક સુધી ગયા હતા. આગળ ન ભણી શકયાથી ખાનગી નોકરીમાં હતા. હું એકની એક લાડકવાયી છોકરી હોવાથી મને હજી ભણવા દેતા હતા. હાલ હું **મહારાણી** ગર્લ્સ **હાઈ સ્કૂલ**ના મેટ્રિક કલાસમાં હતી, ને મારી ઉમર પંદર વર્ષની હતી.

અમારા ઘરમાં બધાંને સાથે જમવાનો રિવાજ હતો; એટલે મારી બા પણ અમારી સાથે પાટલે બેઠી. વાતોચીતો કરતાં મારા ભણતરની વાત નીકળી. મારી બાએ પૂછ્યુ: " હસમુખ ! આજે તને આવતાં કેમ વાર લાગી, બહેન ?"

" બા, મારા દાખલા ઝટ મળ્યા નહીં, ને હજી એક બાકી રહ્યો. મને મારાં બહેન વઢશે."

" કાંઇ નહીં, તું ઝટ જમી લે, ને પછી ગણી કાઢજે: " મારા બાપે કહ્યું.

પછી વળી વાતની દિશા બદલાઈ. સગાં વહાલાં, નાત જાતની વાત થઇ. મારી બાને કાંઇક યાદ આવ્યું હોય તેમ તેણે કહ્યું:

"હસમુખ, તું નિશાળમાંથી પાંચ વાગે આવું, ત્યારથી ચુલામાં પેસજે. આજે મારે ડાહી માશીને ત્યાં છેલ્લું બેસણું છે, ત્યાં જવું પડશે, ને ત્યાં સાત આઠ વાગી જશે."

મેં નિર્દોષ પણે જવાબ આપ્યો:

"બા, આજે મારાથી પાંચ વાગે નહીં અવાય."

"કેમ "

"અમારાં લેડી સાહેબે કહ્યું છે કે આજે પાંચ વાગે સૌ. માલતી બહેન બી. એ. ગૃહવ્યવસ્થા ઉપર ભાષણ આપવાનાં છે, ને સાથે કેટલાક જાદુઈ ફાનસના દેખાવ બતાવવાના છે. એવું જોવાનું ને શીખવાનું મને મન થાય છે, ને વળી લેડી સાહેબે કહ્યું છે તેથી મારે ખાસ જવું પડશે."

સહેજ નાખુશી દર્શાવી મારી બા બોલી:

"એ ન ચાલે. તારા બાપ તને ભણાવ ભણાવ કરે છે, પણ તારે હવે ઘરનું કામ શીખવું જોઇએ."

"બા, હું કયારે કામ કરવાની ના કહું છું, જે તું આમ બોલે છે ? આ તો લેડી સાહેબની મારા ઉપર મહેરબાની છે, ને તેમણે કહ્યું છે એટલે હાજર રહેવું જોઇએ."

"ના, પણ તે નહીં બને. એવી સુધરેલીઓ શી ગૃહવ્યવસ્થા શીખવવાની છે ? ને એમ ભાષણો સાંભળ્યાથી શું ઘોળીશ ? એના કરતાં અહીં રસોડામાં રાંધ એટલે બધું આવડશે."

હું નિરૂત્તર રહી પણ મારો ભાઈ, જે અભણ રહેવાથી છેક જૂના વિચારનો હતો, તેણે હવે ટાપશી પૂરી:

"બરોબર છે, હસમુખ, આજ તારે રાંધવુંજ પડશે. નહીં ચાલે. બૈરાંને વળી ભણવાનું કેટલું ? અને વર તો અધવચથી લટકી છાપખાનામાં બીબાં ગોઠવનાર (કંપોઝિટર) તરીકે રહ્યા છે. હવે બાપુ, બહેનને ઉઠાડી લો."

ભાઈનું ભાષણ સાંભળી મારો મીજાજ ગયો. મેં રોકડું પધરાવી દીધું:

"ના, આજે ગમે તે થશે તોપણ હું રાંધીશ નહીં."

મારા બાપ, જે સામાન્યપણે શાંત સ્વભાવના ને મારા તરફ અસાધારણ પ્રીતિ ધરાવનારા હતા, તે પણ મારો ઉતાવળીઓ જવાબ સાંભળી ખમી ન રહ્યા, ને બોલ્યા:

"હસમુખ! આજે તું ભાષણમાં ન જતી, ને ઘેર આવી રાંધજે."

ચુપ રહેવાને બદલે મારાથી બોલાઈ જવાયું:

"હું ભાષણમાં તો જવાનીજ."

બળતામાં ઘી હોમતો મારો ભાઈ મારા માબાપને વધારે ઉશ્કેરવા લાગ્યો:

"જોયું, જરાકે કહ્યું માને છે? છોકરીઓને જરાક ભણાવી, લડાવી અને છૂટ આપી કે થઈ રહ્યું. કોદરાનું કરસણ ને ઉપર ભાલુડો. શો મોટો ઘમંડનો ધચરકો!"

એની આબાદ અસર થઇ. મારી બાએ નિર્ણય જાહેર કર્યો: "આજથી હસમુખને નિશાળેથી ઉઠાડી લો." મારા પિતા જરા કચવાયા, પણ એજ શબ્દો જરા નરમાશથી બોલ્યા: "હા, આજથી હસમુખને નિશાળેથી ઉઠાડી લો."

તે ક્ષણે હજારો વિચાર મારા મનમાંથી પસાર થઇ ગયા, પણ એકેને હું બહાર કાઢી શકી નહીં. મારી ઉમર માત્ર પંદર વરસની હતી. મને ડુમો ભરાઇ આવ્યો. પરંતુ અસાધારણ હિમ્મત ધારણ કરી ડચકીઆં ખાતાં ખાતાં મેં મારો નિશ્ચય જણાવ્યો:

"એ નહીં બને. હજી હું છ વરસ ભણીશ. એમ. બી. બી. એસ. થવાનો મારો ઇરાદો છે. તમારે જોઇએ તો ઘરમાંથી કાઢી મૂકો."

"જા, ત્યારે તારૂં કાળું કર. કાલ સવાર સુધી તને મુદત આપવામાં આવે છે," બા, બાપા ને ભાઇ ત્રણ જણે સાથે જજમેંટ પસાર કર્યું.

હું સ્કૂલમાં ગઈ, ને સૌ. માલતી બી. એ. નું ભાષણ સાંભળતાં સુધી રહી. ત્યાં સુધી મારા જીવને ઠીક લાગ્યું,–પણ રાતે ઘેર આવ્યા પછી મને ઘણી ફીકર થઈ. વાળુ કર્યા વગર હું સુતી ને અડધી રાત રડવામાં કાઢી. કાલે સવારે મારે આ ઘર છોડવાનું હતું. એ ભગવાન ! સહાય કરજે. પંદર વરસની નિરાધાર છોકરી. પાસે પાઇ વગર, છ વરસ સુધી ભણવા ઇચ્છે છે. મને પસ્તાવો થયો નહીં. સગાં પ્રત્યે તિરસ્કાર પણ આવ્યો નહીં, પરંતુ ભવિષ્યની ચિંતા થતી રહી. છેવટે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી મોડી રાતે ઉંઘી ગઇ.

સવાર પડી. આઠ વાગ્યા, ને ટપાલ આવી. તેમાં મારા નામનો એક કાગળ હતો, તે મારા ભાઇએ મને આપ્યો. કવચિત–મહિને બે મહિને મારી સહીઅરોના પત્ર આવતા હતા. તેવોજ આ હશે જાણી ફોડયો. પણ નીચેનો મજકુર વાંચતાં કાંઇક ઓર આનંદ મારા મનમાં વસ્યો.

ચિ. બહેન હસમુખ.

તું મેટ્રિકમાં છે. મારો વિચાર એવો છે કે અહીંની એલેકઝાન્ડરામાં તું આવીને બેસ. અહીંના સ્વતંત્ર વાતાવરણનો થોડો અનુભવ તને મળે, તો પછી ગ્રાંટ મેડિકલ કોલેજમાં તને છેક નવી દુનિયા નહીં લાગે. ગુજ-રાતી હિંદુ છોકરીઓમાંથી કોઇએ તે લાઇન લીધી નથી ને તું પહેલી એમ. બી. બી. એસ થાય એવી મારી ખાસ ઈચ્છા છે બહેન, તું વિચાર કરી જવાબ લખજે, ને તારાં બાપની સલાહ લેજે.

તારી કાકીએ તારી ખાસ ખબર પૂછી છે અત્રે સર્વ કુશળ છે.

લી૦ શુ૦

તારા કાકાની આશિષ.

આ કાગળ વાંચતાં મને જે હર્ષ થયો તે અવર્ણનીય છે. પહેલાં તો મેં ઈશ્વર પ્રાર્થના કરી. પછી અગીઆર વાગતાંની ફાસ્ટ ટ્રેનમાં

મુંબાઇ જવાનો નિશ્ચય કર્યો, અને લેડી સાહેબને મળી તેમને તમામ હકીકત કહી.. તેમણે મને થોડીક બક્ષિસ આપી. ઘેર આવી મેં મારી બાને કહ્યું :

"બા, તમારી સરત પ્રમાણે હું જઉં છું. ફીકર કરશો નહીં. હું મુંબાઇ કાકાને ઘેર જઉં છું."

બાનું મોઢું ચડેલું હતું. તેણે કાંઇ જવાબ આપ્યો નહીં, પણ મારા ભાઈનું પાકી આવેલું તેથી તે બોલ્યો : "કાકા તને સંઘરશે જ નહીં. અમે આજે ના લખીશું."

મેં કહ્યું; "ઠીક છે. પણ હાલ તો હું ત્યાં જઉં છું. મારૂં બોલ્યું ચાલ્યું માફ કરજો, બા, બાપા, મને ક્ષમા કરજો."

મને લાગ્યું કે તેમની આંખોમાં આંસુ હતાં. મેં પણ રડતાં રડતાં ઉમેર્યું :

"જઉં છું, માફ કરજો. ભાઈ, તારે કાકાને લખવું હોય તો કરારે લખજે, પણ આ કાગળ વાંચ્યા પછી લખજે, નહીં તો મૂર્ખમાં ખપીશ." એમ કહી કાકાનો કાગળ તેના ઉપર ફેંકી હું જતી હતી, એટલામાં મારી સાસુ આવ્યાં.

આવતાં વેંત તેમણે ચલાવ્યું :

"વ્હેવણ, હસમુખ હવે કાંઇ નાની નથી, પંદર સોળ વરસની થઈ છે, હવે અમે રાહ જોવા માગતા નથી. આવતે મહિને લગનગાળો છે, તેમાં તમે લગન કરો, નહીં તો અમારે વિવાહ રાખવો નથી."

મારી મા બીચારી શો જવાબ આપે ? દોઢડાહ્યા મારા ભાઇએ કાચું કાપ્યું :

"હસમુખ તો કહે છે કે હજી તેને પાંચ વરસ ભણવું છે; એટલે લગન કરવામાં શો ફાયદો ? લગન કર્યા પછી પણ તમે તેટલી રાહ જોશો ?"

"બિલકુલ નહીં."

" ત્યારે અમારો ઉપાય નથી. તમારે કરવું હોય તે કરો."

" ત્યારે વિવાહ ફોક થયેલો ગણજો, "

મારી બા ને બાપા આ સાંભળી શોકવાન થઇ ગયા, પણ છેવટે મેંજ ઘર બહાર જતાં જતાં કહ્યું :

" જેવી તમારી ઇચ્છા. "

*

અગીઆર વાગે ફ્રૉસ્ટમાં નીકળેલી હું રાતે દસ વાગે મુંબાઈ પહોંચી. મારા કાકાને તાર કરેલો, એટલે તે ગ્રાંટ રોડ લેવા આવેલા, મને કાંઇ ખાસ અડચણ નડી નહીં. એલેકઝાન્ડ્રામાં દાખલ થઇ મેટ્રિકમાં પાસ થઈ, ને મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરવા લાગી.

મારા કાકા છનુભાઈ મુંબાઇમાં પ્રખ્યાત દાક્તર હતા. તેમની પ્રતિષ્ટા જેવી તેમની આવક પણ ઘણી મોટી હતી, મહિને દહાડે દશેક હજાર હશે, તેમનો સ્વભાવ ઘણો હેતાળ હતો. મારાં કાકી પણ બહુ સ્નેહાળ હતાં. મારા કાકાનો એકનો એક પુત્ર હમણાંજ એડવોકેટ થયો હતો. ત્રણે જણ મને ઝલાં ઝલાં કરતાં હતાં, ને જરાકે ઓછું ન આવે તેની કાળજી રાખતાં. મારા કાકાને એકે છોકરી નહોતી. તેમની ખાયશ હતી, કે કોઇ પણ ગુજરાતી હિંદુ બૈરી દાક્તર થાય, ને તે મુરાદ મારાથી બર આવશે જાણી તેમને ઘણો આનંદ થયો હતો. મારા પ્રત્યે મારા માબાપે ચલાવેલી વર્તણુકથી તે ઘણા ગુસ્સે થયા હતા, પણ પોતાના મોટા ભાઇને કાંઇ કહેવું બરોબર નહીં જાણી ચુપ રહ્યા હતા.

મુંબાઈ આવે ચારેક વરસ વીતી ગયાં. મારા કાકાનો બંગલો મહાલક્ષ્મી ઉપર દરિયા કિનારે હતો. એક સાંજે બાગમાં ઝાડે લટકાવેલા હીંચકા ઉપર બેઠી બેઠી હું કાંઇક વાંચતી હતી. મારા કાકા ને ભાઇ બહારથી આવ્યા નહોતા, ને કાકી બંગલામાં હતાં. હીંચકે

હીંચતી હું બાગનું અનુપમ સૌંદર્ય નીરખી રહી હતી. મુંબાઈમાં જગાની સંકડાશ હોય છે, પણ માળીઓ એવા હોંશીઆર હોય છે, કે બેનમુન બગીચા બનાવે છે, એ કળા તો એમના બાપની. "લીલી સાડી" પાથરેલી હોય તેવી સુંદર લીલી છમ (લોનમાં) ઘાસમાં જૂદી જૂદી આકૃતિઓના કયારા પાડી અંદર રંગ બેરંગી વીલાયતી મોસમનાં ફુલના છોડ રોપેલા હતા. ઘાસની આસપાસ ફરતો ઉંચો ટેકરો હતો, તેમાં સફેદ મોતી જેવી છીપો ને શંખલાના ઘાટ પાડેલા હતા, ને તેની આજુ બાજુ બારમાશી (હમેશ લીલી ને નાની રહે તેવી વલીઓ) ઉગી રહી હતી. કોઈકિ કયારામાં 'સાઈપ્રિસ' જાતનાં ઝાડોને કાપીને ઘુમ્મટ આકાર બનાવેલા હતા, અને તેથી જરાક દૂર છાયડામાં ઉગે તેવા કીમતી ફર્નને માટે વેલા ચડાવી સમરહાઉસ (લતામંડપ જેવું) બનાવેલું હતું. એ તમામ ઉપર તરતનું પાણી સુંઢથી છાંટેલું હતું, એટલે આથમતા સૂરજના કીરણોથી એ બધી લીલોતરી "અતી હરીઆળી," અતિ સુંદર ને અતિ સુવાસિત લાગતી હતી. કળા પણ પાવરધી હોય, તો કુદરત જેટલી આકર્ષક થઈ શકે છે, તેનું ભાન મને અત્યારે થઇ રહ્યું હતું.

એ ભાનને લીધે હું બીજી રીતે બેભાન—શૂન્ય જેવી થઇ રહી. મારી પાસે કોઇ આવેલું તેનું પણ મને ભાન નહીં. મારા કાનને 'હસમુખ' એવા શબ્દ અથડાયા; પણ મેં ગણકાર્યું નહીં. ફરી કોઇ બોલ્યું: હસમુખ! ઉંઘમાંથી જાગી હોઉં એમ મેં બોલનાર તરફ જોયું. એક પળમાં મેં તેને ઓળખ્યો: ઓળખીને મારાં લુગડાં ઠીક ઠાક કરી, સંકોરી નીચું જોઇ હું બેઠી. આવનાર કોઇ જ નહીં, પણ જેની સાથે મારો પહેલાં વિવાહ થયેલો તે પુરૂષ હતો. હાલ વિવાહ રહેલો નહોતો. પરંતુ બે ત્રણ વખત તેને મેં જોયેલો એટલે સ્વાભાવિક રીતે શરમ આવે. તેણે—ધીરજલાલે મને ફરી સંબોધી: "હસમુખ! નહીં બોલો?"

મેં કહ્યું: "શું કામ છે? મારા કાકા, ભાઈ કોઈ નથી. મારી કાકી બંગલામાં છે, તેમને મળો."

• "હસમુખ, મારે તેમનું કામ નથી. મારે તારૂં–તમારૂં કામ છે. યાદ કરો કે એક વખત આપણો સંબંધ બંધાયો હતો—"

મેં તેને વચમાંજ રોકયો:

"હા, પણ હવે તેમાંનું કશું નથી. તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે."

"એટલાં નિર્દય ન થાઓ. મારી બા છેક જૂના વિચારની, એટલે તેણે આવી તમને–તમારાં માબાપને ગમે તેમ કહ્યું હશે. પરંતુ મેં કાંઇ તેમાં સંમતિ આપી છે? તમે જો ફરમાવો તો હું સુખી થાઉં. વિવાહ ઉભો રહેવા દેવા કૃપા કરશો, એટલું યાચવા હું આવ્યો છું."

"તે કેમ બને? વિવાહ તો તૂટી ગયો. વળી હજી પરીક્ષાને વાર છે."

"તમે કહો તટલી રાહ જોવાને હું તૈયાર છું."

"પરીક્ષા પછી મારે તો સ્ત્રી–દાક્તર તરીકે ધંધો ચલાવવો છે."

"તેની પણ મારે હા છે. અને ધંધો ન કરવો હોય તો તેની પણ જરૂર નથી, કેમકે હું જે છાપખાનામાં બીબાં ગોઠવનાર તરીકે દાખલ થયો હતો, તેનો હાલ વ્યવસ્થાપક છું; ને મને મહિને બે હજાર રૂપીઆનો પગાર મળે છે. માલીકને કોઇ વારસ નથી, તે ઘણું કરીને તેના પછી હું આખા છાપખાનાનો કુલ માલીક થઇશ."

"તે હશે. પણ હવે તમારી સાથે પરણવું નથી."

"હસમુખ, ત્યારે એમ કહોને કે કોઇ બીજાની સાથે લગ્ન ગોઠવવાની તજવીજ ચાલે છે."

"એમ પણ હોય. મારા પ્રોફેસર નવનીતલાલની સાથે મારો

પરિચય સારો છે. પરણીશ તો કદાચ તેમને. પણ મારો વિચાર જન્મભર કુંવારા રહી સમાજ સેવામાં જીવન ગાળવાનો છે."

"જેવી તમારી ઇચ્છા. કોઇ દિવસ પણ આ ગરીબને યાદ કરજો. તમારાં હૃદયનો એક નાનો સરખો ખૂણો મારે માટે રાખજો. હું તો જીવીશ ત્યાં સુધી તમારૂં હસતું મોં વિસરી શકીશ નહીં. હસમુખ! લો. બેસો. હું જઉં છું. તમે ના કહી તેથી મને દુઃખ થયું છે, પણ ગુસ્સો ઉપજ્યો નથી. મારાથી બનશે ત્યાં સુધી તમારૂં ભલું તાકવા પ્રયત્ન કરીશ. સાહેબજી."

"સાહેબજી."

*

હું હવે છેલ્લા વર્ષનો અભ્યાસ કરતી હતી. અભ્યાસમાં મને નવનીતલાલની મદદ સારી હતી, તો પણ હજી ઘણું કરવાનું બાકી હતું. હું એકાએક માંદી પડી. દાક્તરે સલાહ આપી કે આશાયેશ લેવો પડશે. વસાઇમાં મારા કાકાનો નાનો બંગલો હતો, ત્યાં અમે જઇને રહ્યાં. મહિનામાં મને આરામ થયો. કસરત કરવા તથા સવારની તાજી હવા મેળવવા નાના હોડકામાં બેસી વસાઇની ખાડીમાં તે જાતે હંકારવાનો મને શોખ થયો.એક દિવસે સવારમાં તેવી રીતે હું હોડીમાં બેસવા જતી હતી, ત્યાં પ્રો. નવનીતલાલ આવી પહોંચ્યા. મેં પૂછયું:

"કેમ પ્રોફેસર! અત્યારમાં?"

"તમારી તબીઅત જોવા."

"તે તો તમે સાંજે આવો છો. આજ કાંઇ અત્યારમાં."

"જુઓ, હસમુખ! મારી સલાહ છે, કે તમે આ ગાંડપણ છોડી દો."

"વળી ગાંડપણ કયું?

"આ અભ્યાસનું. તમે છેલ્લી પરીક્ષામાં મેં આપેલાં પ્રેસ–

મહેરબાનીના માર્કથી પાસ થયાં. હાલ તમારુ શરીર લથડી ગયું છે, ને આ છેલ્લી પરીક્ષા કપરી છે તમે ભાગ્યે પાસ થશો. તમારે ભણીને–દાક્તર થઇને ધંધો કરીને શું કામ છે! તમે પરણુશો તો ખરાંને? તમારો વર તમને ધંધો કરવા દેશે?

"કેમ નહીં? ધારો કે તમારે વહુ હોય, ને તે ડાક્તર હોય તો તમે શું તેને ધંધો કરવા ન દો?"

"બિલકુલ નહીં. સ્ત્રીઓને વળી પતિ, છોકરાં, રસોડું ને ઘર સંભાળવાનું. બહારનાં દર્દીઓ કરતાં ઘરનાં માણસ જાય!"

આ શબ્દો બોલતી વખતે પ્રોફેસરનાં મોં ઉપર અજબ ભાવ સ્ફુરી રહ્યા એ જોઇ મને ઘણા વિચાર આવ્યા. મને એમના શબ્દો ખુંચ્યા; અને ધીરજલાલ યાદ આવ્યા. બંનેની સરખામણી સહેજે થઇ ગઇ, કયાં તદ્દન અપ–ટુ–ડેટ પોશાકમાં સજ્જ થયેલા, સ્પ્રિંગના ચસમા અવારનવાર હાથમાં લઈ તે સાથે રમનાર, ચાવી ચાવીને બોલનાર, અડધી બોડી નાખેલી ને કાપેલી મુછવાળા પણ બેસી ગયેલા ડાચાંવાળા સીધી સોટી જેવા સુકલકડી આ પ્રોફેસર સાહેબ અને કયાં જૂની આર્યસંસ્કૃતિના નમુના રૂપ, આરોગ્યની પ્રતિમા હોય તેવા શરીરવાળા, ગંભીર જોતાંજ સ્નેહ ઉપજાવે એવી મુખાકૃતિવાળા ધીરજલાલ! પ્રોફેસર એમ. એ. બી. એસ સી. એમ. ડી. હતા. ને વીલાયતમાં શીખેલા હતા છતાં તેમના વિચાર–સ્ત્રીઓ માટેના ભાવ કેટલા બધા સાંકડા સ્વાર્થી ને એકલપેટા હતા. ને ધીરજલાલ ફક્ત ઇન્ટર સુધી ગયેલા હતા, વેપારી હતાં વીલાયત નહોતા ગયા છતાં તેમના વિચાર કેટલા બધા આગળ પહોંચેલા, સ્ત્રી જાતિ માટેના સન્માનની તેમની લાગણી વી સાચી અને કે પવિત્ર, વાત કરવાની તેમની પદ્ધતિ કેવી નિખાલસ! તેમણે મારી જોડે કેવી અદબથી વાત કરેલી; ને દરેક બાબતમાં કેવી હાએ હા

ભણેલી. 'પરણ્યા પછી પણ ધંધો સુખેથી કરજો' એવું તેમણે આનાકાની વગર કહેલું તે યાદ આવ્યું; અને સાથે મેં કેવી તોછડાઇથી તેમની સાથે વાત કરેલી તે પણ યાદ આવ્યું. મારી આંખો ભીની થઇ: ધીરજલાલને માટે મારા હૃદયનો એક ખૂણો તે પળથી મેં ખાલી કરી આપ્યો.

મારા મનની આવી ને આવી સ્થિતિમાં પ્રોફેસર સાથે હું હોડીમાં સહેલ કરી આવી. તેમણે ફક્ત એક વિષય મારા મનમાં ઠસાવ્યા કર્યો. તે એ કે હું નપાસ થાઉં, તે કરતાં અત્યારથી જ ભણવાનું છોડી દઉં એ સારૂં. તેમની ખાત્રી હતી; કે હું નપાસ થઇશ.

એ વાતને થોડા દહાડા થઈ ગયા. અમે મુંબાઇ આવ્યાં. મારૂં શરીર સારૂં થયું હતું. પણ હું કલાસથી છેક પાછળ પડી ગઇ હતી: એટલે પરીક્ષા માટેની તૈયારી નહીં જેવી થઈ. જેમ પરીક્ષા પાસે આવતી ગઇ, તેમ મને ચિંતા થવા લાગી–તેમ મને પ્રોફેસરની શીખામણ વધારે ને વધારે યાદ આવવા લાગી. પણ હવે લપડાક મારી મોં રાતું રાખ્યા વિના છૂટકો નહોતું. પરીક્ષાનું ફારમ ભર્યું.

છેવટે એ દિવસ આવી લાગ્યો; પરીક્ષાના આગલા દિવસની સાંજ. હું મારી ઓરડીમાં ચોપડીઓના ઢગ–ગડના ગડ ઉથલાપતી બેઠી હતી. ઉજાગરો કરવાનાં સાધન–કાફીની કીટલી ને સ્ટવ પાસે પડેલાં હતાં. એ વખતે મારૂં બારણું કોઇએ ઠોકયું. તે ઉઘાડતાં મારા ઘાટી રામાએ મારા હાથમાં એક મોટું પરબીડીઉં મૂકયું. તે ફોડતાં અંદરથી આ પ્રમાણે ચીટ્ઠી નીકળી:

હસમુખ ( કયું વિશેષણ લગાડવું તે ન સુઝવાથી આમ એકલું લખ્યું છે તે માફ કરશો. )—

છેલ્લો હું મળ્યો તે વખતે મેં તમને કહ્યું હતું, કે "મારાથી બનશે ત્યાં સુધી તમારૂં ભલુ તાકવા પ્રયત્ન કરીશ." આજે ભલુ કરવાનો પ્રસંગ આવ્યો છે. તમારી પરીક્ષાના પેપરો ગમે તે કારણે



ફૂલથી લચી જતાં ઝાડો નીચે, ખળખળ વહેતા પાણીની તટે કલ્લોલ કરતાં પક્ષીઓનાં ગીત સાંભળતાં, ઠંડક સુવાસ અને વેલીઓથી શૃંગારાયલા એક મોટા પથરા ઉપર પ્રેમગોષ્ઠીઓ કરતાં બેઠાં × × પાછાં ફરી અમે જોયું તો પ્રોફેસર નવનિતલાલ ! [ પાનઃ ૧૭૯ ]

આ વર્ષે મારા છાપખાનામાં છપાવવા આવ્યા છે. આવતી કાલના પેપરોનાં પ્રૂફ આ સાથે તમને મોકલ્યાં છે. રોજ રાતે પ્રૂફ મોકલતો રહીશ. આ વાત કોઇને કહેશો નહિ. મેં કદી ખોટું કામ કર્યું નથી, ને આ પહેલા ગુન્હાની પરમેશ્વર માફી આપશે; કેમકે તેથી તમારૂં ભલું કરવાની તક મળી છે. આ પત્રથી ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો. હવે તમને મટયું હશે.

લી. શુભચિંતક

**ધીરજલાલના** પ્રણામ.

"મારા મંદવાડની વાત આ મિસ્ટર કયાંથી જાણે? પણ આ કેવી ધૃષ્ટતા! મેં કોઈપણ જાતનો સંબંધ જાળવવા ના કહી છતાં પત્ર લખ્યો તે ધૃષ્ટતા નહિ તો બીજું શું? અને શું હું આમ ચોરીથી પાસ થાઉં? કદી નહિ." પહેલાં તો આવા વિચાર મને આવ્યા, પરંતુ લાલચ બુરી ચીજ છે. વાંચનાર! તેં કોઈ દિવસ પરીક્ષા આપી છે? આપી હોય તોજ તું આપનારના મનની મુઝવણ સમજી શકે. અને પ્રશ્નો હાથમાં આવ્યા પછી તે ન જોવા જેટલી સાધુવૃત્તિ—ન ચળનારૂં મુનિવરપણું કોનામાં હોય? પહેલાં મેં પ્રૂફ દૂર ફેંકેલા તે ધીમે ધીમે હાથમાં લઇ જોયા, વાંચ્યા, ચોપડીઓ સાથે મેળવ્યા. અને 'જવાબ' ફીટ કીધા, આમ ને આમ જેટલા દિવસ પરીક્ષા ચાલી તેટલા દિવસ સુધી ધંધો ચાલ્યો. કહેવાની જરૂર છે કે મેં બહુ સારા ઉત્તર આપ્યા?

*

પરિણામ જણાવવાને હજી થોડા દહાડાની વાર હતી. એટલે મને નવરાશ હતી. મારો વિચાર જરાક બહારગામ જઈ ઠામપાઠો કરવાનો થયો; મારા કાકા કાકીએ બહુ દહાડાથી પાવાગઢ જોવાનો મનસુબો કરેલો, તેથી ત્યાં જવા ઠરાવ્યું. સ્ટેશનેથીજ અમારી સાથે મેં ધીરજલાલને જોયા. હું જરા મુંઝાઈ પણ મારા ભાઈએ કહ્યું કે

એ મારા મિત્ર છે, બહેન. અમે પાંચ છ દહાડા સુરત રોકાઇ પાવાગઢ પહોંચ્યા. ત્યાં એ ત્રણ દહાડા રોકાઈ દરેક ઐતિહાસિક સ્થળ જોવાનું નક્કી કર્યું હતું, પાવાગઢમાં મનુષ્યની કળા અને કુદરતની શોભા એ બંનેનો સારો મેળ થયેલો છે. તમામ રમણીયતા અમે ધારી ધારી જોઇ. એ બધા દિવસોમાં ધીરજલાલ જોડે મને ઠીક પરિચય થયો હતો–પરાયાપણાનો ભાવ ગળી ગયો હતો; અમે જે સાંજે નીકળવાના હતા, તેની સવારમાં ધીરજલાલ અને હું એકવાર ફરી પાવાગઢ પર ચઢયાઃ વિશ્વામિત્રીનું મૂળ જોવાનો નિશ્ચય કર્યો. આગલી રાત્રે ધોધમાર વરસાદ પડેલો હતો. [illegible]નાં ઝાડ ફૂલોથી લચી જતાં તહાં. કદમનાં ફૂલ આખું વાતાવરણ સુ[illegible]સભર્યું બનાવતાં હતાં. દરેક ડુંગરની કરાડમાંથી ઝરણો નીકળતાં હતાં. દેખાવ કાંઇક સ્વાર્ગીય હતો.

એની અસર અમારા બંનેના ઉપર થઈ. ધીરજલાલને એથી ઉત્તેજન મળ્યું, ને મારૂં હૃદય દ્રવી ગયું, થોડી પળ સુધી શાંતિ વ્યાપી રહી. આખરે ધીરજલાલે વિનવ્યું.

"હસમુખ! માફ કરજો, હજી તમારો એજ વિચાર છે "

સમજી છતાં મેં પૂછયુંઃ

"કયો વિચાર?"

"ન પરણવાનો."

"ના"

"ત્યારે?"

"મારે પરણવું છે. મેં બીજા બધા વિચાર માંડી વાળ્યા છે. એકલવાયી જીંદગીથી હવે કંટાળી છું."

"પણ તમે દાક્તરનો ધંધો તો કરશો ને?"

"તે પણ હાલ કહી શકતી નથી."

"તે કરવો હોય તો કરજો. મને વાંધો નથી. પણ તમને સુખી કરવાની તક મને આપો."

" જાઓ આપી."

બોલતાં શું બોલાઈ ગયું, પણ પછી પાછી વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ. મારી સ્વતંત્રતા તે પળથી ઘટી, ને તેની જગા લાજે લીધી. કાંઇક ઓર આનંદ સાથે સ્હેજ સંકોચ ઉદ્દભવ્યો. વાતો કરતાં કરતાં અમે આગળ ચાલ્યા કરતાં હતાં. વાત ઉપરથી જણાયું કે, ધીરજલાલ કોઈ કોઈ વાર કાકા કાકીને મળતા હતા, તેમની સંમતિથી જ તેમણે મને પહેલી વાર અને આ વખત પૂછ્યું હતું. અને જાણી જોઈને તેઓ ધીરજલાલને પાવાગઢ લઈ આવેલાં. આ વખતે અમે છેક વિશ્વામિત્રીના મૂળ પાસે પહોંચ્યાં; **અને ત્યાં ફૂલથી લચી જતા ઝાડો નીચે, ખળખળ વહેતા પાણીની તેડે કલ્લોલ કરતાં પક્ષીઓનાં ગીત સાંભળતાં, ઠંડક, સુવાસ અને વેલીઓથી શૃંગારાયલા એક મોટા પથરા ઉપર પ્રેમગોષ્ટિઓ કરતાં બેઠાં. તે વખતનું ભાન રહ્યું નહિ. છેવટે કોઇના જોડાનો અવાજ સંભળાયો. પાછાં ફરી અમે જોયું, તો પ્રોફેસર નવનિતલાલ!** આ ક્યાંથી આવી ચઢયા, એનો ખુલાસો અમે તેમની પાસે માગીએ તે પહેલાં તેમણે ભાષણ ચલાવ્યું:

" હસમુખ! તમે બધાં મને કહ્યા વગર આટલે દૂર ક્યાંથી ચાલ્યાં ગયાં? બે દિવસથી તમને શોધું છું. છેવટે અહીં આવ્યો, તો તમારાં કાકી કહે એ તો ફરવા ગયાં છે. ભલી બાઈ, ફરવાનું તે આ વખતે ને આવી જગાએ હોય? મારે તમને ખુશ ખબર કહેવી છે."

મેં બે પરવાઈથી પૂછ્યું: 'શી?'

" તમે પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાઓ છો."

" તમે તો મશ્કરી કરો છો. હજી પરીણામને તો વાર છે."

" ના, સાચી વાત. મેં ખાનગી તપાસ કરી છે, ને દરેક દરેક પેપરમાં તમને 'હાઈએસ્ટ'—સૌથી વધારે માર્ક મળે છે."

ધીરજલાલ સામે જોઈ આંખમાંજ હસી મેં પ્રશ્ન કર્યો:

"પણ તમે તો એમજ માનતા હતા ને કે હું નાપાસ થઈશ."

પ્રોફેસરે શરમીંદા બની જઈ કહ્યું:

"હા. હું તમારી ખરી પરીક્ષા–કદર કરી શકયો નહિ. પણ જેવું મને માલમ પડયું કે તેવો જ હું આટલે દૂર તે ખબર આપવા દોડી આવ્યો છું."

"થેન્ક યુ"

આ ઠંડા આવકારથી તથા ધીરજલાલની હાજરીથી પ્રોફેસર કાંઈક ગભરાયલા જણાયા, તેમની અમુઝણ સમજી મેં તેમને કહ્યું:

"પ્રોફેસર! આ ધીરજલાલ, મારા પતિ. ધીરજલાલ! આ આ મારા પ્રોફેસર નવનિતલાલ. તેમને વિષે મેં તમને વાત કરી હતી. પ્રોફેસર બહુ ભલા ને માયાળુ છે, જો." પછી પ્રોફેસરને ઉદ્દેશીને મેં ઉમેર્યું:

"પ્રોફેસર, મારી પસંદગી તમને ગમી? ધીરજલાલ કેવા લાગ્યા?" પાછું હસતાં હસતાં વધાર્યું:

"જુઓને, પ્રોફેસર, હવે મારો વિચાર દાક્તરનો ધંધો કરવાનો નથી. પાસ થાઉં તોએ શું, ને નાપાસ થાઉં તોએ શું? હું તો હવે ઘરરખુ ને વરવેલી પત્ની થઈશ. મેં જગતને બતાવી આપ્યું કે; આપબળથી મોળી ગુજરાતણ પણ દાક્તર થઈ શકે છે."

આ બધી હકીકત પ્રોફેસરને રૂચી હશે કે કેમ તે હું કહી શકતી નથી, પણ મગજનું સમતોલપણું જાળવીને એ અમારી સાથે મુકામે પાછા ફર્યા.

મારા પહેલે નંબરે પાસ થયાની વાત સાંભળીને તથા મેં ધીરજલાલનો પ્રેમ સ્વીકાર્યો છે એ જાણીને મારા કાકા, કાકી અને ભાઇને બહુ આનંદ થયો. અમે સીધાં મુંબાઈ જવાનાં હતાં, છતાં વડોદરે ઉતર્યાં; ને ત્યાં મારાં બા, બાપા તથા ભાઈને મળી મારા કાકાએ સઘળી વાત કહી. તેમના આનંદનો પાર નહોતો; ખાસ કરીને

એટલા માટે કે હું વંઠી ગઈ નહોતી, અને નાતનોજ વર, તેમણે પસંદ કરેલો તેજ વર મેં કબુલ રાખ્યો હતો. અતિશય આનંદમાં માએ મને છાતી સરસી ચાંપી, ને આંસુ ભરી આંખથી મને થોડી વાર નિહાળી રહ્યા પછી બોકી લઈ છૂટી કરી. હર્ષનો ડૂમો શમ્યા પછી તે બોલીઃ

" બહેન, ગરીબ માબાપ ભાઈનો આટલો ગુન્હો માફ કરજે. તને વિતાડવામાં બાકી રાખ્યું નથી. પણ તારા કાકા કાકી ઘણાં સારાં, તે અમારે આ વારો આવ્યો. દીકરી હોય તો તારા જેવી અને ભાઇ ભાભી હોય તો તારા કાકા કાકી જેવાં હજો.—"

મારી બાને આગળ બોલતી અટકાવી મારી કાકી બોલ્યાંઃ

" આ બધું કોને કહો છો ? હસમુખ અમારી દીકરી નહિ ? તમે શું કામ ઓછું લાવો છો ? તમે કાંઇ ઓછાં એનાં ભૂંડામાં રાજી હતા ? ઈશ્વરે સૌ સારાં વાનાં કર્યાં છે. જા બહેન, તેમને પગે લાગ. "

કાકીના હુકમ પ્રમાણે હું સૌને પગે લાગી, અને મારી બાએ મને આશિર્વાદ આપ્યોઃ

" તારૂં હેવાતન કુશળ રહો. "

*

## પ્રણય—લીલા

શેઠીઆ ક્લબમાં જવાને હું નીકળતો હતો, તેવો મને તાર મળ્યો કે 'એકદમ મુંબાઇ આવો.' રસ્તામાં સ્ટેશને જઇ ગુજરાત મેલમાં મેં મારી જગા રિઝર્વ કરાવી. રાતે વાળુ કરી મારી વહુની રજા લઇ હું નીકળતો હતો, એવામાં મારી નાની દીકરી છીંકી. મારી પત્નીએ કહ્યું: "હવે જશો મા; કાલે જજો." પરંતુ તે ન ગણકારી હું સ્ટેશને ગયો. બરોબર વખતે જવાની મને ટેવ પડેલી, એટલે પાંચેક મીનીટ ગાડી ઉપડવાને વાર હતી. મારી જગા શોધી ખાનામાં પેસવા જઉં છું, તો મેં અંદર એક પુરૂષ ને એક સ્ત્રી બેઠેલાં જોયાં. ગાડી ઉપડી. એમની વર્તણુક ઉપરથી વર–વહુ હોય એમ મને લાગ્યું. પુરૂષની ઉંમર પાંત્રીસેકની, કદ બાંધી દડીનું, બેઠા ઘાટનું, ચહેરો

ને પહેરવેશ છેલબટાઉનો હતો. સ્ત્રી સહેજ નાની ઉમરની, આશરે પચીશેક વર્ષની જણાતી હતી. સ્ત્રી કુળવાન હિંદુ કુટુંબનો લાજ મલાજાનો રિવાજ પાળતી હોય, એમ એણે માથે આખું ઓઢી લીધું હતું; તો પણ છેક ભરજુવાન ફૂટડી હોય એવો ભાસ થતો હતો. લાલ કોરપાલવવાળો કાળો સાલ્લો ચોગરદમ મોં પર ફરી વળ્યો હતો, છતાં તેમાંથી હોઠ, નાક અને આંખોનું ગોરાપણું તરવરી રહેતું હતું: હોઠની લાલાશ, નાકની દાંડીનું તેજ અને આંખોનો ચળકાટ–ત્રણેનો ભેગો પ્રભાવ રૂપના અંબારના ફુવારા માફક છંટાતો હતો. એમાંથી વછૂટી મારી આંખો સાલ્લાની અંદર છુપાયલા બીજા ખૂબસુત અવયવો તરફ વળવા માંડી; એટલામાં તેનો સાથી બોલ્યો:

"શેઠજી! ક્યાં જાઓ છો?"

મેં ટુંકામાં પતાવ્યું: "મુંબાઈ" પણ એ મિસ્ટર એમ શાંત રહે તેમ નહોતા. એણે ફરી કહ્યું: "આપ મને ઓળખતા નહીં હો; પણ હું આપને ઓળખું છું. કુકલભાઈ શેઠને કોણ ન ઓળખે? પણ શેઠજી ! અમારા જેવા ઉપર તો આપની મહેરબાની જોઈએ."

મારા નામના ઉલ્લેખથી મને આશ્ચર્ય થયું, પણ એમાં રહેલા બખાણની અસર મારા ઉપર થઇ. મેં પૂછયું:

"આપ શો ધંધો કરો છો? આપનું નામ ઠામ શું?"

"મારૂં નામ હીરાલાલ. મુંબાઇમાં સ્ટોરનો મારો વેપાર ઠીક ચાલે છે. નાગદેવી સ્ટ્રીટમાં મોટી ઓફિસ છે. પણ આપ જેવાનો આશરો હોય તો વાત જુદીસ્તો."

"જોઇશું. ભાવતાલ પૂછાવીશું. કોઇ દિવસ ઓર્ડર પણ તમને આપીશું."

આ વાતચિત દરમ્યાન પેલી સ્ત્રી મારા સામું જોયા કરતી હતી; અને સાલ્લાની અંદર એનું મોં છુપાયું હતું, છતાં ચમકારા મારતી એની આંખો છાનાં કટાક્ષ મારા તરફ ફેંકતી હતી. ઘડીકમાં

શરમાતી હોય એમ છેક આધું ઓઢતી અને આંખો નીચી ઢાળતી અને ઘડીકમાં ત્રાંસુ જોઇ મને નિહાળતી. અમે ધીમે ધીમે વાતે વળગ્યા. અને કલાક ક્યાં ગયો તે જણાયો નહીં. નડીઆદ ગયા પછી અમે સુવાની તૈયારી કરી. હીરાલાલ હીંચકા ઉપર ચઢી ગયા, અને નીચેની બે બેઠકો ઉપર તેની સ્ત્રી ને હું સુતા. દીવા ઝગમગ બળતા હતા. હીરાલાલ પડયા એવા ઉંઘ્યા. તેની સ્ત્રી પણ ઉંઘણી જણાઇ. ધીમે ધીમે એના માથા ઉપરનો છેડો ખસી ગયો, અને લુગડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં. પ્રકાશમાં મને ઉંઘ ન આવી; અને એ સ્ત્રીનું ઉઘડેલી કળી જેવું ઉઘડેલું રૂપ એ પ્રકાશમાં મને ખેંચવા લાગ્યું. મારી આંખો જઈ એના ઉપર ઠરી. એ સ્વપ્નામાં હોય એમ જણાયું, કારણ કે થોડી વારમાં આછું હાસ્ય એના મોં પર ફરક્યું. એ હાસ્યનાં ચિહ્ન એની અડધી બીડેલી આંખો ઉપર એના અડધા ઉઘડેલા હોઠ ઉપર પથરાયાં. સ્વપ્નામાંથી જાણે તે જાગૃત થઈ હોય એમ સફાળી જાગી ઉઠી, અને મૃદુ હાસ્યના અમલ તળે એણે મારા તરફ જોયું. મેં નજર ફેરવી નાખી. તે જાણે કાંઈ જાણુતી ન હોય એમ પડી રહી. ન એણે લુગડાં ઠીક કર્યાં કે ન એણે લાજ કાઢી, આંખો મીંચી મછરી થઈ તે પડી રહી. પોતાનું રૂપ નિહાળવા જાણે મને સંપૂર્ણ તક આપી; અને પ્રેમના નિશાને લીધે મને એમ પણ લાગ્યું કે વચ્ચે વચ્ચે એ મને જોતી હતી. એ ખોટું પણ હોય; પરંતુ એની અસાધારણ સુંદરતાથી હું ઘવાયો.

જેમ તેમ રાત નીકળી, અને મુંબાઈ આવ્યું. હીરાલાલ નીચે ઉતર્યા અને પોતાની વહુને ઉઠાડતા હોય એમ બોલ્યા: " ગુલાબ, ગુલાબ ! ઉઠ. " ગુલાબ થોડી ઉંઘતી હતી તે બોલે ? આખરે એ ઉઠી, ગ્રાંટ રોડ આવતાં અમે છૂટા પડવાના હતાં. એટલે હીરાલાલે કહ્યું:

" શેઠજી, ચાલોને અમારે ઘેર. અમારૂં ઘર પાવન થશે. કેમ ગુલાબ ? નોતરૂં આપ ને."

હું બોલું તે પહેલાં ગુલાબે પહેલીજ વાર કોયલનો ટહુકાર કર્યો:

" શેઠજી ! અમારે ઘેર ઉતરવાનું રાખો. મારા સમ. "

કેવો મીઠો, કોમળ કંઠ ! શો અવાજ ! ધન્ય ભાગ્ય એના ધણીનાં ! વિચારમાં હું તલ્લીન થયો, ને કાંઈ પણ બોલું એ પહેલાં મારો સામાન એમના ભેગો ઉંચકાતો મેં જોયો; અને યંત્રવત્ હું એમની મોટરમાં ચાલ્યો. જેને ત્યાં ઉતરવાનો હતો, તેને હીરાલાલે સમજાવી દીધું.

*

મારે મુંબાઈ માત્ર બાર કલાક રહેવાનું હતું, ને તેજ રાતે હું પાછો ફરવાનો હતો. પરંતુ હીરાલાલ અને ગુલાબના આગ્રહને લીધે એક દિવસ વધુ રહ્યો, ને ઘેર મારી વહુને સમજાવીને તાર કરી દીધો. હીરાલાલે મારી પરોણાગત કરવામાં કાંઈ બાકી રાખી નહીં. પાણી કહેતાં દૂધ મળે, ચાકર, નોકર, મોટર તૈયાર, ખાવાનું અને સ્વાદિષ્ટ સુંદર પીણાંઓ વગેરે હાજર હોય. પરંતુ એ દરેક ચીજમાં વધારે સ્વાદ ને લહેજત તો દરેક ગોઠવણમાં ગુલાબ પોતે જે કાળજી અને દેખરેખ રાખતી હતી તેને લીધે લાગતાં હતાં. અને ગુલાબ પોતે ખડે પગે બધો સમય મારી સમક્ષ મારી સગવડ, નાના બચ્ચાંની સગવડ એની મા સાચવે એમ, સાચવવા ઉભી રહેતી. મારી જરૂરીઆત આગળથી જાણી લઇ તેના કરતાં વિશેષ આપવા મીઠા મધુરા હાસ્ય સાથે લચકાતી ચાલે તે આવી લાગતી. ચા, ભોજન, બપોરની ચા અને વાળું બધું પત્યુ; અને દીવાનખાનામાં અમે પાન-સોપારી ચાવતાં રાતે બેઠાં. હીરાલાલે ગુલાબને વિનવ્યું:

" ગુલાબ વહાલી ! શેઠ કાંઇ પરાયા માણસ નથી. કાંઇક વગાડ અને ગા. " ગુલાબ કાંઇ બોલી નહીં, પણ હીરાલાલે સારંગી આણી એની પાસે મૂકી, તે લઇ એ વગાડવા લાગી, સૂર મળ્યો કે તુર્ત એણે ગાયું:

**"જે કોઇ પ્રેમ અંશ અવતરે રે...રે—"**
**વગેરે**

દયારામનું પ્રેમની ફિલસુફીનું આ મીઠું ગીત એવા તો કોમળ અને તીણા સુરથી, અને એવા તો અપૂર્વ અને જાણી જોઈને ધારણ કરેલા હાવભાવથી ગુલાબે ગાયું, કે મારાથી બોલી જવાયું : "વાહ વાહ, વાહ," વાહ. જેમ જેમ હું પરવશ બનતો ગયો, તેમ તેમ એ એનું એ ફરી ફરીને લલકારતી ગઇઃ

**'જે કોઇ પ્રેમ અંશ અવતરે—'**

આખરે એ અટકી, ને સર્વત્ર શાંતિ પથરાઈ. સંગીતનો એ ભંગ મને ખુંચ્યો, અને મેં પોતે બીજી ચીજની માગણી કરી. હું ભાન ભૂલ્યો હતો એ એ જોઈ શકી, ને તેણે માત્ર જરાક સારંગી છેડી, ને બોલવા માંડયુંઃ

**મેંતો આવડું ન્હોતું જાણ્યું, ચિત્રલેહાએ રત્નજ આણ્યું—**
**હાં રત્નજ આપ્યું—રત્નજ લાધ્યું.**

એમ અસંબદ્ધ ગાવાનું ચાલ્યા કર્યું, ને ઘડીઆળમાં દસના ટકોરા થયા. હીરાલાલે કહ્યુંઃ "ચાલો સુઈ જઇએ."

બીજે દિવસે એવોજ પ્રોગ્રામ ચાલ્યો, ને રાતે મારે જવાનું થયું. ગુલાબે કહ્યુંઃ " શેઠજી ! હવે આવો ત્યારે આઠેક દિવસ રહેવાનું નક્કી કરીને આવજો. આમ દોડાદોડ ન ફાવે. હજી તો તમે મારૂં ગાયન પૂરૂં સાંભળ્યું પણ નથી," એમ કહી એણે મારો હાથ પકડયો અને દાબીને કહ્યું, કે " હોંકે, સાંભળ્યું. " મારા શરીરમાં ઝણઝણાટ થઇ ગયો, ને હું માત્ર બબડી શકયોઃ " વારૂ–ગુલાબ–" હું ગુલાબ બ્હેન બોલવા જતો હતો તે પૂરૂ ન બોલી શકયો. એટલામાં હીરાલાલ તૈયાર થઈ આવ્યા, ને અમે સ્ટેશને પહોંચ્યા.

*

હું અમદાવાદ પહોંચ્યો. તો પણ મારા મન ઉપર ગુલાબનો અમલ ચાલુ હતો. મારી સ્ત્રી સમજુ ઘણી ખૂબસુરત હતી, અને

એવી ખૂબસુરત વહુ મને મળી હતી, તેથી મારા ઘણા દોસ્તો મારી અદેખાઈ કરતા. પરંતુ જે હાવભાવ ને ઠઠારામઠારાનું આકર્ષણ ગુલાબમાં મેં જોયું હતું, તે રોજની આ સમજુમાં મને ન જણાયું. મારૂં મન ઉંચું ન થયું. એના ઉપર અસંતોષ છવાયો. સમજુ ચતુર અને જરેખર સમજુ હતી. પુરૂષનું મન મેલું થયું હોય, તો સ્ત્રીઓ તે કળી શકે છે. સમજુ પણ ઘણું કરીને મારૂં મન માપી શકી, કેમકે કોઈ દિવસ નહીં એવો શણગાર તે સજી આવી, અને અતિશય પ્રેમ અને લાડથી મને પ્રસન્ન કરવા તત્પર થઇ. પણ તે કશાની અસર મારા ઉપર ન થઈ. જેમ તેમ કરી ચાર પાંચ દહાડા અમદાવાદ કાઢયા, ને પાછો મુંબાઈ જવા નીકળ્યો. આ વખતે આઠ દહાડાની તૈયારી કરી.

મુંબાઈ જઇને અલબત હું હીરાલાલને ઘેર ઉતર્યો. એમનો બંગલો પેડર રોડ ઉપર હતો. ત્યાં મારી આગતાસ્વાગતા શરૂ થઈ. મોડી સાંજે કામ પરવારી હું ઘેર આવ્યો, તો પણ હીરાલાલ આવ્યા નહીં. ગુલાબે મને વાળુ કરી લેવા કહ્યું. મેં પૂછ્યું: "હીરાલાલ ક્યાં છે ?" એ હળવે રહી મારી પાસે આવી ને બોલી: " એમને તો તાર આવવાથી બહાર ગામ જવું પડયું, તે આઠેક દહાડા રોકાશે."

" ત્યારે હું બીજે જઇને રહીશ."

" ના ના, શું કામ ? હું છું ને." એમ કહી એની મદઘેરી આંખે એવી તો મોહક રીતે અને ઓશીઆળી બની એણે મારી સામે જોયું, કે હું મારી સૂચના ફરી રજુ ન કરી શક્યો. એની સખ્ત નજર ચૂકાવવા પૂછ્યું:

" પણ એવું તે શું કામ હોય, કે આઠ દહાડા રોકાવાનું થાય ?"

" અમે કાંઈ ઓછાં જ તમારા જેવાં લક્ષાધિપતિ છીએ ? આ વખતે તો આઠ દહાડા, પણ મહીં મહીં એમને મહિનાના મહિના બહાર રખડવું પડે, ને હું અહીં એકલી ઝુર્યા કરૂં. શું કરીએ ? સ્ટોરનો વેપાર ભીખનો સોદો છે; ઘેર ઘેર ટુકડા ખાવા પડે ત્યારે કમાવાય."

"પણ એમ ઘેર ઘેર કેમ રખડવું પડે ?"

"તે તો રખડવું પડેસ્તો. અમારે ઓછી કાંઈ લાગવગ છે. તમારા જેવા ચાર પાંચ મિલના માલીકની મહેરબાની શાય, તો બે પૈસા કમાવાય ને ઠરી ઠામ રહેવાય. જો તમે તમારો બધો સ્ટોર અમારી મારફત લો, તો તો મારા હીરાલાલને રખડવું ન પડે."

હું કાંઈ બોલ્યો નહીં, એટલે એણે આગળ ચલાવ્યું:

"તે કાંઈ હું આજ ને આજ અમને બધું કામ સોંપવાનું નથી કહેતી, જૂના સંબંધો એમ એકાએક ન તોડાય, પણ જો તમે ચાહો તો ધીમે ધીમે ફેરફાર કરી શકો; ને અમને આખરે તમારી બધી મિલોનું કામ સોંપી શકો."

"ધીમે ધીમે બધું થશે."

"એ ખરૂં, પણ બધી તમારી મરજીની વાત છે. આજ શરૂઆત કરો તો બે ત્રણ મહિનામાં અમે ઠીક કામ કરી શકીએ."

"વારૂ, તમારી ઇચ્છા છે, તો હું મારૂં બધું કામકાજ તમને આપીશ; હીરાલાલ આવેથી તેમને કહી દઇશ."

હું બોલવું પૂરૂં કરૂં ત્યાર પહેલાં તો ગુલાબે આવી, એના બંને હાથ મારા ગળાની આસપાસ વીંટાળી દીધા, એનું આખું વજન મારા ઉપર નાંખી દીધું, અને આંખો નચાવી મારા હોઠ ઉપર ચુમી લઈ એ બોલી ઉઠી: "હાશ, હવે કેવા વહાલા લાગો છો!"

હું ગભરાઇ ગયો: આ મુઝવણ મીઠી હતી, મને ભાવતી હતી, તો પણ વિનય ખાતર મેં કહ્યું:

"ગુલાબ! આ શું કરો છો ? તમે ને હું બંને પરણેલાં છીએ."

હસતાં હસતાં અને વધુ જોરથી બાથમાં લેઇ દબાવતાં એણે જવાબ આપ્યો:

"દુનિયા એમજ ચાલે છે."

ખરેખર દુનિયા એમ જ ચાલે છે. તે દિવસથી મારૂં પતન શરૂ થયું. આઠ દિવસ થયા તો પણ ન હીરાલાલનો પત્તો દેખાયો કે ન હું

" ગુલાબ ! રતનલાલ ક્યાં ગયા ?"

" એતો હીરાલાલને મળવા આવ્યા હતા, તે નથી તે ગયા."

મારા ક્રોધનો પાર ન રહ્યો. મેં એને સરસ્વતી સંભળાવી દીધીઃ

" જુઠ્ઠી, લુચ્ચી ! હમણાં તો અહીં એમનો સામાન પડેલો હતો–તારાજ ઓરડામાં; અને હજી હમણાં તો એ બદમાશના હાથ તારા ગળા આસપાસ વીંટળાયલા હતા–ને હવે સતી થાય છે ?"

એણે જાણ્યું, કે મને બધી ખબર પડી ચૂકી, તેથી નફટાઇથી એણે જવાબ વાળ્યો :

" હા, તે હીરાલાલ નહોતા, તેથી મારે એમની પરોણાગત કરવી પડે. પરંતુ તમે એકાએક આવ્યા તેથી એ ગયા. એક દરમાં કાંઇ બે સાપ સમાય ?"

" તે એવી પરોણાગત ? તું મને કેવી બેવફા નીવડી ? મારો કાગળ હતો, તોપણ મને લેવા ન આવી !"

" તમારો કાગળ મળ્યો નહોતો. મળ્યો હોય, તો હું રતનલાલને ઘરમાં રહેવા દઉં ? હું તમને બેવફા ? હા–હા–હા."

એમ કહી એ એવું વિકરાળ હસી કે હું ગુંચવાયો. એ ગુંચથી એ ઓર ખીલીઃ

" શેઠજી ! હું તમને બેવફા લાગી, પણ હું તો કોઇને વફાદાર ક્યાં છું ? હીરાલાલને વફાદાર નહીં, તો પછી તમને ક્યાંથી હોઉં, એનો વિચાર કર્યો ?"

" કર્યો ભાઇ કર્યો, પણ હીરાલાલ કોણ જાણે કેવો છે, તે આ રતનલાલને આવવા દે છે ?"

" એ તો દુનિયા એમજ ચાલે. એણે તમને પેંધા પાડ્યા, તો પછી રતનલાલ કેમ ન આવે ?"

મને એકાએક ભાન આવ્યું, ને મેં પૂછ્યું :

" ત્યારે શું તમે બંને બીજાઓને ફસાવવાનો ધંધો લઇ બેઠાં છો ? ખરાં ધણી ધણીઆણી ! "

જવાબમાં એણે તો ભેદ ખુલ્લો કરી દીધો :

" હું કાંઇ હીરાલાલની ધણીઆણી નથી, પણ ભાડુતી ધણીઆણી છું. "

મારા ઉપર જાણે વીજળી પડી. શું ગુલાબ વેશ્યા ! હું ગુસ્સે થયો, ને મારા મોંની લગામ છૂટી થઈ ગઇ :

" તું શું વેશ્યા છું ? તેં મારો ભવ બગાડયો ? "

" હવે શેઠજી ! જરા શાંત થાઓ, ને ચાલે છે તેમ ચાલવા દો."

" શું હું વેશ્યા–સામાન્ય વેશ્યાની સંગતમાં રહું ? "

" ત્યારે શું તમે પરણેલી સ્ત્રીનો પ્રેમ માગો છો ? કોઇ પરણેલી સ્ત્રી તમને એનું હ્રદય વેચે એ તમને ગમે ? તમે પુરૂષો કેવા છો ? દરેક જણ પારકી સ્ત્રીનો પ્રેમ ઇચ્છે, વાંછે ને ચાહે. પણ શેઠજી ! પરણેલી સ્ત્રીની પાછળ ગાંડા થનાર એ ઉલ્લુ ! એવી સ્ત્રી ને વેશ્યામાં શો ફેર તેનો વિચરા કર્યો ? '

" કર્યો હવે. એ પ્રેમ મીમાંસા હું ન સમજું. પણ હીરાલાલને આવવા દે, એણે મને આટલો બધો છેતર્યો, ને આટલે દરજ્જે હલકો પાડયો ! "

" શેઠજી ! હવે એ વાત એને ન કહેશો. એ કાંઇ મૂર્ખ નથી કે એની પત્ની તમને સોંપી દે, અને એની સાલસ, સદ્‌ગુણી પત્ની તમારા ઉપર થું કે પણ નહીં. તમારી પોતાની પત્નીનો તમે કદી વિચાર કર્યો છે ? "

" ત્યારે આ બધો પ્રયોગ હીરાલાલે મારા ઉપર શું કામ અજમાવ્યો ? "

" દુનિયા એમજ ચાલે છે. એ તો એના ધંધાનો એક ભાગ હતો. તમે તમારૂં કામ એને કાંઇ ઓછાજ એમ ને એમ સોંપવાના

હતા ? અને તમારા જેવા બીજા લાંચીઆ, હાડ ચામ લોહીના તરસ્યા બીજા પણ હોય છે, તે તમે રતનલાલને જોઈ ને જાણ્યું હશે. હીરાલાલે મને સાગ્રીત બનાવી, અને તમારા જેવા ઉલ્લુઓ પાસેથી લાખો રૂપીઆ અમે કમાયાં. લોભીઆ હોય, ત્યાં ધુતારા ભુખે ન મરે."

" પણ તમે અમને બધાને જાળમાં કેવી રીતે ફસાવો છો ? "

" જેમ તમને ફસાવ્યા તેમ ને તેમ. કોઇ સારા મળે તો તે ન ફસાય, બાકી પતંગીઆ અવશ્ય દીવામાં પડે. "

" પણ હીરાલાલ ક્યાં છે ? "

" ક્યાં હોય વળી ? મુંબાઇમાંજ છે. એ મલબાર હીલ ઉપર રહે છે, એની ધર્મપત્ની સાથે. કદીએ મુંબાઈ બહાર જતો જ નથી. જવાનું તમને વારે વારે કહ્યું એ ઢોંગ. આ બંગલો અને આ હું—એ બધું એના ધંધાનો એક ભાગ. "

" વારૂ, સમજ્યા, પણ જો મારા ઉપર કાંઇ દયા હોય, મેં કરેલા ઉપકારની કાંઈ લાગણી હોય, તો મને હીરાલાલ પાસે લઇ ગુજા, લાબ ! "

" મારાથી એના બંગલામાં—એની સ્ત્રીની હાજરીમાં પગ ન મૂકાય, પણ હું તમને ભૈયા સાથે ત્યાં મોકલું છું. પણ શેઠજી ! ડાહ્યા થઇને ચાલે છે તેમ ચાલવા દો. મારા રૂપ સૌંદર્ય સામું પણ જુઓ. "

" પૂળો મૂક તારા સૌંદર્યમાં. તમે લોકોએ મારૂં સર્વસ્વ હરણ કર્યું, અને હજી હું એમ ચાલવા દઉં ? બોલ, કેટલા રૂપીઆ તમે મારી પાસેથી મેળવ્યા ? "

" તે હું શું જાણું ? "

" કાંઈ નહીં તો પચીસેક લાખ રૂપીઆનો સ્ટોર મારી બધી મિલોએ લીધો હશે, તેમાંથી પાંચેક લાખનો તડાકો તને અને હીરા-લાલને પડયો હશે. ઓ બાપ રે. "

આ ગણત્રીથી હું ચોંકયો. મને ડુમો ભરાઇ આવ્યો. અતિશય પશ્ચાત્તાપ થયો. જે શેરહોલ્ડરોનો હું ટ્રસ્ટી છું, તેમનો વિશ્વાસભંગ મેં કર્યો. પણ મારી સમજુસાલસ, ડાહી, નાજુક અને વહાલસોઇ **સમજુ**, મને સાંભરી. કેવી નફ્ટ બેવફાઈ મેં ચલાવી ! ન ગયો હું **હી**રાલાલને બંગલે, ન ગયો હું ફેન્સી ફીટ જોવા, કે ન કરવા રહ્યો કાંઇ મિલનું કામ, પણ સીધો ગયો સ્ટેશને. ત્યાં ગુજરાત મેલના ટાઇમ સુધી બેઠો, ને ટ્રેન પ્લટફોર્મ પર આવતાંજ અંદર ચઢી ગયો.

*

અમદાવાદ સ્ટેશનેથી સીધો ઘેર ગયો. કોઇને તે દિવસે મારા પાછા આવવાની ખબર–આશા ન હોતી. આઠ સાડાઆઠ થયા હતા ઉન્હાળાના, તો પણ વહેલી ઉઠનારી મારી વહુ હજી નીચે નહોતી. સફાળો હું અમારા ઓરડામાં ગયો. ઉશીકા ઉપર ઉંધું મોં રાખી એ રડયા કરતી હતી, મેં પણ ટ્રેનમાં રડયા કર્યું હતું; છતાં **સમ**-**જુએ** આમ કેટલી રાતો રડી રડીને કાઢી હશે, એના વિચાર માત્રથી હું ત્રાસી ગયો. મેં હળવેથી **સમજુ**ને બેઠી કરી, એને વાંસે હાથ ફેરવ્યો, એની આંખો લુછી; ને એની સુઝેલી આંખો જોઈ મને પાછો ડુમો ભરાઇ આવ્યો. " પસ્તાવો છે વિપુલ ઝરણું " એમ કલાપીએ કહ્યું છે; મારો પસ્તાવો **સમજુ** જોઇ–જાણી શકી; તથાપિ મેં એની માફી માગી.

" વહાલી ! જે થનાર હતું તે થઇ ગયું. મેં મારી ભૂલ જોઈ છે. મને ક્ષમા કર.

તે કાંઈજ બોલી નહીં. પણ આટલી મોટી ઉમરે એના ઓશી-આળા ચહેરાનું તેજ ઓર વધ્યું. પ્રૌઢ ઉમરનું એનું પ્રફુલ્લ મોં પવિત્રતા અને પ્રેમના સંસ્કારને લીધે અસાધારણ–અવર્ણનીય સૌંદર્યથી ઝગઝગી ઉઠયું. એના ભવ્ય કપાળ ઉપરના વાંકડીઆ વાળના ઝુલફાને પસવારતાં મેં ફરીથી એની માફી ચાહી.

" બોલ ને વહાલી, માફ કરે છે કે નહીં ?"

ધીમો ડપકો આપતી એ બોલી:

" હિંદુ સ્ત્રી બીજું શું કરી શકે ? પુરૂષો જે કરે તે બધું સારૂં, પણ વહાલા ! હું તમારી જગાએ હોત, ને મેં એવી ભૂલ કરી હોત, અજાણતાં પણ મારૂં પતન થયું હોત, તો તમે મને ક્ષમા કરી મારો સ્વીકાર કરત ? "

" ખરૂં કહું ને, સમજુ ?"

" હા. "

" એવા પ્રસંગમાં બીજા બધા પુરૂષો માફક હું પણ વર્ત્યો હોત એટલે કે જે મોટું મન તું માગે છે, તે હું ધારણ ન કરી શકયો હોત. અને કદાચ તને હડધૂત કરી કાઢી હોત. પણ—"

" બોલો, બોલો, પણ—શું ? "

" પણ મારા આ અનુભવ પછી એવો પ્રસંગ આવે તો–આપ-વીતી અનુભવી છે માટે જરૂર તારી ગમે તેવી ભૂલ હોય, તો હું તે માફ કરી જાણું. "

" ઈશ્વર એવો પ્રસંગ ન લાવે. પણ જો એટલું ચારિત્ર્યબળ મેળવી આપવામાં તમારૂં પતન સાધનભૂત થયું હોય, તો તો ખરેખર એ પતનને પણ હું વધાવી લઉં છું. આ છ મહિનાનો અણબનાવ છતાં આપણો પ્રેમ હવે વધારે પવિત્ર અને વાસના વિનાનો આજથી થશે; અને એ દૈવી પ્રેમ આપણો ઉદ્ધાર કરશે. "

" તું ખરૂં કહે છે, વહાલી; પણ મારીનું શું ? "

જવાબમાં તે મારા ખોળામાં પડી, ને તેની આંખોમાંથી દડ દડ આંસુ ટપકી રહ્યાં. એ જોતાં જ હું પણ રડવા લાગ્યો, એમ ભેગાં આંસુ ટપકી રહ્યાં, એ જોતાંજ હું પણ રડવા લાગ્યો. એમ ભેગાં આંસુ સારી અમે ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યાં.

*

## વશીકરણ.

"ઓ બા ! બા ! ભાભી આવી:" ઉમરેઠ ગામમાં અમારા ઘરને મેડે ઓરડામાં મારી બા, હું અને મારી બ્હેન સુશીલા વાતો કરતાં હતાં, તેવામાં બારીએ બેઠેલી સુશીલાએ પોળ તરફ નજર ફેંકી કહ્યું: " બા ! ભાભી આવ્યાં. "

એ ત્રણ શબ્દે માત્ર મારા મનમાં બધી વાત તાજી કરી. અમારી નાતમાં કન્યાની અછત છે: દેખીતી અછત છે. વરકન્યાની સંખ્યા તો સરખી હશે; પરંતુ એક પ્રકારની ઘેલછાને લીધે અધીરાઈ અને પરિણામે સાંટાં, તેખડાં, ચોખડાંનો રિવાજ હોવાથી કન્યા જેને ભાગ્યશાળી કુટુંબ જણાય છે. વિવાહ થાય એટલે 'હા' કહેવીજ પડે; તેટલા માટે અમારી નાતમાં વિવાહ કરાતા તથી, પણ વિવાહ

'થાય' છે: તેમાં પુરૂષ પ્રયત્ન જેવું કાંઇ હોતું નથી. અમારૂં ઘર નાતમાં કુલીન ગણાય છે, એટલે વિવાહ થવામાં વાંધો આવતો નથી, તે ધોરણે બે મહિના અગાઉ માગું આવેલું તે મામુલી રિવાજ પ્રમાણે મારી બાએ અને બ્હેને મારા બાપાને કે મને પૂછ્યા વિના ઝીલેલું: અને ન ઝીલે તો બીજું કરે પણ શું? એક વખત 'ના' કહે—અને હું ના કહીશ એવી બીક તો તેમને હોય—પછી હમેશ માટે ઘર છંડાય. તેથી મારો વિવાહ થયો, એ મેં મોડું જાણ્યું, તે પહેલાં તો મારી બાએ નાતમાં ગોળ વહેંચી દીધો હતો, અને સાકર ને રૂપીઓ, શુકનનો, આપી દીધો હતો; એ રીતે વિવાહ ઉપર સીલ મરાઇ ચૂકી હતી. હું અઢાર વર્ષનો હતો. કૉલેજના 'પ્રિવિઅસના' વર્ગમાં હતો, અને હમણાં વેકેશન—રજાઓ હોવાથી વતન આવ્યો હતો; મને વતન આણ્યો હતો કહું તોય ખોટું નથી. વતન આવવાનું મુખ્ય કારણ મારી વહુને જમવા તેડવાની તથા મારે સાસરે મારે જમવા જવાનું એ હતું.

આજે મારી વહુને જમવા તેડી હતી. કંસાર વગેરે રસોઈ તૈયાર કરીને મારી બા પરવારી ગઇ હતી, ને અમે વહુની રાહ જોતાં બેઠાં હતાં. મારા બાપા ચૌટામાં પાન લેવા ગયા હતા, તેવામાં મારી બ્હેને 'ભાભી આવી' એવી બુમ પાડી, ને મારી બા નીચે વહુને સામી લેવા ગઇ.

નીચેથી મારી બાનો ઘાંટો સંભળાયો: "આવ વહુ! બેટા સારી તો છે ને?" અને મારા કાન ઉભા થયા, આંખો પહોળી થઇ, અને મન કુતૂહલથી જાગ્રત થયું. મારી વહુ કેવી હશે? કાળીદાસની શકું-તલા, માલવિકા ને ઉર્વશી, શેકસપીઅરની જુલિઅટ, મિરાન્ડા અને પોર્શીઆ, પ્રેમાનંદની ઓખા, સત્યભામા અને તપતી: એવા મારા વહુ વિષેના ખ્યાલ કૉલેજમાં હતાં. એ ખ્યાલી વિચારોમાં હું અત્યારે પડેલો હતો, તેવામાં આગળ મારી બા ને પાછળ તે ધબધબ

કરતાં દાદર ચઢી ઉપર આવ્યાં. કુદરતી રીતે મારાથી તેના તરફ જોવાઇ ગયું. મેં શું દીઠું ? ઘાઘરી ઓરણાં પહેરેલી તેર વર્ષની ઉમરની નીચા ઘાટની ઉઝરડા જેવી છોકરી. તેની આંખોની આસ-પાસ મેશના લપરડા હતા; વાળ ટુંકા હોવાથી કપાળ ઉપર પોથી આગળ બચકાં ચણી લીધેલાં હતાં: પોથી વચ્ચે સીંદુર ઘાલી કપાળ ઉપર લટકતી દામણી રાખેલી હતી: કાનમાં લોળીઉં, હાથે કંકણ, નાકે વાળી, ગળે કીડીઆસેર, પગે તોડીઓ, અને પગની આંગળી-ઓએ રૂપેરી મોજાં હોય તેવાં સળંગ વિંછુઆ પહેરેલાં હતા: કપા-ળમાં હીંગળોકની મોટી આડ કરી ટપકી ચોડી હતી. પુસ્તકોમાંની સુંદરીઓમાં મારૂં મન રમેલું હતું: શહેરની ઠાઠમાઠ અને ડીમાકવાળી લલનાઓ મેં દીઠેલી હતી; એટલે ગામડાની આ છોડી આવી રીતે શણગારાઇ આવે, મારી વહુ થતી આવે એ મારાથી કેમ સંખાય ? મારૂં જીવતર એળે ન જવું જોઇએ, એ મારો નિશ્ચય થયો, અને તે તુર્ત જાહેર કરી આ બધું તોસ્તાન અટકાવવાનું મેં નક્કી કર્યું, આવી છોકરી મારી વહુ ! કદી બને. હિંદુઓ જંગલી છે, ક્રૂર છે: તેમના રિવાજ ખોટા છે, નઠારા છે, અન્યાયી છે, મને ન પરવડે. દુનિયાના સુધારક પેગંબરોના નામ યાદ કરી, ભગવાન બુદ્ધ અને માર્ટિન લ્યુથરનાં દૃષ્ટાંતો મન સમક્ષ રાખીને મેં મોઢું બગાડી ભવાં ચઢાવી કહ્યું:

“બા ! મારે આ વહુ ન જોઇએ.”

મગતરાને જેમ તુચ્છકારી કાઢીએ તેમ ઠંડે પેટે બાએ જવાબ આપ્યો:

“બેસ ચીબાવલા ! તને કોણ પૂછે છે ? મારી પુમડા જેવી વહુને કેમ વગોવે છે ? વહુ કેવી છે ? ખાસી મઝાની અને બહુ રૂપાળી, ત્રણ ચોપડીઓ ભણેલી. સારા ઘરની. તેનાં માબાપ બે પૈસા ખરચી અમને લગ્ન વખતે ઓરીઓ વીતાડે તેવાં છે.”

"પણ મારે તેવો ઓરીઓ વીતાડવો નથી. મને એ ગમતી નથી.

"ચુપ, વનેરા!" મારી બાના તડાકાથી હું ચુપ થયો, પણ મારૂં મન ચુપ થયું નહીં. મારૂં મોં લેવાઇ ગયું. મારા બાપ ચૌટામાંથી પાછા આવ્યા, અને અમે જમી પરવાર્યા.

આવતી કાલે મારે સાસરે જમવા જવાનું હતું; હું જો જઉં તો રિવાજ પ્રમાણે વિવાહ પાકો થઇ જાય. મને દિલગીર દેખી સુશીલા મારી પાસે આવી, અને મારે માથે હાથ મૂકી પંપાળી બોલી: "ભાઈ, શોકવાન કેમ છે? ભાભી ખરેખર ડાહી ને રૂપાળી છે" જો. જો જે ને આપણે ઘેર આવ્યા પછી હું તેને કેવી તૈયાર કરૂં છું તે. એનો ભાઇ અમદાવાદમાં નોકર છે તેને કહીશું તો હજી ભણાવશે. અને તું પણ એને શીખવજે. તારા ઘરમાં એનું ચલણ થશે. એમ નકામો જીવ શું કામ બાળે છે? ચાલ, ઉઠ, મોઢું ધોઇ લે, અને જરા ફરવા જઇ આવ."

સાંચો કામ કરે, તેમ હું ઉઠયો, મોઢું ધોઇ બહાર ગયો. ઉમરેઠમાં સ્ટેશનની સડક વગર બીજે ક્યાં ફરવાનું હોય? હું તે તરફ ચાલ્યો, એવામાં ગાડીનો પીશવો સંભળાયો. ગાડી જોવાને માટે હું ઉતાવળો ચાલ્યો. સ્ટેશને પહોંચ્યો ને ગાડી આવી. મને વિચાર થઈ આવ્યો, કે આ ગાડીમાં મુંબાઈ જવાય; અને તેથી આગળ પણ જવાય. ટીકીટ લઈ હું ગાડીએ ચડી બેઠો. આણંદથી મેં કાગળ લખ્યો, કે મારો વિચાર પરણવાનો ન હોવાથી; અને તમે મને બળે બળે પરણાવા ઇચ્છો છો તેથી મેં મારૂં સુઝતું કર્યું છે. મુંબાઇ અને કલકત્તે ગયો. મારી શોધ મારા માબાપે કરી હશે કે કેમ, અગર ગુસ્સે થઈ 'દીકરો મરી ગયો' એમ ગણ્યું હશે કે કેમ તે હું જાણી શકયો નહીં, પેલી વહુનું શું થયું હશે, મારા સસરાએ શું ધાર્યું હશે, નાતે શું કર્યું હશે. એ પણ શું જાણી શકયો નહીં. મેં મારો અભ્યાસ ચાલુ રાખ્યો, અને કલકત્તાની યુનિવર્સિટીમાં એમ.

એ. ની પરીક્ષામાં 'અંગ્રેજી' લઈ પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યો; અને ત્યાંની રિપન કૉલેજમાં 'અંગ્રેજી' નો પ્રોફેસર નીમાયો.

*

એવામાં અમદાવાદની ગુજરાત કૉલેજમાં અંગ્રેજીની ખુરશી ખાલી પડી, ને મેં તે જગા માટે અરજી કરી. મારી નીમણુક થતાં દશ વર્ષના ગાળા પછી હું ગુજરાતમાં પાછો આવ્યો. મારી શીખવવાની ધાટી બધા શિષ્યોને ગમતી, અને તેથી છેક દૂરથી આકર્ષાઇ તેઓ આવતા. ગુજરાત કૉલેજમાં હું આવ્યો તે પછીના વર્ષમાં પ્રિવિઅસ કલાસમાં આઠ દસ છોકરીઓ સાથે દાખલ થઈ. એ ટોળીમાં તમામ કોમની બાળાઓ હતી; હિંદુ, પારસી, મુસલમાન અને ખ્રીસ્તી. તે બધી ચાલાક, હોંશીઆર, સુશિક્ષિત અને આગળ પડતી હતી. આવી અક્કલવાળી શિષ્યાઓને શીખવવાનું મળવાથી હું ઘણો ખુશી થયો, અને મારો ઉમંગ વધતાં મારાં ભાષણો વધારે આકર્ષક બન્યાં, અને વધારે શિષ્યો કૉલેજમાં દાખલ થયા. પ્રિવિઅસના વર્ગમાં ચાર શિષ્યો મને બહુ પ્રિય હતા; શોરીન અને તેનો ભાઇ જાલ, વિજયા અને તેનો ભાઈ બચુ. ચારે જણ હંમેશાં આપેલા પાઠ ફીટ કરી લાવતાં, પૂછેલા પ્રશ્નોના યોગ્ય ઉત્તર આપતાં, અદબસર વાત કરતાં અને તમામ રીતે ઉંચું ચારિત્ર્ય દાખવતાં.

એક દિવસ બપોરના આશાએશના ( રિસેસના ) વખતે શીરીન અને જાલ મારી પાસે આવ્યાં અને બોલ્યાં: "અમારા બાવા તમને મળવા માગે છે, ઓ મોટરમાં રહ્યા." હું પેસ્તનજી પાસે ગયો. અને તેમણે મને નોતર્યો: "પ્રોફેસર, માફ કરજો. મારે પગે ગાઉટ છે, તેથી તમુને મોટર વેર બોલાવવા પડયા. કાલે શોરીનની વરસગાંઠની પાર્ટી છે, કાર્ડ તમુને મળશે, પણ રૂબરૂ ઇજન કરૂં છું. જરૂર જરૂર પધારજોજી."

"થેન્કયુ સર, ઘણી ખુશીથી આવીશ."

"સાહેબજી" અને મોટર ચાલી ગઇ. બીજે દિવસે પાર્ટીમાં પેસ્તનજીએ મને બહુ માન આપ્યું, ઘણા મોટા લોક સાથે મારૂં ઓળખાણ કરાવ્યું, ને મારી ઘણી તારીફ કરી. છેક છેવટે એક જુવાન હિંદુ ગૃહસ્થનો હાથ ખેંચી તેને તેઓ મારી પાસે લાવ્યા અને બોલ્યા: "પ્રોફેસર નવલકીશોર, આ મારા મિત્ર જુગલભાઇ, અહીંના પ્રખ્યાત શેઠ શાંતિલાલના સેક્રેટરી, અને મારી શીરીનની સહીઅર વિજયાના ભાઇ."

આ નવા ઓળખાણથી પ્રસન્ન થઈ મેં કહ્યું:

"જુગલભાઈને નામથી તો હું ઓળખું છું; આજ તમને જોયા. જુગલભાઈ મારૂં ઘર એકાદ વખત પાવન કરજો."

"થેન્ક યુ."

વાતચીત કરી ફળાહાર લઈ અમે સૌ શીરીનને મુબારકબાદી આપી છૂટાં પડયાં.

*

ભદ્રમાંના મારા ભાડાના ઘરમાં ટર્મિનલ ( છ માસિક ) પરીક્ષાંના પેપરો (ઉત્તર–પત્રો) તપાસતો બેઠો હતો, ને ભટે ચાનો પ્યાલો લાવી ટેબલ ઉપર મૂકયો. તેવામાં જુગલભાઈ આવી ચડયા. બીજો ચાનો પ્યાલો મંગાવી હું તેમની સાથે વાતે વળગ્યો, તેમની વાતનો સાર એ હતો કે મેં તેમને મારે ઘેર આવવા કહેલું તેથી તે આવ્યા હતા. "વળતી મુલાકાત સવડે હું આપીશ, તમારૂં ઘર કયાં છે," એમ મેં તેમને પૂછયું, તેનો જવાબ તેમણે આપ્યો:

"આજેજ કોલેજમાંથી સીદ્ધા આવજો. મારૂં ઘર સાબરમતી ઉપર છે, એલિસ પૂલથી જતાં ડાબે હાથ–સત્યાગ્રહ આશ્રમ તરફ જતાં–પૂલ પાસેના બંગલાઓ મૂકીને. આજે જરૂર બપોર પછી આવજો. વાળુ ત્યાંજ કરજો. મારે મિલમાં રજા છે. બોલો શું કહો છો?"

આમ સત્તાથી ઉચ્ચારાયલા નોતરાને હું પાછું ન ઠેલી શક્યો, અને પરિણામમાં તે દિવસે સાડાત્રણ વાગે કોલેજના અવરો (ઠરાવેલા કલાકો) પૂરા કરી **સાબરમતીને** રસ્તે હું પરવર્યો. નગરશેઠનો, ને બીજાં બંગલાઓ છોડી થોડે દૂર ગયો, એટલે ડાબે હાથ સડકથી દૂર મેં નાની બંગલી દીઠી. બંગલી જેવી નાની હતી તેવી શોભાયમાન હતી. તેની આસપાસ કમ્પાઉન્ડ–ચોગાન હતું, તેમાં નાની નાની પગથીઓ અને કયારા કરેલા હતા. દરવાજે **જુગલભાઇના** નામનું પાટીઉં વાંચી હું અંદર પેઠો, તેવાજ એક ગૃહસ્થ અંદરથી નીકળી બહાર ઉભેલી મોટરમાં બેસી ચાલતા થયા. તેમને જોઇ મને આશ્ચર્ય થયું. હું અંદર ગયો તો સામે નીચો લત્તામંડપ હતો. વેલીઓ મોગરો, વેલીઓ ગુલાબ, મધુમાલતી, સતાવળી અને આશુની ચઢાવી એ લત્તાગૃહ બનાવ્યું હતું. અને વચ્ચોવચ્ચ બોરસલીનું ઝાડ વાવેલું, તેના થડે નાનો હીંચકો બાંધેલો જણાતો હતો. હું અંદર પેઠો તો હજારો અત્તરોનો સુવાસ જાણે એકઠો ન થયો હોય તેટલી ખુશબો, અને જાણે રેફ્રિજ્યેટિંગ ચેમ્બર (બરફ જેવી ઠંડક ઉપજાવવા બાંધેલી ઓરડી ) ન હોય તેટલી ટાઢક મને લાગી. સામેના હીંચકા ઉપર **વિજયા** અને **બચુ** બેસી વાતો કરતા હતા. ‘ જુગલભાઇ કયાં છે ’ એવા પ્રશ્નના ઉત્તરમાં તેઓ મને બંગલીની પાછલી ઓસરી તરફ લઇ ગયા. સુંદર છોડવા માટે કરેલા સુંદર આકૃતિઓવાળા કયારાની આસપાસ વીંટાતા સુંદર રેતી પાથરી બનાપેલા પગરસ્તા ઉપર થઇ અમે **જુગલભાઈ** પાસે ગયા. ત્યાંથી વાંકીચુંકી **સાબરમતી છેક** પાસે અડાળાને ઘસાઇને વહેતી હતી. એ જળ–શોભા વળી બહુ આલ્હાદ આપતી. મને જુગલભાઇએ વિવેકભર્યો આવકાર આપ્યો. ખુરશી ઉપર બેસતાં મેં પૂછ્યું :

“ હમણાં મોટરમાં કોણ ગયું ? ” મારી જિજ્ઞાસા તૃપ્ત કરનારો ઉત્તર મળ્યો : “ એજ મારા શેઠ **શાંતિલાલ** ” “ **શાંતિલાલ**

હમણાં રાંધ્યા છે ?" મારાથી સ્વાભાવિક રીતે પૂછાઈ ગયું : પણ એ સવાલના જવાબે મને ઠંડો કરી દીધો ; "તેથીસ્તો તે અહિં આવે છે." વિષય બદલવા જુગલભાઇએ ઉમેર્યું : "તે પણ વાળુ કરવા ને તમારૂં ઓળખાણ વધારવા રહેવાના હતા પણ ઘેર કોઇ છોકરૂં માંદુ થઇ ગયું એવી ખબર મળવાથી તેમને જવું પડયું.

કલાકેક અમે ચાર જણે ગપ્પાં માર્યાં. પછી વિજયાએ મને કહ્યું: "પ્રોફેસર સાહેબ, તમે ને જુગલભાઈ કલાક નદી ઉપર ફરી આવો એટલે રસોઇ તૈયાર થશે." અમે બંગલીના બાગમાં આંટા મારી નદી ઉપર થોડુંક જઈ આવ્યા ત્યાં તો ચાકર પાટલા માંડતો હતો, ને વિજયા થાળીઓ પીરસતી હતી. રસોઇયો જણાયો નહિ, ને વિજયા તો ઠેઠ સુધી અમારી સાથે બેસી રહી હતી, તો રસોઈ કોણે કરી હશે, એ ભરમ ખુલ્લો કરાવવા મેં પૂછ્યું: 'વિજયા! તમે તો હમણાં સુધી વાતો કરતાં હતાં, રસોઇ કલાકમાં કેવી રીતે તૈયાર થઇ ?"

વિજયાએ શાંતિથી, પણ કાંઇક ગર્વ ભર્યા વિવેકથી ઉત્તર વાળ્યો :

"રસોઇની કળાને મેં એવી રીતે સાધી છે કે સામાન્ય વાનીઓ કલાકમાં હું રાંધી શકું. તમે ભાણા ઉપર બેસો, અને પછી કહેજો કે ખરાબ રંધાયું છે કે સારૂં.

હાથ પગ ધોઇ અમે પાટલા ઉપર બેઠા, બબે પાટલા ગોઠવેલા હતા, ને ટાટમાં ખાવાના પદાર્થ મૂકેલા હતા. એ મૂકવામાંય ચતુરાઇ સ્પષ્ટ દીસતી, ખાવાનું ફક્ત તદ્દન સાદું : દાળ, કઢી, ભાત, બે શાક અને રોટલી. પણ એ ચીજો મેં અહીં ખાધી તેવી કોઇ ઠેકાણે મારા જન્મારામાં ખાધી નથી. આપણા લોકો કાં તો રોટલીમાં બહુ મોણ નાખી દે છે, કાંતો તાણી તૂટે નહિ તેવી બનાવી દે છે. આ

ફુલકા તો માખણ જેવા સુંવાળા, મોમાં મૂકતાં મોર મોર થઈ જાય. એવા, છતાં મોણ વિનાના હતા. કેટલાક લોક શાકમાં નર્યું તેલ નાખે છે, તો કેટલાક તેને બાળી દે છે; કેટલાક વળી બીલકુલ મશાલો નથી નાખતા, તો કેટલાક નર્યો મશાલો પધરાવી દે છે. વિજયાના શાકમાં માફકસર તેલ, ને માફકસર મસાલો હતો; પરંતુ તેની ખરી ખરી ખૂબી વઘાર કરવામાં ને જરૂર પૂરતી આંચ આપવામાં રહેલી હતી. તેની સરેહ અને મીઠાશ અમૃત સમાન હતી, ભાત કોઈ ચડાવી દે છે તો કોઈ કાચો રાખે છે, એટલે તો શીરા જેવો ઢીલો કે ખીલા જેવો છુટો બને છે. આજનો ભાત ચડીને દાણે દાણો છુટો પડે એવો રંધાયો હતો. કઢી પોંચો કરડી કરડી ખાઈએ એવી સ્વાદિષ્ટ હતી; અને ચટણી રાયતાં પણ સાદી રીતે બનાવેલાં હતાં, છતાં મનગમતાં થઇ પડયાં.

ધીમે ધીમે વિજયા પીરસતી ગઈ. અને અમે ખાતા ગયા. સાદી વાનીઓમાં આવો સ્વાદ–આવી લહેજત રહેલી છે, તે મેં આજે જાણ્યું. જેવી વિજયાની રસોઇ હતી તેવી તેની પીરસવાની કળા હતી. વિજયાના દરેક કાર્યમાં, ક્રિયામાં સંપૂર્ણતાની કળા હતી. વિચારે પ્રેરાઇ મેં તેના તરફ જોયું. તેનાં રેશમી સોળું અને ચોળી બહુ સાદાં હતાં; તથાપિ અત્યારે તેમાં–સાદાઈમાં તે બહુ આકર્ષક દેખાતી હતી. તેના ચલનવલનમાં, હાવભાવમાં, બોલવામાં, પીરસવામાં, મૃદુ હાસ્યમાં–સર્વ કાર્યમાં અપૂર્વ સાદાઈ, નાજુકાઈ અને સંસ્કારિતા પરિસીમાએ પહોંચેલી જણાતી. તે પળથી હું વિજયાને વખાંણવા લાગ્યો. હિંદુ બૈરાંમાં પણ સંસ્કારિતા છે એવું ભાન થતાં મારૂં દેશાભિમાન જાગ્રત થયું. પણ બીજી જ પળે શાંતિલાલ અહીં આવે છે એ વિચાર આવતાં કયાં શાંતિલાલ ને કયાં વિજયા એવી સરખામણી સહેજ મનમાં થઇ ગઈ. હું દિલગીર થયો, કાંઇક અદેખો થયો.

શિષ્ટાચાર વાપરવા માટે મેં વિજયાને કહ્યું: " વિજયા ! વખાણ

કરવા માટે નહીં, પણ હું ખરેખર કહું છે કે આવી સ્વાદિષ્ટ રસોઈ મેં કદી ખાધી નથી. એક કલાકમાં રાંધેલું કેવું ગો-બાફણું હશે એ વિચારે હું પાટલા ઉપર બેઠો, પણ જમ્યા પછીથી કહી શકું છું, કે જાણે સાક્ષાત અન્નપૂર્ણા દેવીએ વાનીઓ ન બનાવી હોય ! તમે જેમ સારૂં ભણી જાણો છો, તેમ સારૂં ઘર-કામ કરી જાણો છો, એ જાણીને હું તમારા શિક્ષક તરીકે મગરૂર છું."

શરમથી નીચું જોઈ વિજયા ગણગણી: "તમે મારાં હદથી જાદે વખાણ કરો છો. પણ શિષ્યનું કાર્ય પ્રોફેસર વખાણે તેથી કયા શિષ્યને આનંદ ન થાય?"

બચુએ ઉમેર્યું: "એમજ કહેને કે તમે કહો છો તે સાચું છે. પક્કી છોકરી ! સર્ટિફિકેટ મેળવતાં ને તેનો અંગીકાર કરતાં તને સરસ આવડે છે."

આ સાંભળી અમે સૌ હસી પડયાં. જમી પરવારી પાન સોપારી લઇ હું મારે ઘેર વિદાય થયો.

*

વાળુવાળી સાંજ પછી મારો પરિચય જુગલભાઈ સાથે વધતો ગયો. તે મારે ઘેર ને હું તેમને ઘેર જતો. એકાદ બે વાર શેઠ શાંતિલાલનો જુગલભાઇને ઘેર મને ભેટો થયેલો. શાંતિલાલને મેં વિજયા તરફ પક્ષપાતથી-સ્નેહની મીઠી નજરથી જોતાં દીઠેલા પણ પારકી વાતમાં માથું કેમ મરાય? અને શાંતિલાલની પ્રતિષ્ઠા અમદાવાદમાં બહુ ઉંચી હતી. આપ-બળે ગરીબીમાંથી વધી તે પાંચ મિલના એજંટ થયા હતા; છતાં રતિ પૂર અભિમાન કે ગર્વ તેમને નહોતો; એથી ઉલટું હમેશાં તે પૈસાને ધિક્કારતા અને ગરીબોના સહવાસમાં રહેતા. તેમની ગાડીઓ, મોટરો જે કોઈ માગે તેને મળતાં; ફુલણજી થવાને માટે નહીં, પણ કેવળ બંધુ ભાવથી પ્રેરાઈ તે આવું આચરણ રાખતા. તેમની સમક્ષ વાત કરનારને કદી એમ

ન લાગે, કે તે મોટા મિલ એજંટ કે લક્ષાધિપતિ શેઠીઆ જોડે વાત કરે છે. વળી તે કાંઇ બોથડ નહોતા. કોલેજમાં ઈન્ટર સુધી ભણેલા હતા, ને વર્તમાનપત્રો વાંચવાનો શોખ ધરાવતા હોવાથી દરેક બાબતની તાજી ને સંપૂર્ણ માહિતી ધરાવતા. આવા ઉંચા ચારિત્ર્યને લીધે દરેકનું તે દિલ જીતી લેતા, અને એમના પ્રભાવમાં હું પણ થોડો ઘણો તણાયો.

એક દિવસે સાંજના પાંચ વાગે અમે જુગલભાઇની બંગલીમાં એકઠા થઇ ગયા. ચાલુ પ્રવૃત્તિ વિષે વાતચીત કરતાં અમે સ્વદેશી હીલચાલ ઉપર ઉતરી પડયા, અનાયાસે મારાથી મિલોવાળા સામે બોલાઈ ગયું:

" મિલોવાળા લોભી છે, દેશદ્રોહી છેઃ સ્વદેશી હીલચાલને લીધે જ તેઓ આટલો નફો કરે છે, છતાં તે હીલચાલને બિલકુલ મદદ કરતા નથી. "

બચાવ કરનાર વકીલ બોલે તેમ નહીં, પણ ચુકાદો આપનાર ન્યાયાધીશ બોલે તેવી રીતે અસામાન્ય ધૈર્ય અને તટસ્થ શાંતિથી શેઠે ઉચ્ચાર્યું:

" પ્રોફેસર સાહેબ ! તમે કહો છો તે કાંઇ છેક ખોટું નથી. મિલોવાળાએ સ્વદેશી હીલચાલને મદદ કરવી જ જોઈએ; તેમાંજ તેમનું કલ્યાણ રહેલું છે. એ હીલચાલથી મિલોને ફાયદો છે કે નુકશાન એ પ્રશ્નનો વિચાર શું કામ કરવો જોઇએ ? જેથી સમસ્ત દેશને લાભ થાય તેમાંજ મિલો વાળાનું અંતિમ શ્રેય રહેલું છે; એ સ્પષ્ટ સત્ય છે. આપણા દેશનો કાપડનો ઉદ્યોગ નાશ પામ્યો હતો. ત્યારે પ્રતિકૂળ સંજોગો અને લેંકેશાયરની વિરૂદ્ધતા છતાં તેને ફરી સજીવન કરી થોડું ઘણું નાણું પરદેશ જતું મિલોએ અત્યાર લગી અટકાવ્યું, ને એ રીતે દેશ સેવા કીધી. હવે બીજી રીતે કાપડ ઉત્પન્ન થઇ શકે તો મિલોની

કાંઇ જ જરૂર નથી. કારખાનાં કરતાં ઘરના ઉદ્યોગ વધારે ચહાવા લાયક છે, પણ પ્રભુના રાજ્યમાં દરેકને માટે યોગ્ય સ્થળ અને સમય છે તે ભૂલવું જોઇતું નથી. દેશના હિતની આડે આવવાનો મિલોવાળાને કાંઈ હક્ક નથી."

અર્થ શાસ્ત્ર અને તર્ક શાસ્ત્રના ભેગા ખેલથી ઉચ્ચારાયલા આ ભાષણથી હું મહાત થયો; અને બે ક્ષણ અગાઉ મેં જે સખ્ત શબ્દો વાપર્યા હતા તેના નિવારણ રૂપ અને શેઠના વાક્ચાતુર્યના વખાણમાં મારે બોલવું પડયું: " માફ કરજો શેઠજી, હું કાંઇ બધા જ મિલોવાળા માટે બોલ્યો નહોતો. " ઠંડે પેટે શેઠે કહ્યું: " તમે એવો સામાન્ય સિદ્ધાંત બાંધો એટલા છોકરવાદ છો, એમ માનવાની હું મૂર્ખાઇ કેમ કરૂં ? " આમ શેઠને બનાવવા જતાં હું બન્યો.

થોડી વાર પછી શેઠ ચાલતા થયા; વિજયા અને બચુ ફરવા ગયાં; અને હું ને જુગલભાઈ એકલા પડયા. મારૂં મન શેઠ અને તેમના વર્તનમાં પરોવાઇ રહેલું હતું, એટલે મેં જુગલભાઇને કહ્યું:

" આ શેઠ કાંઈ અજબ મૂર્તિ છે. તમે શું ધારો છો ? લોકો ધારે છે એટલા એ સ્વદેશપ્રેમી, અનાથમિત્ર અને નિખાલસ હશે ? "

" હું તો તેમનો સેક્રેટરી છું, એટલે તમે મારૂં કહ્યું માનશો ? "

" શા માટે નહીં. "

" લો, ત્યારે કહું છું. મેં કદી એવા સુંદર અને ઉંચા ચારિત્ર્ય વાળા ધનવાન ગૃહસ્થ જોયા નથી. "

" હં, હશે, પણ ત્યારે એ અહીં કેમ બહુ આવે છે ? અને વિજયા તરફ કેમ—" એટલું અડધું પૂછી હું ખંચાઇ ગયો, પણ— જુગલભાઇ સમજી ગયા, ને બોલ્યા:

" બરોબર છે. તેમનું પહેલું લગ્ન બચપણમાં થયેલું. શેઠાણી કાળા, રોંચા, અરસિક અને અભણ હતાં. બધાંનો ચાલે છે તેમ

તેમનો ઘરસંસાર નભેલો, પણ હવે નાની વયમાં રાંડયા, ને ફરી પરણુવાનો તથા નવેસર સંસાર–સુખ માણુવાનો, સોસાઇટીમાં ફરવાનો ને જાહેર જીવન ગાળવાનો પ્રસંગ આવ્યો છે, તો તેનો લાભ લેવા ઇચ્છા છે. તેમને વિજયા બહુ ગમી છે, ને તેના હાથની માગણી કરી ચૂકયા છે."

"મેં આતુરથી જાણવા માગ્યું: "તમે શું કહ્યું ?"

"શું કહે વળી ? વિજયા હા કહે તો મારી હા, એટલું જ. માત્ર વિજયાને મળી તેનું મન મનાવવાની પરવાનગી અને સવડ આપી છે. વિજયાનું મન માને એટલી વાર."

"પણ વિજયા શું કહે છે ?"

"હમણાં તો હા કહેતી નથી."

"કેમ ? સંપત્તિ, સામાન્ય રૂપ, વિદ્યા, બધું છે, ને ના કેમ કહે છે ?"

"કોણ જાણે ?"

"પણ તે ના કહે છે તેથી તમને નુકશાન નહીં થાય ?"

"શેઠજી એવા નથી. ના કહ્યાથી જેમ મને નુકશાન નથી, તેમ તેના હા કહેવાથી મને ફાયદો નથી."

હું આગળ પૂછવા જતો હતો, એટલામાં વિજયા ને બચુ પાછાં આવ્યાં.

મેં વિજયા સામું જોયું. બહાર ફરવાથી થયેલા શ્રમની લાલી તેના મોં ઉપર ચડી આવી. એકવીસ બાવીસ વર્ષની ઉમર થઇ હતી, છતાં જાણે સોળ વર્ષની હોય તેવી તાજી જુવાનીનું લોહી તેની નસોમાં ફરતું હતું. રૂપ કાંઈ રંગમાં રહેલું નથી. ભર જુવાની, અવયવોનું સુપ્રમાણુ, સંપૂર્ણ આરોગ્ય, વિદ્યા તથા ગુણુના સંસ્કારની છાપ, અને પહેરવા ઓઢવાની ઢબછબઃ એટલું જ જો હોય તો માણુસ પોતાના

રૂપનો પ્રભાવ—રત્નની પ્રભા માફક—ચોગરદમ ફેલાવી શકે. અત્યારે વિજયામાં તે સર્વ હતું, અને વિશેષમાં કોઇ અજબ તરેહનું શાંત, ગંભીર, પણ મૃદુ હાસ્ય તેના નાજુક પણ નિશ્ચય દર્શક હોઠ ઉપર હમેશાં રમતું જણાતું હતું. એ રૂપરાશિ અને એ હાસ્યથી હવે હું ગુરૂ શિષ્યનો સંબંધ ભૂલ્યોઃ એ ક્ષણથી મેં વિકારમય, પણ પવિત્ર પ્રેમમય દૃષ્ટિથી વિજયાને નિહાળવી શરૂ કરી. ચોર ચોરી કરે ત્યારે સ્વાભાવિક રીતે ડરે છે, તેમ મને તેજ ક્ષણે લાગ્યું, કે જુગલભાઇ અને વિજયા મારા સામું જોઇ રહ્યાં છે.

*

શીરીનની સાલગરેહ ઉજવાયલી, એટલે વિજયાની વર્ષગાંઠ ઉજવવાનું જુગલભાઇએ નક્કી કર્યું; એ દિવસને યોગ્ય તૈયારી કરવાનું શેઠને અને મારે માથે હતું. એથી મારો શેઠ સાથે અને વિજયા સાથે પણ પરિચય વધાતો ગયો મને. લાગ્યું, કે વિજયા શેઠને ચહાતી નથી, અને શેઠ તેને અત્યંત ચાહે છે.

વર્ષગાંઠનો દિવસ આવી પહોંચ્યો. આમંત્રેલા મહેમાનો થોડા અને ગાઢા સંબંધવાળા હતા, એટલે ખાસ અંતરાય વિના વાતચીત રમત ગમત, સંગીત વગેરે થઇ શક્યું. છેક મોડી સાંજે સાબરમતીની સળીઆમણી રેતીમાં, ને પૂનમની ખુશનુમા ચાદનીમાં ટેબલો ઉપર રકાબીઓ ગોઠવી દીધી હતી. નાસ્તો પણ પત્યોઃ સઘળું ફતેહમંદ રીતે પાર પડ્યુંઃ અને વીખરાયાં. છેક છેલ્લે શેઠ શાંતિલાલ ને હું રહ્યા. મેં જવાની રજા માગી. શાંતિલાલે કહ્યુંઃ "પ્રોફેસર, ચાલો આજ હું તમને મૂકી જઉં. શાહીબાગ જતાં ભદ્ર વચ્ચે આવે છે. તમે રોજ મને ઉડાવો છો. મારી મોટરમાં બેસતાં આભારનો પોટલો તમારા ઉપર નહી ચડે, અને ચડે તો પરીક્ષામાં મારાં છોકરાંઓને બે ચાર વધારે માર્ક આપી આભારનો ભાર હળવો કરજો." મારાથી

ના કહેવાઈ નહી, અને મુગો હું તેમની સાથે મોટરમાં બેઠો. "શોફર, મોટર જરા સત્યાગ્રહ આશ્રમ તરફ લે ને" એવો હુકમ આપી શેઠે, મને કહ્યું: "માફ કરજો, વિલંબ થાય તો, પણ મારે તમારી સાથે વાત કરવી છે, તેથી જરા ફેરમાં મોટર લેવડાવવી છે."

"બોલો શો હુકમ ?"

"જરા શાંતિથી સાંભળજો. તમને મેં જોયા ત્યારથી તમારામાં મને વિશ્વાસ ઉત્પન્ન થયો છે; અને ભાઈ તરીકે હું તમને અંગત વાત કરૂં છું. હું રાંડયો છું. મારૂં પહેલું લગ્ન દુ:ખી હતું. જેમ બધા હિંદુઓમાં થાય છે, તેમ મારો વિવાહ, લગ્ન બધું મને પૂછ્યા વિના થઇ ગયું" ( અહીં મને મારા ઢીંગલી-વિવાહની સ્મૃતિ થઇ આવી ) "મારી સ્વર્ગવાસી સ્ત્રીને અન્યાય કરવાનો મારો ઇરાદો નથી, પણ હવે મારે ખરૂં સંસાર સુખ માણવું છે. કોઈ શિક્ષિત કન્યાનો હાથ ઝાલી સમાજમાં મારી પ્રતિષ્ઠા છે, તેને યોગ્ય દંપતી જીવન ગાળવું છે. વિજયાને હું ચાહું છું; સર્વ રીતે તે મારે યોગ્ય છે. હું તેને યોગ્ય છું, એમ કહેવાની ધૃષ્ટતા નહીં કરૂં, પણ છેક નાખી દેવા જેવો હું નથી. તે પણ એમ કહેતી નથી. તેનો ભાઈ વિજયાની મરજીને આધીન છે, ને હું વિજયાનો પડયો બોલ ઉઠાવવા રાજી છું. પરંતુ વિજયા મને સ્વીકારતી નથી. તમે તેના ગુરૂ છો, તમારે માટે તેને પૂજયભાવ છે, તમે કહેશો તો એ જરૂર માનશે, માટે કૃપા કરી-મારા ઉપર દયા લાવી વિજયાને સમજાવો, તે મને સ્વીકારે એવું કરો. હું તમને બદલો તો શું આપું, પણ તમારો ઉપકાર કદી નહીં ભૂલું."

શેઠ બોલી રહી મારા મોં સામું જોઇ રહ્યા: ઠીક હતું કે મોટરમાં અંધારૂં હતું, એટલે મોં ઉપરના વિકાર કળી શકાય એમ નહોતું. બાકી તેમના લાંબા રોદણાથી મારો જીવ કપાઇ ગયો હતો. જેને હું ચહાતો હતો, તેને શેઠ ચહાતા હતા, એ તો જાણે ઠીક,

પણ તેના પ્રેમની યાચના મારે પોતાને માટે નહીં, પરંતુ શેઠને માટે મારે કરવાની, એવી માગણી શેઠે રજુ કરી. શો જવાબ હું આપું ? વિચાર વમળમાં ગોથાં ખાતો હતો, એવામાં શેઠે ફરી જાણવા માગ્યું: "કેમ વિષ્ટિ કરશો કે નહીં ?"

મને શેઠની દયા આવી; શિષ્યા સાથે ગુરૂ પ્રેમમાં પડે એ પાપરૂપ લાગ્યું. અને તુર્ત મેં તેમનું સાંત્વન કર્યું:

"હા. હું વિજયાને સમજાવીશ."

"હાશ ! પણ જેમ બને તેમ જલદી."

"ઠીક, કાલે,"

એટલામાં તો મોટર આશ્રમથી પાછી ફરી ભદ્રમાં પેઠી ને મારૂં ઘર આવ્યું. અમે છૂટા પડયા.

*

બીજે દિવસે કોલેજનું કામ પૂરૂં થતાં મેં વિજયાને બોલાવી કહ્યું:" ચાલો વિજયા ! મારે તમારી સાથે જરા જરૂરની વાત કરવી છે, તે આપણે સાથે ચાલતાં કોલેજમાંથી તમારે ઘેર જઇએ." રસ્તામાં મેં વાત છેડી:

"જુઓ, વિજયા તમે હિંદુ છો, ને તમારી ઉમર હવે એકવીસ બાવીસ વર્ષની હશે. ગુરૂ તરીકે હું સલાહ આપું છું કે તમારે લગ્ન કરવું જોઇએ."

હમેશની વિનયી વિજયા છેડાઈ પડી: "મારી ખાનગી બાબતમાં મારે તમારી સલાહ જોઇતી નથી." હવે શું કરવું ? મુગે મોઢે મેં ચાલવા માંડયું, મને ખોટું લાગ્યું છે એ ચેતી જઈ વિજયાએ જરા મીઠાશથી કહ્યું: "પ્રોફેસર ! માઠું ન લગાડશો, પણ યોગ્ય વર મળ્યા વગર કાંઇ લગ્ન થાય ?"

"હં, હવે ઠેકાણે આવ્યાં. લો, હું લાયક વર બતાવું. કહો, બતાવું કે નહીં?"

"હા, કહો."

"શેઠ શાંતિલાલ—"

મને અધવચથી અટકાવી વિજયા ફફડી:

"મશ્કરી કરો છો?"

"ના, ના. સંપૂર્ણ ગંભીરતાથી વિચાર કરીને મેં નામ સૂચવ્યું છે."

"તમને દુનિયાનું કાંઈ ભાન નથી. છોકરાં ભણાવી જાણો! શાંતિલાલ સંપૂર્ણ રીતે મારે લાયક વર! શી સરસ નવી શોધ! હા, હા, હા." કહી વિજયા ખડખડાટ હસી પડી.

"શાંતિલાલમાં શી ખામી છે તે બતાવશો? રૂપ, ગુણ, સંપત્તિ, ચારિત્ર્ય, રસિકતા અને વિદ્યા, બધું છે. શું નથી?"

"ઉમરનું શું?"

"ઉમર કાંઈ વધારે નથી. મારા કરતાં ચાર પાંચ વર્ષ લઘુ થયા હશે. બીચારાની મને બહુ દયા આવે છે. એણે કશું સંસાર સુખ–ઘરની મોજમઝા જાણી નથી. એને સમાજમાં ફરી લહાવો લેવો છે. તે માટે કોડવાળી પત્ની જોઇએ છીએ. તમારા તમામ કોડ એ પૂરા કરશે; અને તમે તેને સુખી કરી આશીર્વાદ મેળવશો."

"પ્રોફેસર! મારે એક બહેનપણી છે. તે બીચારી તેર વર્ષે પરણી હતી. ભણેલી ગણેલી રૂપાળી છે."

"તેનું શું કામ છે આપણે?"

"હું કહું છું તે સાંભળો. તેર વર્ષે તેને કાળા, જાડા, ઘરડા ઘુવડ સાથે પરણાવી હતી, ને તે હાલ વીશ વર્ષે રાંડી છે. એક છોકરાની મા છે પણ તેને સંસારસુખ કશું દીઠું નથી. તેનો વિચાર

છે કે કોઈ રસિક, ચતુર, રૂપાળો પંથ વર મળે તો ફરી લગ્ન કરી સુખી થવું. એ તમને ચાહતી હોય તો તમે તેનું જીવન અજવાળશો? કેમ બોલતા નથી?"

"આ કેવો અજબ પ્રશ્ન!"

"તમે પુરૂષો સ્ત્રીઓને સુખ સગવડનું સાધન ગણો છો, તો સ્ત્રીઓ પુરૂષોને કેવા ગણે? જો આ વિધવાને તમારો હાથ મેળવવાનો અધિકાર હોય—તમે તે અધિકાર સ્વીકારતા હો—તો શાંતિલાલને મારા હાથની માગણી કરવાનો અધિકાર પહોંચે ખરો."

"વિજયા, વિજયા, તમે શાંતિલાલને બહુ અન્યાય કરો છો."

"નહીં, નહીં, શાંતિલાલ માટે મારો ઘણો ઉંચો અભિપ્રાય છે. તેમના જેવું ચારિત્ર્ય થોડા જ ધનવાન ગૃહસ્થનું હોય છે. પણ વ્યક્તિ તરીકે ને પતિ તરીકે ગણના કરવી એ બેમાં ફરક છે. મારે તો યોગ્ય પંથ વર જોઇએ. તમે તમારા જીવને પૂછો. તમે ખરા દિલથી માનો છો, કે શાંતિલાલને પરણ્યાથી મારો અંતરાત્મા હમેશ પ્રસન્ન રહેશે?"

હું કશો ઉત્તર આપી શક્યો નહીં, અને ગલ્લાં તલ્લાં કરવા જતો હતો, તેવામાં વિજયાએ ચલાવ્યું:

"બરોબર છે, તમે એમ માની શકોજ નહીં. મારા જેવી સ્ત્રી શાંતિલાલને પરણીને સુખી થઇ શકે. મારૂં જીવન અને તેમનું જીવન એ બે વચ્ચે આસ્માન જમીનનું અંતર છે. મારે તો તમારા જેવો પંથવર હોવો જોઇએ."

આટલું બોલી વિજયા શરમની મારી ચુપ રહી. મને પણ આ સાંભળી કુમારિકા જેટલી શરમ લાગી. શું બોલવું તેના વિચારમાં કાંઇ સુઝ ન પડી, તેથી જ્યાં ત્યાં હું લવ્યો:

"વિજયા, આ શું બોલો છો?"

"હું ભાનમાં છું. તમે મને ચાહો છો એ હું જોઈ શકું છું. તમે મને જરૂરની વાત કરવા બોલાવી, ત્યારે મેં ધાર્યું હતું, કે તમે મારા પ્રેમની માગણી કરશો. પણ તમે તો બીજાને માટે પ્રેમની ભિક્ષા માગી. તમારા અંતરને પૂછો. તમે મને ચાહો છો કે નહીં? બોલો. એમ બીજાને માટે તમારા પ્રેમની આહુતિ આપવી ઘટે નહીં."

"વિજયા જે શકય નથી, તે વાત શું કામ કરવી?"

"શું શક્ય નથી, પ્રોફેસર! તમે ઉંઘો છો કે જાગો છો? બોલો શું શકય નથી, કેમ શક્ય નથી?"

"આપણો પ્રેમ."

"એમ તમારા દિલને છેતરાશે નહીં કે ઠગાશે નહીં. શાંતિલાલને બાજુએ રહેવા દો. તમે મને પરણવાની સલાહ આપતા હતા, તે હું તમને આપું છું. બોલો શું કહો છો?"

"વિજયા, મશ્કરી ન કરો. શાંતિલાલે મને કામ સોંપ્યું છે તે મારે કરવું જોઇએ?"

અને તે કરવા માટે મોટો યજ્ઞ કરવો, તેમાં મને આખી હોમી દેવી, કેમ? અને વિશેષમાં તમારો પ્રેમ હોમી દેવો? એ ન્યાય છે? તમે મને ચાહતા હો તો હા કહો, નહીં તો ના કહો. ઠગો નહીં. બોલો."

"ખરી વાત, વિજયા હું તમને ચાહું છું."

"ત્યારે હવે મુદ્દા ઉપર આવો. હું પરણવાની તમારી સલાહ માન્ય રાખું છું. તમે મારી સલાહ માન્ય રાખો છો?"

"પણ શાંતિલાલ મને કેવો અધમ–નીચ કહે. જુગલભાઇ મને કેવો વિશ્વાસઘાતી ગણે!"

"તેનું તમારે કામ છે? હું શાંતિલાલનું મન મનાવી લાવું છું. ને મારા ભાઇએ તો લગ્નની બાબતમાં મને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી છે; પછી કાંઇ?"

"તે તમે જાણો."

"પણ હજી તમે નિશ્ચય ઉપર આવતા નથી. બોલો, હા કે ના ? બોલો."

આમ ધમકાવી મારી પાસે વિજયાએ હા કહેવડાવી. શેઠનું કામ કરવા જતાં હું ફસાયો. સત્યભામાને જીતવા ઇચ્છનાર કૃષ્ણ ભગવાન સત્યભામાને વશ થયા હતા, તો મારી શી ગણતરી ? હું વેચાઇ ગયો.

*

થોડા દિવસ બાદ અમારાં લગ્ન થયાં. તે વખતે પુષ્કળ ભેટો આવી, તેમાં શાંતિલાલની ભેટ સૌથી વધારે સુંદર, કીમતી અને કળાના નમુના રૂપ હતી. શાંતિલાલે વિશેષમાં પોતાનો શાહીબાગનો બંગલો મહિના માટે વગર માગે અને અતિ આગ્રહથી મને અને વિજયાને સોંપ્યો હતો. શાંતિલાલ ગુસ્સે થવાને બદલે આમ મારા ઉપર કેમ વર્ષ્યા હતા તેનું કારણ મેં વિજયાને પૂછયું. લગ્નની પહેલી રાતે આ પ્રશ્ન પૂછવો એવું વિધિએ નિર્માણ કર્યું હશે.

વિજયા બોલીઃ "વહાલા ! તમે નળાખ્યાન વાંચ્યું છે? બાહુક ને દમયંતિનો પ્રસંગ ઓળખ્યો છે ? પારખું જોવા દમયંતિએ તેને સમીપ બોલાવી શું કહ્યું હતું તે સાંભળોઃ

**"અમુને રહેવું ઘટે, બાંધી અંતર પટે;**
**બોલું કેમ પ્રગટે, બોલવું નિર્મળ પટે.**
**પુરૂષ છેડાયો હઠે, ચાલે પોતાની ચટે;**
**હીંડે નારીને નટે, લાજે નહીં રાજવટે.**

× × ×

**મૂકે વિજોગનાં ભાલા, કેમ સહી શકે બાળા ?**

× × ×

કો એમ મૂકે વિસારી, દોહેલે પામી નારી ?

× × ×

જાણિયે મળિયે વહેલાં, દેખીને થઇએ ઘેલાં.
નારી ન પ્રીછે પહેલાં, પુરુષનાં મન મેલાં."
—પ્રેમાનંદ કૃત નળાખ્યાન.

અધીરો થઇ હું વચ્ચેજ બબડયો :

"હા, હા, વાંચ્યું છે. અને જાણું છું, પણ તેનું આજ શું છે ? પહેલીજ રાતે એવા દુઃખદ પ્રસંગો સાહિત્યમાંથી શું કામ સંભારે છે ?"

"કેમ તમે હમણાં શાંતિલાલના સમાધાનની વાત કરતા હતા, ને."

"પણ તેને અને બાહુકને શું લાગે વળગે છે."

"ઘણુંય,"

"વહાલી, કહે શું ?

"જુઓ દમયંતિ અને બાહુક એકમેકને બરોબર ઓળખતાં નથી. દમયંતિને પોતાનો વર પાછો મેળવવો છે. આજે દમયંતિ કોણ ?"

"તું"

"ને બાહુક ?"

"કોણ જાણે; શાંતિલાલ ?"

"કેમ બિચારા શાંતિલાલ હવે બાહુક થયા ? અઠવાડીઆ ઉપર તો તેમની વકીલાત કરતા હતા, ત્યારે સકલગુણસંપન્ન હતા !"

"ત્યારે કોણુ બાહુક ?"

"તમે, વહાલા."

"હું ?"

"હા, તમે જ."

"એટલે ?"

"એટલે એ કે હું જ તમારી વિવાહિત વહુ."

" તેની કોણ ના કહે છે ? "

' તમે નથી સમજ્યા, તમે ઉમરેઠમાં જેનો તિરસ્કાર કર્યો હતો, તેજ હું."

" ખોટી વાત. ક્યાં તે ને ક્યાં તું ! અને વળી તે કોલેજમાં આવે એ બનેજ નહીં."

" તમે મારો તિરસ્કાર કર્યો, તેથી મને નાની ઉમરમાં ઘણું લાગી આવ્યું. મેં તમને વશ કરવાનો નિશ્ચય કર્યો. મારાં માબાપ તે નિશ્ચયની વિરૂદ્ધ થયાં, પણ મારો ભાઇ, જે તે વખતે પણ અમદાવાદમાં નોકર હતો, તેણે સંમતિ આપી. ને મને અમદાવાદ લઈ આવ્યો. મેં ભણતર આગળ ચલાવ્યું. તમે કલકતે પ્રોફેસર નીમાયા તે વાત અહીં આવી, તે પછીને વર્ષે હું મેટ્રિકમાં પાસ થઈ. હું કલકત્તાની કોલેજમાં દાખલ થવા આવવાની હતી. તેવામાં તમે અહીં નોકરી લીધી. પછીની વાત તમે જાણો છો. ન માનતા હો તો પૂછો જુગલભાઇને. તમારા સમ, હું સાચું કહું છું. "

આ સાંભળી હું તો આભો થઈ ગયો. જૂની વાત તાજી થઇ. ઉમરેઠનું ઘર, એ આખો બનાવ, બધું નજર સમક્ષ તરી આવ્યું. બા સાંભરી, બાપ સાંભર્યા, બહેન યાદ આવી. મેં પોક મૂકી રડવા માંડયું. મારૂં સાંત્વન કરતી બરડો ઓરસતી વિજયા બોલી:

" એમ ન રડો, નાથ ! "

" પણ મારી બા, બાપ બહેનને હમણાં જ તાર કરી બોલાવ, વિજયા. "

" તમારાં માતપિતા તો તમારા ચાલી ગયા પછી નાતજાતના મહેણા ટાણાને લીધે તથા પુત્ર વિયોગથી દુઃખમાં ઝુરી ઝુરીને તુર્ત સ્વર્ગવાસી થયાં. "

આ સાંભળી હું મારી જાતને ધિક્કારવા લાગ્યો. અને વધારે રડવું આવ્યું. વિજયાએ શાંતિ લાવવા કહ્યું:

" સુશીલા બહેન જીવે છે. આપણે તેમને તાર કરી બોલાવીએ છીએ."

એ વિચારે મને કાંઈક ટાઢક વળી. બીજે દિવસે સાંજે સુશીલા આવી. તેને મેં કહ્યું: " બહેન ! મેં માતાપિતાનું ખૂન કર્યું છે. હું શું મોઢું લઇ જીવું ? "

" ભાઈ, એમ ઓછું ન લાવીશ. થનાર હતું તે થયું. પણ એટલું તો ખરૂં કે તેં વગર સમજમાં ઉછાંછળું પગલું ભરી દીધું. "

વિજયા આ સાંખી ન રહી અને બોલી:

" મોટી, બહેન, એમ કેમ ? "

" ત્યારે આખરે તો એ તમને જ પરણ્યો, તો પહેલેથી નાહક તોફાન શું કરવા કર્યું ? ઘરડીઆ કાંઈ ગાંડા હશે ? "

એ પ્રશ્નમાં સમાયલું સનાતન અસત્ય વિજયાને ન રૂચ્યું, તેથી તેણે કહ્યું:

" મોટી બહેન, તે દિવસની વિજયા અને આજની વિજયા સરખી છે ? તે દિવસે તમારા ભાઇનું કૃત્ય મને નહોતું રૂચ્યું; પરંતુ આજે મને લાગે છે, કે તેમણે જે બંડ ઉઠાવ્યું હતું, તે સકારણ હતું, તે વખતની હું તેમને લાયક નહોતી. વર કે વહુને પૂછ્યા વિના એકમેકને નાની ઉમરમાં પરણાવી દેવા એનું નામ લગ્ન નહીં પણ દલાલી. માબાપ પોતે પણ દલાલ હોવાનું કબુલ કરે છે, છતાં કોઈ સુધરતાં નથી. "

વિજયા બોલી રહી એવામાં શાંતિલાલ અને જુગલભાઈ ખંડમાં દાખલ થયા. સુશીલાને વિજયા ઉપર હેતનો ઉમળકો આવેલો તે દાબી શકી નહીં, તેથી તે બોલી:

" જો ભાઈ, મેં તને ઉમરેઠમાં નહોતું કહ્યું કે તારા ઘરમાં એનું ચલણ થશે ? તમારા લગ્નમાં ફેરા તમે ફર્યા નહીં હો, તોપણ

એટલે પહેલી બેસી ગયા વિના પણ ભાભીનું ચલણ શરૂ થઈ ગયું છે. ”

હસતાં હસતાં મેં કબુલ કર્યું:

“ હા બહેન હા. ”

પછી શાંતિલાલ શેઠ તરફ ફરી મેં ઉમેર્યું:

“ શાંતિલાલભાઈ, તમે મારે માટે જે મોટો સ્વાર્થ ત્યાગ કર્યો છે, તેનો બદલો તો આ ભવમાં હું વાળી શકું તેમ નથી. ”

શાંતિલાલે એનો અસ્વીકાર કરતાં ડોકું ધુણાવી જવાબ આપ્યો:

“ ઉપકાર માનો વિજયા બહેનનો, કે તમે કરેલી ગંભીર ભૂલ સુધારી શક્યા. જ્યાં સુધી હિંદુઓમાં વિજયા જેવી દેવીઓ છે, ત્યાં સુધી તે પ્રજા જીવતી છે. ”

એ કબુલ કરતાં હું બોલ્યો:

“ હા એય ખરૂં. શેકસપીઅરે કર્કશાનું વશીકરણ નામે નાટક લખ્યું છે, પણ વિજયાએ તો કર્કશ વરને વશ કરવાનું જાદુ આપણને સાક્ષાત કરી બતાવ્યું છે. ”

એ સાંભળી સૌ. હસી પડયાં; અને એનું એજ મૃદુ, આછું છતાં વિજયી હાસ્ય મારી વિજયાના કોમળ, સુરેખ અને રાતા હોઠ ઉપર રમી રહ્યું.

*

## કહ્યાગરો

"તમારી કાકીના વીલ વિષે વાત કરવી છે, માટે તુર્ત આવો."

મુંબાઈ. સી. હીરાલાલ અને કુંપની.

"મંછામા ગઈ કાલે ગુજરી ગયાંઃ જલદી આવી બંગલો સંભાળો."

દેવલાલી ગજરા.

સવારમાં હું નાસ્તો કરતો હતો, ત્યાં આ બે તાર આવ્યા. નાસ્તો નાસ્તાને ઠેકાણે રહ્યો. પહેલો તાર મારી કાકીના સોલિસિટરોનો હતો મારા કાકા સર કીશોરલાલ મર્ચંટ વારસ વિના ગુજરી ગયેલા, અને

પોતાની પાછળની તમામ મિલ્કત પોતાની વિધવા–લેડી મંછાને વીલથી આપી ગયેલા, મુંબાઈ, દેવલાલી, માથેરાન, પૂના અને મહાબલેશ્વરમાં તેમના ઘણા બંગલા હતા; ઉપરાંત લાખોની દોલત હતી. મારા પિતા ઘણા ગરીબ હતા, અને વડોદરામાં સરકારી નિશાળના મહેતાજી થઇ ગુજરી ગયેલા. નિર્ધન અવસ્થામાં ઉછરીને કાકા પાસે મુંબાઈ રહી હું ભણેલો. સ્વાભાવિક રીતે કાકીનો વારસ હું ગણાતો, અને કાકીની ઇચ્છા પણ ખરી; પરંતુ મારો સ્વતંત્ર મીજાજ તેમને પસંદ ન પડ્યો. બાવીસેક વર્ષની ઉમર મારી થવા આવેલી, છતાં મંછામાએ નાતમાંથી પસંદ કરેલી બધી કન્યાઓને મેં નાપસંદ કરી હતી. કોઈ બહુ મોટી, તો કોઇ બહુ નાની; કોઇ બહુ પૈસાદારની છોકરી, તો કોઈ ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે તેવા બાપની દીકરી. કોઈ હદથી જાદે રૂપાળી, તો કોઈ કદ્રુપી; કોઇ વધારે ભણેલી, તો કોઈ અભણ; એમ એક પછી એક મંછામાએ દર્શાવેલી કન્યા મેં નપાસ કરી, અને અત્યારે વાંઢો રહેવા પામ્યો. છેવટે તેમની માંદગીમાં હું લઢીને તેમની પાસેથી નીકળી આવ્યો હતો; અને મારૂં મોં ન જોવાનો એમણે એમનો ઠરાવ જાહેર કર્યો હતો. એમનું વીલ એટલે તેમાંથી હું બાતલ હોઇશ, એવો વિચાર પહેલા તારથી મને આવ્યો.

ને પેલો બીજો તાર? એ મંછામાની બહેનની દીકરી ગજરી તરફનો હતો. જેમ હું નિર્ધન તેમ ગજરી પણ અતિશય ગરીબ ઘરમાં જન્મ પામી હતી. મંછામાની બહેન પરસન ચરોતરના કોઇ ગામડામાં પરણી નાની ઉમરે દેવલોક પામી હતી. મંછામાની છેલ્લી ઘડીએ ચાકરી કરવા આ ગજરી અને તેનો બાપ, જેઓ કોઇ કોઇ વાર મુંબાઇ અને બીજે સર કીશોરલાલને ઘેર આવતા જતા ને રહેતા હતા, તે બંને બોલાવ્યાથી આવ્યાં હતાં, અને કદાચ હવે આ

ગજરી મંછામાની વારસ વીલની રૂઈએ ઠરે તો ઠરે મારે શું ? પરંતુ આ ગામડીઅણ ગજરીએ તારમાં દાખવેલું સૌજન્ય હું ન સમજી શકયો: એના તારને મશ્કરી જ ગણી હું એના ઉપર ચીડાયો. આ રૂપ વિનાની સાદી છોકરીનો હાથ એક વખત મને આપવાની મંછામાએ મશ્કરીમાં કે ગંભીરપણે માગણી કરેલી, પણ એવી ગામડીઅણનો મેં તિરસ્કાર કરી કાઢેલો. કૂળ હલકું એટલે એ પણ અરાઢ વર્ષે હજી કુંવારી રહેલી. "હવે કદાચ મંછામા વીલમાં વરસી પડયાં હોય ને ગજરી વારસ થાય, તો એને ધણી મળે ખરો ! હા હા "—હું હસ્યો.

આમ વિચારમાં ને વિચારમાં ટાવરમાં અગીઆર વાગ્યા. રાતે ફાસ્ટમાં મારે અવશ્ય નીકળવું જોઈએ, એટલા માટે મેં તૈયારી કરવા માંડી. ભાઈબંધ દોસ્તદારોને મળી આવ્યો, કપડાં લતાં બાંધ્યાં, અને રાતે કોઈ મિત્રને ઘેર વાળુ કરી ઘર વાસી તેની કુંચી કોઇને ઘેર મૂકી હું સ્ટેશને ગયો. બીજી સવારે મુંબાઇ આવી પહોંચ્યો.

મુંબાઇમાં મેં વાલકેશ્વર મારા મિત્ર જ્યોતીંદ્રને ઘેર ઉતરવાનું રાખ્યું હતું. એ સર ધનવતંતપ્રસાદ બેન્કર બેરોનટનો પુત્ર શરૂઆતથી ઠેઠ સુધી મારી સાથે કોલેજમાં મુંબાઈના બડેખાંનો નબીરો હોવા છતાં મને સગા ભાઇ જેટલું ચહાતો હતો. એને ઘેર ઉતરવાનું મારૂં અંદરખાનેથી બીજું કારણ—આકર્ષણ હતું. એની બ્હેન ઉર્મિલા મારે મન ઈંદ્રની અપ્સરા જેટલી રૂપાળી હતી, ને હું તેની પાછળ દીવાનો બન્યો હતો, મેં એને પરણવાની માગણી કરેલી, પરંતુ એના ભાઈની સંપૂર્ણ સંમતિ હોવા છતાં આ અભિમાની ઉર્મિલાએ મને રોકડું પરખાવેલું: "તળાવમાં મોં ધોઈ આવો, અગર મારા શોખ પૂરા પાડવાના પૈસા કમાઇ મારા હાથની આશા રાખો." દુનિયાનો રિવાજ છે, કે દડો, અફાળ્યાથી ઉછળે, અને આશાને દાબ્યાથી તે વધારે વેગવાન બને. તિરસ્કારાયા છતાં હજી અમર

આશાનો પ્રેર્યો હું ઉર્મિલાની આશામાં જ્યોતીન્દ્રને ઘેર ગયો. વાલકેશ્વર બંગલે પહોંચ્યો, કે આગેથી મને જોઈ જ્યોતીન્દ્ર સામો આવ્યો. એ હાલ બેરિસ્ટર બની ધંધો ચલાવતો, એટલે સોલિસિટરોને ઠીક ઓળખતો હતો. જમ્યા પછી કોટમાં જઇશું, એમ કહી એણે મારે માટે ચા પાણી ને નહાવાની તૈયારી કરાવી. હું ચા પીતો હતો, બાગમાંથી ફૂલ વીણી ઉર્મિલા આવી પહોંચી. એનું શરીર સંગેમરમર જેવું સફેદ, અને છાતી સપાટ હતી. હાથા ગોળ કરતાં ચોરસ, જડબાં બેસી ગયેલા તેથી ગાલમાં ખાડા પડેલા, આંખે કમાનદાર ચસ્મા, માથે આગળથી કપાવેલા વાળના લટકતા ઝુલફા, એ સર્વ એની શોભાની ઓભા સૂચવતા; અને ધોળી પૂણી જેવું શરીર લગાડેલા પાઉડરથીં ગુલાબી રંગને પામ્યું હતું–ખાસ કરીને મોઢા ઉપર જે તંદુરસ્તીની લાલી જોઇએ, તેની જગા આ કૃત્રિમ લાલ–સફેદ રંગે લીધી હતી. પારસી સ્ટાઈલમાં પહેરેલી રેશમી સાડી જોઇએ તે કરતાં વધારે પાતળી હતી; તેની આરપાર હિંદુ ઘાટની પણ થીએટરમાં મધરાતે મડમો પહેરે તેવી છેક ટુંકી બાંયોની અને ગળા આગળથી અર્ધ ચંદ્રાકારે કપાવેલી ચોળી સ્પષ્ટ દીસતી હતી. હાથમાં ઝુલતી ફૂલની છાબને વધારે ઝુલાવવા ઉર્મિલા ઉંચી નીચી થતી. ત્યારે ચોળીનુ એ અર્ધ ચંદ્રાકાર પોલાણ નમી જઇ વધારે પહોળું થતું અને ન દેખાવાનું દેખાઇ જતું હતું. વીસમી સદીના અધકચરા સૌંદર્ય, કળા અને સંસ્કૃતિની સંપૂર્ણ અંશે મૂર્તિમંત આ સુંદરી જ્યારે ઓરડામાં દાખલ થઈ મારી નજીક આવી, ત્યારે હું બિલકુલ પરવશ–વિહ્વળ બની ગયો, અને અંગ્રેજી ધાટીએ લળી લળીને હું તેની સમક્ષ નમ્યો. એ બોલી: " આ ક્યારે આવ્યા ? "

" હમણાં જ "

એટલું સાંભળી મારૂં નમાવી એ અંદર ચાલી ગઈ. 'ગઈ ગઇ ગુણવતી ગમતી '–ના વિચારમાં હજી હું હતો, એટલામાં શેઠ ઓચ્છવલાલ આવ્યા. સાંજના તેમને ઘેર સત્યનારાયણની કથા

હતી, તેથી સર બેન્કરને સહકુટુંબ નોતરૂં આપવા આવેલા, તે હું આવ્યો છું જાણી મને પણ તેમણે નોતર્યો, અને તેમના અતિ આગ્રહને આધીન થઈ મેં હા ભણી.

*

જમી પરવારી જ્યોતિંદ્રની સાથે હું સી. હીરાલાલની કંપનીમાં ગયો. હીરાલાલે મને આવકાર આપ્યો:

" આવો નીલકંઠભાઈ! તમારાં કાકીના સ્વર્ગવાસથી હું દીલગીર થયો છું. એમાં કાંઈ આપણો ઉપાય નથી. તમને ક્યારે ખબર પડી ? "

" તમારા તથા ગજરાના તારથી કાલે જાણ્યું. "

" વારૂ, પણ તમારી કાકીએ વીલ કર્યું છે, તેમાં તમને વારસ ઠરાવ્યા છે. "

" મને નવાઇ લાગે છે. મને તો વારસો કદી આપે નહિ. "

" કાકી ભત્રીજાને—એકના એક ભત્રીજાને વારસ ઠરાવે એમાં કાંઇ નવાઈ નથી. પરંતુ તમારી કાકીએ નવાઈ જેવી શરત કરી છે."

" શી ? "

" તે એ કે તમો ગજરા વેરે પરણો નહિ, તો તમને તમામ મિલ્કત મળે. ગજરાની સાથે પરણો, તો બધું ધર્માદા. અમદાવાદમાં સ્ત્રીઓની યુનીવર્સિટી કાઢવા પાછળ. અને પછી ટ્રસ્ટીઓ નીમ્યા છે."

" કેવી અપમાનકારક, હીણું લગાડનારી શરત! હું ગજરીને પરણું! મરતાં મરતાં પણ એ ડોસી મારૂં અપમાન કરતી ગઈ. હું ગજરીને કદી પરણું નહિ, છતાં એવું વીલ! એ એના મનમાં શું સમજે છે ? ગામડીયણ ગજરીને હું પરણવાનો નથી, પણ તે મિલ્કતનો વારસ બનવાને માટે નહિ. હું બીજીને પરણીશ, છતાં મારે તમારી મિલ્કત નથી જોઈતી. કેવું મૂર્ખાઇભર્યું વીલ."

" ન માનતા હો તો જુઓ આ વીલ. "

"મારે તે નથી જોવું. મારે મિલ્કત જોઇતી હોય તો ને? મારે વારસ થવું નથી—અને છતાં હું કદી એ હેલાગાંડી છોકરીને પરણવાનો નથી, સમજ્યા સાહેબ."

"એ કેમ બનશે? જે ઘડીએ તમે ગજરાને તજીને બીજીનો હાથ ધરશો તે ઘડી મિલ્કત તમારી થશે. વીલ એમ કહે છે. તમારે મિલ્કત ન જોઇતી હોય, તો ગજરાને વરો; ગજરા ન જોઈતી હોય તો મિલ્કતને લો. પણ બંને સાથે લઈ શકશો નહિ."

"મારે બંને નથી જોઇતાં. હું બીજા કોઈને પરણું તે વખતે તમે મિલ્કત ધર્માદા કરજો, સાહેબ!" એટલું બોલી હું મીજાજમાં જવા ઉઠયો. મારો ગુસ્સો જ્યોતીંદ્રને ન ગમ્યો. એને કે સોલીસીટરને વીલ ગમ્યું નહોતું. પરંતુ આવી વખતે જ્યોતીંદ્ર અનુપમ શાંતિ અને ધૈર્ય ધરી શકે છે. એણે જતાં જતાં કહ્યું:

"એમાંનું હમણાં શું છે? જોઇ લેવાશે પછી. વીલનો અર્થ એ છે કે, સઘળો આધાર તારા લગ્ન ઉપર રહે છે. એક વખત તું પરણ, નીલકંઠ! પછી વાત. સાહેબજી, હીરાલાલભાઈ." સાહેબજી કરી અમે સર્વ છૂટા પડયા. જ્યોતીંદ્ર કોર્ટમાં ને હું મિત્રોને મળવા ગયો.

*

સાંજે પાંચેક વાગે હું પાછો ઘેર ગયો, ત્યારે મેં નવીન ફેરફાર નિહાળ્યો. જે ઘરમાં જ્યોતીંદ્ર સિવાય મને કોઈ હેતથી બોલાવતું નહિ, તેમાં આજે શેઠથી નોકર સુધી મને સર્વ ઝલાં ઝલાં કરવા લાગ્યાં. ફેશનેબલ ટી–સેટ તીપાઈ ઉપર લઈને ઉર્મિલા મારી રાહ જોતી બેઠી હતી. એણે મને ચા તૈયાર કરી આપી. બીજો પ્યાલો આપ્યો. એવી સફાઈથી ને નાજુકાઈથી એ પ્યાલા ભરતી કે

નામરજી છતાં હું ત્રણ પ્યાલા ગટગટાવી ગયો. ત્રીજો પ્યાલો ખલાસ કરી મેં પૂછ્યું:

"કેમ કાંઇ આજે સ્વહસ્તે?"

મૃદુ હાસ્ય સમેત એણે ઉત્તર આપ્યો:

"જ્યોતીંદ્રે મને કહ્યું, કે તમે આજ ખૂબ થાકીને આવશો. માટે મારે પોતે ચા–લહેજતદાર ચા કરી આપવી."

એ બોલી રહી એટલે ચાકરે આવી વરદી આપી:

"બ્હેન સુંદરલાલ આવ્યા છે."

"કહે કે હમણાં હું જરાક કામમાં છું. બે દિવસ પછી આવે."

આ સુંદરલાલ તરફ ઉર્મિલાનો પક્ષપાત હતો. અને મોટે ભાગે એ બેનાં લગ્ન થશે એમ સૌ કોઈ માનતું. છતાં તેને આવો ઉત્તર! જ્યોતીંદ્રે ઘેર આવી જરૂર વીલની વાત કરી હશે, અને તેને લીધે મારા તરફની વર્તણુકમાં આટલો ફેરફાર થયો હશે. આવા વિચાર કરતો હતો, તેવામાં ઉર્મિલા બોલી:

"ચાલો કાંઇક રમીએ બ્રીજ કે બેડમીન્ટન, શું રમીશુ?"

મને કશુ આવડતું નથી. હું રમત ગમતમાં છેક ઠોઠ છું. શરમાતાં શરમાતાં મેં કહ્યું:

"મને બેમાંથી એકે આવડતું નથી."

"હું શીખવીશ, ચાલો, આ ફેધર લો. મેં રેકેટ લીધા છે. કહી હાવભાવ સાથે ઉર્મિલાએ ચાલવા માંડયું. હું પાછળ ઘસડાયો. લોન ઉપર પહોંચતાં ફેધરને રેકેટ મારતાં ઉર્મિલા બોલી:

"**નીલકંઠ**! તમારી કાકીને એ શું સૂઝયું? એને એટલીએ ગમ નહિ હોય, કે તમે ગજરી જેવી સાદી છોકરીને નહિ પરણો? એમાં વળી શરત શી કરવાની હતી? મિલ્કત કોઈ જતી કરે?"

"તમે ભૂલો છો, ઉર્મિલા! ગજરી મને ગમતી નથી, તેથી હું તેને નથી પરણવાનો; કાંઈ મિલ્કત માટે ગજરીનો ત્યાગ નથી કરતો. બીજીને પરણીને પણ હું મિલ્કત જતી કરવાનો છું."

"જાઓ, જાઓ, કાંઈ ગાંડા થયા ? ગજરીને ન પરણો એ બરોબર; પણ પછી કાયદેસર રીતે મિલ્કત તમારી થશે. એમ કાંઈ નાંખી દેવાય ?" એટલું બોલી જરા લાડથી એણે ઉમેર્યું:

"રહેવા દો એ વાત. ચાલો હું તમને શીખવું. જુઓ આમ–એ આમ."

એ રૅકેટ દડાને મારતી ગઈ, ને હું કેવળ તેની ગતિ તરફ અને તેનાં નખરાં તરફ જોતો ઉભો. એમને એમ અડધો કલાક ગયો. ને હું કાંઇ શીખ્યો નહિ. કંટાળી એણે પૂછ્યું:

"કેમ પાછી ગજરી સાંભરી ?"

"ગજરી ? કેવું જંગલી, જુનું પુરાણું નામ ! ક્યાં ઉર્મિલા અને ક્યાં ગજરી !"

મારાથી બોલી જવાયું, અને એ સાંભળી ઉર્મિલા હરખાઇ ગઈ. એને શિકાર મળ્યો. લાગ સાધતી એ પટાવવા મંડી.

"તમે કાલે દેવલાલી ન જશો, જવાશે પરમ દહાડે. શી ઉતાવળ છે તે ?"

મારૂં મોં જવાબ આપે તે પહેલાં મારા ડોકાંએ હા ભણી, પણ એટલામાં ઓચ્છવલાલને ત્યાંથી તેડું આવ્યું, ને અમે સૌ તેમને ઘેર જવાની તૈયારી કરવા લાગ્યાં.

*

ઓચ્છવલાલનો બંગલો ઝુલતા–હન્ગીંગ બાગ નજીક બાગ ઉપર લગભગ ઝુકી રહેલો છે. અમે ત્યાં પહોંચ્યા, અને કથા શરૂ થઈ. ઓચ્છવલાલનાં દીકરા વહુએ પૂજા કરી, અને મહારાજે કથા કહેવા માંડી. કથા સાંભળ્યાથી कને આટલો લાભ, ને खને આટલો ફાયદો "થતો હવો" क्षને આટલી હાનિ ને ज्ञને આટલું નુકસાન "થતું હવું" કથાનો એ ભાવાર્થ હતો. પરંતુ ખરી કથા જેવું કશું આવ્યું નહિ. અને અચ્યુતમ્ કેશવમ્ બોલાયું,

આરતિ થઇ, દક્ષણા અપાઈ, ને પરસાદ વહેંચાયો. જમવાની વેળા આવી અને ઓચ્છવલાલ વગેરે અબોટીયાં અને સ્ત્રી મંડળ સાળા પહેરવા ગયા. તૈયાર થઇ અમને બેસાવવા આવ્યા એટલે ઉર્મિલાએ કહ્યું: ''

" કાકા, આ અબોટિયાંનો ઢોંગ કયાં સુધી ચલાવશો ? "

ઉર્મિલા ઉપર ઓચ્છવલાલનું સગી દીકરી ઉપર હોય, તેટલું હેત હતું, એટલે કાંઇ જવાબ એમણે આપ્યો નહીં. મને ઉર્મિલાની ટીકા ગમી નહિ. મુગે મોંઢે સૌ પાટલે બેઠા. સજોડે બેસવાની ગોઠવણ હતી. ખાંડા જોડાની સોઇ અલગ-પણ તે વિશાળ ઓરડામાં જ-હતી, સત્યનારાયણની કથાનું જમણ એટલે શીરો પુરી મુખ્ય વાની હોય; પરંતુ સાથે સાથે બીરંજ, કઢેલું દૂધ પુલાવ વિગેરે વાનીઓ હતી. ઓચ્છવલાલને જમણનો ઘણો શોખ હતો. સારૂં અનાજ ને નવું શાક તેઓ દેશ દેશાંતરથી મંગાવતા હતા. અને એક ચીજની સેંકડો વાની ગુજરાતી હિંદુઓ બનાવી શકે, અને તેમનું પાકશાસ્ત્ર એ રીતે બીજા કોઈ દેશની રસોઇની કળા સાથે ટક્કર ઝીલે એમ તે માનતા, અને બીજાને મનાવવા જમણ આપતા. એમનાં જમણ સારા મુંબાઇમાં મશહૂર હતાં; બબે પાટલા, રંગોળી, અગરબત્તી, કુંડા, ફૂલદાનીઓ, સાથીઆ, વિજળીક રોશની અને પંખા સાથેનું જમણ હિંદુ રીતમાં કંઈક સુધારો સૂચવતું હતું. ખાવાની વાનીઓ સ્વાદિષ્ટ અને લહેજતદાર બની હતી. અમે ખાતા ગયાં અને બરફવાળું ઠંડું પાણી પીતાં ગયાં. વાતોના તડાકા દાળ કઢીના સડાકા સાથે મિશ્ર થયા. ધીમે રહી એ સુમેળનો ભંગ કરતી ઉર્મિલા બબડી:

" કાકા ! આ કઢીમાં સરગવાની શીંગો આવે વખતે ન નાંખી હોય અને આ ગવારશીંગો ન બાફી હોય તો ન ચાલે ?" ગવારશીંગો વગર બાફે નવી રીતે બનાવી હતી; એની મીઠાશ અપૂર્વ હતી. સરગવાની શીંગોને લીધે કઢી પહોંચો કરડી ખાઇએ તેવી મઘમઘતી અને ધમધમાટ થઈ હતી. બંને વાનીઓ મને ઘણી ગમી હતી. તેથી મને ઉર્મિલાની ટીકા તરફ તિરસ્કાર આવ્યો. મારૂં મોઢું એની મેળે કટાણું થયું, અને મારાથી તિરસ્કાર દબાવ્યા સિવાય બોલી જવાયું:

"કહેવત છે, કે ગામડાના ગમાર ન જાણે ચોખા કે નમાર. ઉર્મિલા બહેન ! તમે એથી ઉલટું સાબીત કર્યું."

મારો ભાવાર્થ કોઈ સમજ્યું નહિ. પરંતુ ઓચ્છવલાલ તે સમજી ગયા અને મને વધારે બોલતો અટકાવી તેમણે વચ્ચે કહ્યું:

"ઉર્મિલા બહેન ! તું વિલાયતી ચશ્માથી બધું જુએ છે. ગવારફળીની નસો ખેંચવાનું, અગર સરગવાની શીંગો ચૂસવાનું તને ન ગમે, પણ વિલાયતી ખાણું હોય, અને તેમાં છરી કાંટાથી ખાવાનો ઢોંગ હોય છતાં તમે લોકો એસ્પેરેગસ (એક જાતની સતાવળીનાં મૂળીઆં) પીરસવામાં આવે તો તેને હાથથી ઝાલી મોઢેથી ચૂસો ! અમારાં અબોટિયાં તમને ન ગમે એટલે જમતી વખતે અમારે પોષાક બદલવો નહિ એમ તમે ઇચ્છો પરંતુ વિલાયતી ખાણું હોય તો તમે પોતે ખાણાંને લાયક પોશાક પહેરો ! ભોજન વખતના અનારા શ્લોક તમને પસંદ ન પડે, પણ ખાણા વખતે ભાષણો કરવાનો તમારો શિષ્ટાચાર ! સીમંતવાળીને દીયર લપડાક મારે તે ન ગમે, પણ ખાણા વખતે પરાયા પુરૂષની બગલમાં હાથ ઘાલી જમવા જવામાં માન માનવું !"

ઓચ્છવલાલનો જવાબ કડક નહોતો, પણ મર્માળી મશ્કરીએ એનું કામ કર્યું. ઉર્મિલા ડઘાઇ ગઈ. એને પાછી ખુશ કરવા ઓચ્છવલાલે ઉમેર્યું:

"બહેન ! હું એમ નથી કહેતો કે આપણું સર્વ સારૂં છે. સારૂં જ્યાંથી મળે ત્યાંથી લેવું, ને ખોટું ગમે તેનું હોય તો પણ તેને તજવું. જોને મેં આ કુંડાં ફૂલ વગેરે ગોઠવ્યું છે, તે વિલાયતી રીતનું અનુકરણ છે."

ઉર્મિલા કાંઇક હસતી થઇ, જમણ આગળ વધ્યું, પણ મારૂં દિલ હવે એ જમણમાં નહોતું. અત્યાર પહેલાં શી વાતે જાણે ઉર્મિલા, એમ મને થતું. એણે મને આકર્ષવામાં બાકી રાખી નહોતી. સવારે

જે પોષાક હતો, તેનાથી ચઢતો બપોરે હતો; પરંતુ તેનાથી ચઢી-આતો અત્યારે એણે પહેર્યો હતો. એ પોશાકથી અને તેને અંગે કરેલી ટાપટીપથી એની મોહકતા વધી હતી. સૌંદર્ય ઇશ્વરે આપેલી વસ્તુ એની એ રહેશે, પણ એને મઢવામાં માણસ જે કળા વાપરે, તેના ઉપર તથા જોનારની મનની સ્થિતિ ઉપર સૌંદર્યના પ્રભાવના કયા-સનો આધાર રહે છે. ઝળહળતા બીલીયાન ગળે અને કાને લટકતા હોય, અને તેના ઉપર વીજળીનો પ્રકાશ પડે, તેથી થતા વક્રીભવન વડે કિરણો સૌંદર્યને બદલાવી મૂકે. એમાં અત્યાર લગી હું લુબ્ધ હતો. પણ ઉર્મિલાએ કવેળાની ટીકા કરી, તેથી મને એના ઉપર અણગમો ઉપજ્યો. મારૂં મન ફર્યું. જેને હું સૌંદર્યની પ્રતિમા માન-તો—ખરી કે ખોટી રીતે માનતો, તે હવેથી મને અકારી લાગી. હું મારી નિદ્રામાંથી જાગ્યો.

*

ઉર્મિલાના આગ્રહથી મેં એક દિવસ વધારે મુંબાઈમાં રહેવાનું કબુલ કર્યું હતું, ત્યારે મને લાગેલું કે ઇંદ્રિપુરીમાં ઉર્વશીના સહવા-સમાં મઝા પડશે; પણ હવે તે એક દિવસ કાઢવો મને મુશ્કેલ થઈ પડયો. ઉર્મિલાએ મારે માટે ઘણી રમતો અને ચા પાણીની મીજ-લસો ગોઠવી હતી, પણ મને કશામાં રસ ન પડયો. દરેકમાં મને હિંદની પ્રિય સંસ્કૃતિની અવગણના અને પશ્ચિમની રીતનું આંધળું અનુકરણ જણાયું. જેમ તેમ કરીને એ દહાડો મેં કાઢયો, ને બીજે દિવસે અગીઆર વાગે દેવલાલી જવા હું નીકળ્યો.

મુંબાઇથી પૂના કે નાસીક જવાનું હોય, અને તે પણ હું જે ઋતુમાં હતો તે ચોમાસાની શરૂઆતમાં જવાનું હોય, તો આગગાડી-માંથી દેખાતું સૃષ્ટિસૌંદર્ય આપણી મરજી ન હોય તો પણ જોવું પડે. બુગદાઓમાંથી પસાર થતી વેળા અંધકારની થોડી પળો આવે તે બાદ કરતાં બાકીનો વખત આપણે પ્રભુની સમીપમાં પસાર કરીએ

છીએ, એવી લાગણી થયા વિના રહેતી નથી. ઘાટના નાના નાના ઉંચા નીચા અસંખ્ય ડુંગરો ઉપરથી ખળખળ કે ધોધબંધ વહેતું પાણી, ઢોર ઢાંખર ચરી રહ્યાં હોય તેવી લીલોતરીવાળી ખીણો; તરતનાં નાહી રહેલાં ઝાડ અને વેલા, અને સૂર્ય પણ ક્વચિત પહોંચે એવી ઉંડી ખાઇઓ જેમ આંખને ઠારે છે તેમ મનને શાંત કરે છે; અને બંને પ્રભુની શક્તિનું માપ આપણી પાસે કઢાવે છે. ઘડીમાં હું આ બધું જોતો, તો ઘડીમાં ઉર્મિલાની મૂર્ખાઇ સંભારતો; ઘડીમાં કાકીના વીલનો વિચાર કરતો, તો ઘડીમાં ગજરીને મળીને શું કહેવું તેના ખ્યાલ લાવતો. એમ કરતાં ચાર વાગ્યા, ને દેવલાલી આવી પહોંચ્યું.

સ્ટેશનેથી ઘેર જવા નીકળ્યો. કાકીનો બંગલો નાસીક રોડ ઉપર છે. સ્ટેશનથી ત્યાં જવાના બે રસ્તા છેઃ એક બજારમાં થઇને વહેળાના પૂલ ઉપર થઇને, તથા બીજો સીધો વહેળામાં થઇને જવાનો. વરસાદ જુજ જાજ આજે થયો હતો, એટલે વહેળામાં બહુ પાણી નહીં હોય જાણીને મેં ટુંકો માર્ગ લીધો. જમીન સર્વત્ર "લીલી સાડી ધરી રહી" હતી. ધીમે ધીમે માર્ગ કાપતો હું વહેળે પહોંચ્યો. વહેળાની અંદર પાણી વહેતું હતું, તેથી પાર જવાને લોકોએ મોટા પથરા ગોઠવેલા, તેમાંના વચલા ઉપર દૂરથી મેં ગજરાને બેઠેલી દીઠી. બરોબર પાણીની મધ્યમાં બેસીને તેના પગ પાણીથી તે ધોઈ રહી હતી–કહો કે પગ વતે પાણી સાથે રમતી હતી. એના પગનાં તળીઆં જાણે મેંદી મૂકી હોય તેવાં લાલ હતાં. એને માથેથી છેડો ખસી ગયો હતો, તેથી તેના વાળ કમરથી છેક નીચે જઈ પથરા સાથે ઘડીમાં રમતા, તો ઘડીમાં પવનથી ઉડી અર્ધું મોં છાઈ નાખતા. એણે સફેદ–બગલાની પાંખ જેવો સફેદ સાલ્લો ને ગુલાબી કબજો–છેક કાંડા સુધી લાંબી બાંયોવાળો કબજો પહેરેલો હતો. કબજાનો ગુલાબી રંગ સાલ્લાના સફેદ રંગથી જૂદો પડી ગજરાના ઘઉંવર્ણને શોભાવી રહ્યો હતો. મેં એને કદી આટલી દેખાવડી જોઇ નહોતી. ક્ષણવાર એને જોવા થોભી હું આગળ વધ્યો. નાળાનો ઢોળાવ ઉતર્યો ન ઉતર્યો

ને એણે મને જોયો. બહુ મર્યાદાથી એણે માનભેર માથુ હલાવી વાળ સેરવ્યા, અને તુર્ત માથે ઓઢી દીધું. માથું હલાવતી વખતે થયેલી ક્રિયામાં એની ડોકના મરોડે ખરેખરી કળા સૂચવી: એ કળાની છાપ મારા ઉપર પડી. મને લાગ્યું કે ગામડીઅણ ગજરી છેક નાખી દેવા જેવી નથી; એનામાં પણ ખૂબી છે. માથે ઓઢી લઈ એણે મને આવકાર આપ્યો:

"નીલકંઠરાય. ઠીક થયું તમે આવ્યા. બે દિવસથી તમારી રાહ જોઉં છું ન કાગળ કે ન પત્તર. ન ખર કે ન ખબર."

મેં મારા આવવાની ખબર આપી નહોતી તેનો મને પસ્તાવો થયો. વાત બદલવા મેં પૂછ્યું;

"પણ તમે અહીં બેઠાં બેઠાં શું કરો છો? આ પાણી સાથે રમો છો?" મારો પ્રશ્ન સાંભળી એ હસી. તેના સરખા, નાના, પ્રમાણસર ગોઠવાયલા દૂધ જેટલા ધોળા દાંત ખુલ્લા થયા. ઘઉંવર્ણના ગાલ અને લાલ હોઠ વચ્ચે ઉપડેલા એ દાંતને હું અંતરમાં વખાણ્યા શિવાય ન રહી શક્યો. હસી રહ્યા પછી એણે જવાબ વાળ્યો:

"મને શી ખબર કે તમે આ ગાડીમાં આવશો? હમણાં જ હું સ્ટેશનેથી મારા બાપાને વળાવીને આવી. તે બીચારા બે દિવસથી તમારી વાટ જોતા હતા. આખરે થાકીને હમણાં મુંબાઇ ગયા. જરૂરના કામનો તાર આવવાથી જવું પડ્યું. મને કહેતા ગયા છે કે બંગલો વગેરે સર્વ તમને સોંપીને મારે જવું. આજે તમને બધું સુપ્રત કરીશ, ને કાલે હું જઇશ."

જીવનમાં તેના પ્રત્યે પહેલી વાર સદ્‌ભાવ ભરી ભાષા મેં વાપરી:

"શી ઉતાવળ છે? સોંપાશે ને જવાશે. ચાલો બંગલે."

અમે બંગલે પહોંચ્યાં. મને ચા બા પાઇ ગજરાએ કહ્યું: "ચાલો બધું સંભાળી લો." હવે મારાથી બોલ્યા વિના ન રહેવાયું:

"બંગલો સંભાળી લેવાનો તાર મને મળ્યો, એટલે હું આવ્યો,

પણ રસ્તામાં મુંબાઈમાં મંછામાનું વીલ સોલિસિટરોને ત્યાં જોયું, તેમાં લખ્યું છે, કે એની સર્વ મિલ્કત મને મળે–"

"હા, માટેજ હું કહું છું ને! એમાં વળી 'પણ' શું ને બણ શું?"

"જરા સાંભળો. હું સર્વ મિલ્કતનો વારસ ખરો, પણ એક સરતે."

"કયી!"

"તમને ન પરણું તો."

"કેવી વિચિત્ર સરત!"

"અરે વિચિત્ર એમાં કશું નથી. પણ મને કેવું હીણું લગાડનારી એ સરત છે. એ સરતે મારે મિલકત નથી જોઈતી."

"ત્યારે શું કરશો?"

"મિલકત તમામ ભલેને ધર્માદા થાય, પણ મંછામાનું કહ્યું હું કદાપિ કરનાર નથી."

મારો બોલવાનો ભાવાર્થ તે કાંઈ સમજી શકી નહીં, પણ મારા પ્રત્યે દિલસોજી બતાવવા એ બોલી:

"પોતાની મરજી બીજા ઉપર ઠોકી બેસાડવાની મંછામાની આ રીત સારી ન કહેવાય. તમારી જગાએ હું હોઉં. તોય સા–મને રીસ ચઢે. હું મારી મરજીમાં આવે તેમ કરૂં."

"હું પણ એમ કરવા ઈચ્છું, પણ ગજરા, તમને મંછામાએ કશું આપ્યું કે નહીં?"

"મને આ સોનાની પહોંચી એકલી આપી છે."

"કાંઇ નહીં., તમારે જોઇએ તેટલું આ બંગલામાંથી લેતા જજો, મારે બધું ધર્માદા કરવું છે."

"મારે કશું ન જોઇએ. તમે તમારે બધું સંભાળી લો, એટલે ગંગા નાહ્યાં. મને કાલે છૂટી કરો એટલે બસ."

એણે કરી રાખેલી યાદી પ્રમાણે એક પછી એક ઘરાણું ગાંઠું મેળવી

બાંધું. લગભગ છ વાગ્યા ને હું થાકયો. મેં ગજરાને કહ્યું: "ચાલો જરા ફરી આવીએ."

*

અમે નાસીક તરફ ફરવા ગયાં. રસ્તે પુષ્કળ ખુલ્લી હવા મળે છે, અને શોભીતા બંગલા અને સુંદર ઉપવનો આવી રહ્યાં છે. છેક દૂર, નાસીક સ્ટેશનેથી ગામમાં જવાના રસ્તાને જ્યાં દેવલાલીનો રસ્તો મળે છે. ત્યાં પહોંચ્યાં, ત્યાં સુધી અમે કશું બોલ્યાં નહોતાં. માત્ર છાનો માનો હું ગજરીના મોં સામે અવાર નવાર જોતો હતો, અને એ નીચું જોઇ ચાલતી હતી. જેમ જેમ તેના તરફ હું વધારે બારીકાઇથી જોતો ગયો, તેમ તેમ મને વધારે જોવાનું મન :થયું. એનો દરેક અવયવ ઘાટીલો, સુડોળ, સપ્રમાણ હતો; હાથ ગોળ અને સાફ, આંખો વિશાળ અને કાળી, પેટ નાનું અને બેસી ગયેલું, મોઢું લંબગોળ ઈંડાકૃતિ, અને મોં પરની રેખાઓ બુદ્ધિ અને પ્રભાવ સૂચવતી. દુનિયામાં બે જાતનાં સૌંદર્ય નજરે પડે છે. એક અતિશય જ્વલંત, જોતાં આંજી નાખે, પણ પરિચય થતાં નવીનતા ન રહે એવું; અને બીજું ગંભીર, શાંત, ધીમે ધીમે એવા પ્રભાવ પાડે તથા લાંબા પરિચયે એની સત્તા જમાવે એવું. ગજરા રૂપાળી નહોતી: એ ગોરી નહોતી. નહોતો એના શરીરનો રંગ ઉજળો બરફ જેવો, કે મોહક ગુલાબના ફૂલ જેવો; પરંતુ એનામાં કશુંક એવું હતું, કે જે પરિચયની દરેક પળે પોતાનો અમલ આપણા ઉપર બેસાડે. એ અમલના નિશા નીચે હું હતો. ધીમે રહી મેં કહ્યું:

"ત્યારે તમે કાલે જવાનાંજ ? ગજરા ! એક દિવસ રહો, પરમ દહાડે આપણે સાથે જઈશું. મારો પણ ક્યાં આ બંગલો છે ? મારે સોલિસિટરોને બધું સોંપવાનું છે. મારે આરામ લેવો છે. પરમ દહાડે આપણે સાથે જઈશું. ફરીથી ક્યાં આપણે મળવાનાં છીએ ?" એમ કહી મેં નિસાસો નાખ્યો. એણે ઉત્તર દીધો:

" મને બાપાએ કાલેજ જવા કહ્યું છે. પરંતુ તમે કહો છો, તો ભલે પરમ દહાડે જઈશું, બાપાને કાલે તાર કરી દેજો. "

મોડું થવાથી અમે પાછાં વળ્યાં.

સાંજના સાદું પણ સ્વદિષ્ટ વાળું અમે કર્યું. હું ઓચિંતો આવ્યો, એટલે તૈયારી કરવાનો વખત નહોતો મળ્યો, છતાં ગજરાની ખાસ દેખરેખ અને સૂચનાને લીધે રસોઇઆએ ખમણ ઢોકળાં બનાવ્યાં હતાં ટુંકા વખતમાં આથો કેવી રીતે આવ્યો હશે તે તો કોણ જાણે, પરંતુ રસોઇની કળા ગજરાએ બરોબર સાધી હતી તેનો એ પુરાવો હતો.* જમતી વખત અને જમવાની જગાએ જે સ્વચ્છતા હતી, તે થોડા હિંદુ રસોડામાં જોવામાં આવે છે. ' બ્રાહ્મણનું રાંધેલું ભેંસ ખાય કે ભરડો ખાય ' એ કહેવત ગજરાની દેખરેખને લીધે ખોટી પડી હતી. નાક ખંખેરી હાથ ધોવાની, ટુવાલથી પરસેવો લુછવાની, વેલણ પગ ઉપર ન મૂકવાની, રોટલી નીચે પડવા ન દેવાની, વગેરે શીખામણ ગજરાએ રસોઇઆને આપેલી હતી. ગરીબ ઘરની આ સાલસ છોકરીએ બધું કામ હાથે કરવાની ટેવ પાડેલી, એટલે શી મણા રહે ?

બીજે દિવસે આખો દહાડો અમને ભેગાં રહેવાનું—સહવાસમાં વખત ગાળવાનું મળ્યું. જેમ જેમ સહવાસ થતો ગયો, તેમ તેમ ગજરાનું ગામડીઆપણું મારા મનથી દૂર સરતું ગયું; ને એની નિર્દોષતા અને પવિત્રતા, આર્ય સ્ત્રીને શોભાવે એવી એની મલાજાવાળી વર્તણુંક, અને ચામડીના રંગ અને બાહ્ય દેખાવની છેક ભીતરમાં રહેલા સદ્‌ગુણોએ અર્પેલું અપૂર્વ લાવણ્ય, એ સર્વેએ મારૂં મન હરી લીધું. મને લાગ્યું, ક્યાં પેલી ઉછાંછળી ઉર્મિલા, અને ક્યાં આ ભારઝલી ગજરા !

---

* સ્વ, પ્રો. ગજ્જરે ઘણા જણને માંદાને માટે હલકાં ને સ્વાદિષ્ટ ચોખાનાં ઢોકળાં તત્કાળિક કેમ બનાવાય તે શીખવ્યું હતું.

સાંજના અમે અમારા બંગલાની પાછળ નદી વહે છે તે તરફ ફરવા ગયા. ગામનાં ઝુંપડાં વટાવી નદીનાં કોતરો ઓળંગી અમે દૂરના કિનારા ઉપર બેઠાં. નદી એનું સંવાદી સંગીત ચલાવે જતી. માછલાં કૂદી પાછાં પાણીમાં પડતાં. આસપાસ સઘળે એકાંત અને શાંતિ હતી. આથમતો સૂર્ય ઉગતા ચંદ્રને જગા આપતો આવતો છેલ્લાં કિરણો નાખી ગજરાની કાંતિને સુવર્ણ રંગે રંગી રહ્યો હતો. મેં ગજરા સામે જોયું, ને મનમાં મારાથી બોલી જવાયું: " મેં તો આવડું નહોતું જાણ્યું. શી કાંતિ દીપી ઉઠી છે ! " મારા મનના ભાવ ગજરા સમજી હોય કે કોણ જાણે, પણ જરા શરમાતાં વાત બદલવા એણે મને પૂછ્યું:

" તમારાં કાકીએ તમને વારસ ઠરાવ્યા છે, છતાં તમે મિલ્કત ધર્માદા શું કામ કરો છો ? "

" મંછામાએ મિલ્કત કાંઇ મને બિનસરતે આપી નથી; અને જે સરત કરી છે તે એવું હીણું લગાડનારી છે, કે કાંઈ વાત નહીં. "

" પણ સરત અન્વયેજ તમને મિલ્કત લખે છે ને–પછી શું ? "

આ સવાલ નિર્દોષ અને સ્વાભાવિક હતો; પણ મને એ બહુ કામ લાગ્યો. બહુ ધીમે સ્વરે મેં એનો જવાબ દીધો:

" હું તમને ન પરણું, ને મિલ્કત લઉં એટલે કાકી કહે તેમ મારે કરવું ખરૂંને ? કાકી કોણ મરતાં મરતાં પરણવાની બાબતમાં એવો હુકમ કરનાર ? "

" ત્યારે તમે શું કરશો ? "

" કાકીએ નહીં ધારેલું હોય એવું કરીશ. હું મારી મરજી માફક પરણીશ."

" અને મિલ્કત—? "

" તે જાય જહાનમમાં. "

" એ કેમ બનશે ? "

" એના બે માર્ગ છે. હું તમને ન પરણું અને છતાં મિલ્કત ન લઉં એ એક માર્ગ અને બીજો—" એટલું બોલી હું અટકી ગયો. ગજરા શરમાઈ ગઇ. મને સહેજ સંકોચ થયો, તેને કાબુમાં રાખી મેં સખ્તાઇથી ઉમેર્યું:

" અને બીજો એ કે તમને પરણવું ને મિલ્કત જતી કરવી. બંને માર્ગ લઇ શકાય એવા છે; રસ્તો તમારા હાથમાં છે. "

એ કાંઇ બોલી નહીં; અને માત્ર નીચું જોઈ રહી. એના મોં ઉપર શરમ પથરાઈ ગઇ હતી. મેં આગળ ચલાવ્યું:

" ગજરા ! હું હવે સ્પષ્ટ બોલું છું. મારો વિચાર તમે હા કહો તો તમારી સાથે લગ્ન કરવાનો થયો છે. અત્યાર લગી હું તમને સામાન્ય સ્ત્રી ગણતો હતો. પરંતુ આ દોઢ દહાડાના સહવાસથી હું તમને–તમારા સદ્‌ગુણોને ચહાતાં શીખ્યો છું, અને તમારી આજ્ઞાને આધીન છું. "

થોડી વાર તે મુગી રહી. શરમની મારી તે લથડતા અવાજથી બેજ બેજ પ્રશ્ન પૂછી શકી :

" મારે માટે ભીખારી થવાની કાંઈ જરૂર ? જે ઘડીએ મને પરણશો, તે ઘડીએ તમામ મિલ્કત તમે ખોશો, અને સંસારમાં તમારી કાંઇ કિંમત નહીં ગણાય. " તરછોડેલી નિર્ધનતામાં "— મારામાં એવું કાંઈ નથી, કે તમારે એવડો મોટો ભોગ આપવો જોઇએ. "

" ગરીબનો બેલી ઇશ્વર. મારૂં ભલું મિલ્કતનો સ્વીકાર કરવામાં છે, કે તમને મેળવવામાં છે તે હું સમજું. તમે શું જાણો ? માત્ર તમને મારો સ્વીકાર કરવા સામે વાંધો હોય તો જુદી વાત "

" તમારા જેવો વર મળવાથી હું મને ભાગ્યશાળી માનું. "

બીજે દિવસે અમે મુંબાઇ ગયાં, અને સઘળી મિલ્કત સોલિસિટરોને સોંપી વડોદરે આવ્યાં.

*

વડોદરાના અમારા કંગાળ ગરીબ ઘરમાં ગજરા અને હું બેઠાં હતાં. એને હાથે પહોંચી જોઇ હું પ્રશ્ન પુછવા પ્રેરાયો :

" ગજરા ! પણ તને મંછામાએ છેક કેમ વિસારી દીધી ? ફક્ત આટલી સો દોઢ સો રૂપીઆની પહોંચીજ, બીજું કાંઇએ નહીં ? ડોસીની ચાકરી કરવામાં તેં કાંઇ મણા રાખી નહોતી. "

"તમે ઠીક સંભાર્યું. મને એમણે કહ્યું હતું, કે એ પહોંચી હું તને કન્યાદાનમાં આપું છું. તું પરણે કે તુર્ત એ પહોંચી ઉઘાડજે."

"પહોંચી તે વળી ઉઘડતી હશે ?"

"જુઓ ને આ વચ્ચોવચ્ચ લોકેટ જેવું છે તે. સોનીને બોલાવી એને લાવો હમણાં ઉઘાડીએ."

હું સોનીને બોલાવી લાવ્યો. એણે પહોંચી ઉઘાડી. અંદરથી નીચે પ્રમાણે બે કાગળો નીકળ્યાં. સોનીને રૂપીઓ આપી રવાને કર્યો, અને અમે વાંચવા બેઠાં.

*

ચિ. બહેન ગજરી,

તારાં લગ્ન આખરે થયાં એ જાણી હું સ્વર્ગમાં ખુશી થઇશ. એ લગ્નની ખુશાલીમાં હું સાથેનો કાગળ લખું છું, તે તારા વરને મારા તરફની છેલ્લી ભેટ તરીકે આપજે, બહેન. કુશળ રહો, તું, તારો વર અને તારૂં હેવાતન.

લી, તારી માશી

મંછા.

×

ચિ. ભાઇ નીલકંઠ,

તારો આખો જન્મારો તેં મારૂં કહ્યું ન માનવામાં કાઢયો છે. હું કહું વડ તો તું કરે થડ. હું કહું તે તું ન કરે અને ન કહું તે કરે, એમાં તેં મોજ માણી. તારા જેવો અવળચંડો છોકરો મેં કદી જોયો નથી. મારૂં કહ્યું તારી પાસે શી રીતે કરાવવું તેની શોધમાં મારો આખો જન્મારો

ગયો. અઢળકમારી દોલત તું અને મારી ભાણી સાથે ભોગવો, એ ઇરાદાથી મેં તને તેની સાથે પરણવાનું કહ્યું હતું. તેં તે ન ગણકાર્યું. જીવતા હું તને ન સુધારી શકી, પણ મરતાં મરતાં પણ મારી એક ઇચ્છા બાકી રહે છે, કે એક વખત તારી પાસે મારૂં કહ્યું કરાવવું. મેં તને ગજરાને પરણવાનું કહ્યું: તેં ના કહી. તેથી વીલમાં હું લખી જઉં છું કે તું ગજરાને નહીં પરણે, તોજ તને વારસો મળશે મારી ખાત્રી છે કે હું તને ગજરાને ન પરણવાનું ફરમાવું છું, માટેજ તું તેને પરણીશ. આ કાગળ તેથી તુંજ વાંચીશ.

બેટા! હું જયાં હોઇશ ત્યાં મારા મરી ગયા પછી પણ આવી આડકતરી રીતે તને કહ્યાગરો થતો જોઇને સંતોષ પામીશ. આમ મરી ગયા પછી પણ હું તને સુધારી શકી છું, એ કાંઈ ઓછા આનંદની વાત નથી.

મારી ખાત્રી છે, કે મારી સાહસ અને ડાહી ગજરી તને સર્વ રીતે સુખી કરી શકશે. અને મારી ભાણી તથા મારો ભત્રીજો એકઠાં થઈ મારી મિલકત ભોગવે, એથી વધારે સુખ મારે માટે શું હોઇ શકે?

ભાઇ, આ પત્રથી ખોટું ન લગાડીશ. તુંજ મારી ગજરીનો વર થઇશ. એવી ખાત્રી સાથે આ કાગળ મેં લખી રાખ્યો છે. આ કાગળથી તારૂં આખું જીવન ઇશ્વર કરશે તો સુધરી જશે. તથાસ્તુ!

છેલ્લી એક વાત. તેં વાંચેલું વીલ છેલ્લું નથી. એ વીલ રદ કરીને મેં મારો વારસો તને બિનસરતે સોંપ્યો છે, ને એ નવું-છેવટનું વીલ દલાલ અને. કંપની સોલીસિટરો તને આ પત્ર બતાવેથી વંચાવશે. મી. હીરાધાલ એંડ કંપનીવાળું વીલ ખરૂં નથી, એટલે અંદરની સરતથી તને માઠું લાગ્યું હોય, તો હવે શાંત પડજે. છેલ્લા વીલથી કોઈ પણ જાતની સરત વગર તને વારસ ઠરાવું છું. બેટા, તું અને મારી ગજરી સદા સુખી રહોઃ અને 'તમારી' સુખી પળોમાં કવચિત મને અને સર્વ શક્તિમાન પ્રભુને સંભારજો

લી. તારી કાકી

મંછા.

આ બંને કાગળો વંચાઇ રહ્યા, અને અમે બંને રડી પડયાં. તેમાં મારા ઉપર બહુ ઉંડી અસર થઇ. બેઠો હતો ત્યાંથી ઉઠીને

જ્યાં મંછામાની છબી હતી, ત્યાં જઇ હું ઘુંટણીયે પડયો, અને હાથ જોડી પ્રાર્થના કરી:

"ક્ષમા કરો મંછામા! આજથી હું કહ્યાગરો થયો છું, ને તે હંમેશને માટે; અને જીવતાં તમે જે જે કહેલું ને મેં ન ગણકારેલું તે સર્વ યાદ કરી, તે પ્રમાણે હું વર્તીશ, અને આ ગરીબ અને સાલસ ગજરાને સર્વ વાતે સુખી કરીશ."

મને લાગ્યું કે છબીમાંના મંછામા પ્રસન્ન થયાં: તેમના હોઠ ઉપર અપ્રકટ હાસ્ય ફરકયું.

પાછળથી ગજરા આવી ને છબીને પ્રણામ કરતાં કરતાં બોલી:

"ચાલો હવે મુંબાઇ જઈ દલાલ અને કંપનીવાળાને મળીએ."

"શી ઉતાવળ છે? બે દિવસની ગરીબાઇથી કંટાળી ગઇ?"

"ના એમ નહીં, પણ મંછામાની હોંશીઆરી અને વ્યવહારકુશળતા એ નવા વીલમાં પણ ઢાંકી નહીં રહી હોય, તેથી તે જોવાને હું તલપાપડ થઇ રહી છું."

"એમ કહેને, કે એમાં મને કહ્યાગરો બનાવવાનો બીજો પાઠ આપ્યો હોય, તો તે તારાથી જોવાય!"

"અને ઉર્મિલાને પણ મળાય ખરૂં ને?"

"લુચ્ચી"–એટલું કહી એના ગાલ ઉપર મેં વહાલભેર હળવી લપડાક મારી.

*



" કાકા, પણ આ શું ? આ કંકોત્રીમાં તો શશીકાંતનાં લગ્ન પણ ભેગેભેગાં થવાનું લખ્યું છે."

"કેમ શશીકાંત, જોકે તારે પરણવું નથી ! ચીબાવલી !" [ પાનઃ ૨૫૪ ]

# કંકોત્રી

"કેમ, મંજરી, શું કરોછો ? ફરવા આવવું છે ? ચાલોને, કેવી હુંફાળી સુંદર સાજ છે !"

મારા ઓરડામાં કોચ પર પડી હું ઓખાહરણ વાંચતી હતી; પ્રેમાનંદે કરેલા અનિરૂદ્ધની મોહપરવશતાના વર્ણનમાં હું મશગુલ હતી, તેવામાં આ શબ્દો મારા કાનમાં સહેજ પેઠા. હું બેઠી થઉં તે પહેલાં તો શશીકાંત "આખો દિવસ વાંચ વાંચનો ધંધો" બોલતા મારી આગળ આવી ઉભા. કાંઈક સંકોચ, કાંઇક હેત ને કાંઈક આનંદ સાથે મારી શાલ સંકોરી હું ઉભી થઇ. ટાઢ ઘણી હતી. શાલ ઓઢીને પડી રહેવાનો મારો વિચાર હું તાજો રાખવા મથતી હતી.

"કેમ શા વિચાર કરો છો? તમારી રાહ જોતો હું બેઠો હતો. તમે આવ્યા નહીં, ને ટેનિસ કે બેડમિન્ટન રમવાનો વખત જતો રહ્યો, અંધારૂં થવા આવ્યું છે. હવે માત્ર ફરવાનું બાકી રહ્યું છે, તેય ખોવું છે કે શું?"

શશીકાંતને ત્રીજી ફેરો બોલતો સાંભળી મારે છેવટે જવાબ આપવો પડયોઃ "હા ચાલો, હું તૈયાર છું."

અમે બાગમાં નીકળી પડયાં. બાગના વર્ણનમાં કે અમારી વાતોના રસમાં વધારે વખત ન ગાળતાં મારૂં વૃત્તાંત કાંઇક જણાવું તો વાંચનારને ઠીક લાગશે.

મારાં માત પિતા મને બે વરસની મૂકી મરણ પામ્યાં હતાં; તેમની પાસે પૈસો સારો હતો. તેમના મિત્ર પ્રમોદરાયને તેમણે ટ્રસ્ટી તરીકે નીમ્યા હતા. આ પ્રમોદરાય પાસે અઢળક ધન હતું. ને છોકરૂં છૈયું કે બૈરી કશું તેમને હતું નહી; તેથી હું નાની હતી ત્યારથી તેમણે મને પોતાને ઘેર આણી ઉછેરી હતી. મારી મિલકત અખંડ જાળવી રાખતા ને મારે માટેનું તમામ ખરચ પોતાની ગાંઠથી તે કરતા. પ્રમોદરાયની હાલ ઉમર ૩૫-૩૬ ની હતી, ને મારી ૧૬-૧૭ ની હતી. પ્રમોદરાયની દૂરની એક બ્હેન ગરીબ અવસ્થામાં ગુજરી ગઈ હતી. તેને એક દીકરો હતો, તેને પણ પ્રમોદરાયે ઉછેરી મોટો કર્યો હતો. તેનું નામ શશીકાંત હતું. અમારે બંનેને સાથે રમવાનું, જમવાનું ને ભણવાનું હતું, તેથી અમારી બંનેની વચ્ચે મિત્રતા જામી હતી. હાલ શશીકાંતની ઉમર ૧૯-૨૦ વર્ષની હતી. છેક ગઇ કાલે પ્રમોદરાયે અમારા બંનેના વિવાહ કરી નાખવા ઇચ્છા દર્શાવી હતી, તેથી અમારી મિત્રતામાં સંકોચ—બરફ જેવી થોડીક ઠંડી દાખલ થઇ હતી. લજ્જાદેવીએ પોતાનો અમલ શરૂ કરી દીધો હતો.

*

શશીકાંત સાથે ઉપર પ્રમાણે ફરવા ગયે મહિનો થઈ ગયો

હતો. તે સાંજ—અહો કેવી રમણીય !—અમારા મિલનની તે છેલ્લી સાંજ હતી. ત્યાર પછી શશીકાંતની વર્તણુંકમાં કાંઇ અજબ તરેહનો ફેરફાર થયો હતો. સવારમાં છેક વહેલો ઉઠી તે બહાર જતો હતો, ને રાતે છેક મોડો આવતો. તેની નોકરીનો ટાઇમ તો અગીઆરથી પાંચનો હતો, છતાં પ્રમોદરાયના કહેવાથી મેં જાણ્યું કે તેની કચેરીના કામે તે બહાર રહેતો; કેટલીક વાર તો રાતે પણ તે ઘેર આવતો નહીં, તે જે વખતે ઘેર આવતો તે વખતે હું ઉંઘતી હોઉં, એટલે પ્રમોદરાય સાથે વાત કરી તે ચાલ્યો જતો. તેની વર્તણુકનો ખુલાસો હું તેની પાસેથી મેળાપ થાય તો લઉં ને ! આમ મેળાપ વગર હું સોરતી હતી.

ફાગણ સુદ પૂનમનું સુંદર પરોઢ આવ્યું વહેલી ઉઠી મારા છજામાં બેઠી બેઠી હું કાંઇક વાંચતી હતી. અમારા બંગલાના કંપાઉંડમાં પણ બંગલાથી થોડે દૂર નાની તલાવડી—બાવળની ઝાડીથી રક્ષાયલી અને જંગલી તમરીઓ, ગુલબાસ, તલધારી અને સ્થળ કમળોનાં ફુલોથી ઢંકાયલી તલાવડી હતી. તે તલાવડીની પેલી પાર ગામમાં જવાનો રસ્તો હતો. જંગલી પણ રંગ બેરંગી ફૂલોથી લોભાઇ તેવાંજ રંગ બેરંગી પતંગીઆં તથા પક્ષીઓ તનતનાટ અને કલ્લોલ કરી રહ્યાં હતાં. ક્ષણભર મારૂં વાંચન ભૂલી હું કુદરતના આ સુખપૂર્ણ અને ઉલ્લાસ અર્પનાર ચિત્ર તરફ જોઈ રહી. પણ આ શું ? બાવળની ઝાડીમાં તલાવડીના કિનારા ઉપર આ બે આકૃતિઓ શાની ? ઝાંખા અજવાળામાં થઇને મારી નજર તેમના ઉપર ચોટી. એક પુરૂષ ને બીજી સ્ત્રી ! પુરૂષ એ તો શશીકાંત. પેલી સ્ત્રી કોણ ? હા ! એ તો પેલી. આખા ગામમાં ગવાઈ રહેલી છટેલ પેલી બાળા ! તેઓ કાંઇક વાતે વળગ્યા છે, પણ અંતરને લીધે મારાથી કાંઇ સંભળાયું નહી. શશીકાંતની મારા પ્રત્યેની બેદરકારીનું કારણ કાંઇક સમજાયું. બાળાના હાથ તેવામાં શશીકાંતે પોતાના હાથમાં લીધા,

અને બાળાના પગ સમક્ષ તે ઘુંટણીએ પડયો મારી આંખે અંધારાં આવ્યાં, મન ભમવા લાગ્યું, ચિત ચગડોળે ચઢયું, ને ખમી ન શકવાથી હું પાછી ફરી અંદર ગઇ. અંદર જતાં જતાં પાસેના છજા તરફ મારી નજર ગઇ. ત્યાં પ્રમોદરાય પણ ઉપલું દશ્ય તાકીને જોતા ઉભેલા જણાયા. મારા ઓરડામાં જઈ સારો હોળીનો સપરમો દહાડો મેં આંસુ સારવામાં ગાળ્યો. હોળીએ ખરેખર મારા મનમાં હોળી વાળી–પ્રગટાવી હતી.

*

તે દિવસથી મારૂં હૈયું ભાગી ગયું. થોડા દહાડા તો હું બિલકુલ બહાર જતી નહોતી. રડી રડી આંખો સુઝી ગઈ. શશીકાંતને તેની દરકાર નહોતી. તે તેના રોજકામમાં–પેલી નફ્ટ સ્ત્રી સાથે પ્રેમમાં લથબથ રહેતો. પ્રમોદરાય પણ કોણ જાણે કેમ એ દિવસોમાં મારાથી દૂર નાસતા હોય તેમ જણાયું. આખરે વખતે વખતનું કામ કર્યું, દુઃખમાં કાઢેલા એ ત્રણ મહિના વસમા લાગ્યા. ધીમે ધીમે હું મારો જૂનો સ્વભાવ મેળવતી ગઈ. સદા હસમુખી અને આનંદી રહેવાની પડેલી ટેવ પાછી આવી. એક દિવસ જમતી વખતે પ્રમોદરાયે મને કહ્યું:

"જો, મંજરી ! શશીકાંત કંઇ ઉંડા પાણીમાં રમતો જણાય છે. તેં ને મેં જે દેખાવ જોયો તે ઉપરથી નક્કી માનજે કે તેની સાથેના વિવાહ તૂટી ગયા છે."

ખરા દિલથી પણ નિરૂપાયે સંમતિ દર્શાવતી ને ડોકું ધુણાવી હા ભણતી હું બોલી:

"હા, ખરેખર એ મૂર્ખ પોતાની પાયમાલીને નોતરતો હોય તેમ જણાય છે."

આમ ધીમે ધીમે એ વાત વિસારે પડી. ફરીથી મારી રમત ગમતો, મારૂં હરવા ફરવાનું, મારૂં વાંચન અને મારી મોજમઝા મેં

શરૂ કરી દીધાં. એ મોજમઝામાં **શશીકાંતને** બદલે હવે **પ્રમોદરાય** મારા સાથી થયા. ઘરમાં બીજું કોણ હતું? અને ટેનિસ કે **બેડમીન્ટ** **સેતરંજ** કે **બીલીઅર્ડ** કાંઇ એક જણાથી રમાય?

આમ રોજના સહવાસથી **પ્રમોદરાય** માટેનો મારો અભિપ્રાય કાંઇક ફર્યો. અત્યાર લગી હું તેમને આધેડ ઉમરના, માન આપવા જોગ, બાપની જગા સાચવનાર કાકા તરીકે ગણતી. હવે કાંઇક અંશે તેઓ સાથી—સરખા સમોણા લાગવા માંડયા. **પ્રમોદરાય** પણ મને હવે નાની કીકીને બદલે મિત્ર તરીકે ગણવા લાગ્યા. એક દિવસ **બીલીઅર્ડ** રમતાં રમતાં મેં મારા દડાને ધકેલી ઉપરા છાપરી કેનન કર્યા કરી તે જોઈ સાનંદાશ્ચર્યમાં લીન થઇ હસતે મોંએ તે બોલ્યા:

" **મંજરી**, તું હવે ઘણી ચપળ ને હોંશીયાર થઇ છું. તારે વિષે મારી ચિંતા રોજ વધતી જાય છે. **શશીકાંતે** દગો દીધો. જોને હવે તો તે ઘેર પણ આવતો નથી. તારે માટે વર ક્યાંથી લાવવો? તું જાતે તપાસ કરતી રહે. મારી તપાસ ચાલુ છે."

" તમે એ વાત કરશો નહીં. મારે પરણવું નથી."

" એમ તે કાંઈ કુંવારા રહેવાય?"

" ઠીક જોઇશું."

એમ મેં ટુંકામાં પતાવ્યું તો ખરૂં, પરંતુ તે દિવસથી મારી ચિંતા વધવા લાગી. **પ્રમોદરાય**નું કહેવું ખરૂં હતું—એમ તે કાંઈ કુંવારા રહેવાય? પણ ત્યારે શું કરવું? વર તે કાંઇ બજારમાં વેચાતા મળતા હશે? અને હું તો **શશીકાંત** ને **પ્રમોદરાય** શિવાય બીજા કોઇને વિશેષ ઓળખતી નહોતી.

પાછા બે ત્રણ મહિના ચાલ્યા ગયા. એક દિવસ બાગમાં ફરતાં **પ્રમોદરાય** મારા સામે જોઈ બોલ્યા:

" શો વિચાર કર્યો?"

" શાનો?"

"કેમ કાંઈ વરનો પત્તો ખાધો?"

"હું ક્યાં શોધવા જઉં? તમે શું કર્યું?"

કાંઇક ગંભીરતાથી પ્રમોદરાયે જવાબ વાળ્યોઃ

"મને પણ તારે યોગ્ય વર મળતો નથી. તારી મરજી હોય તો—"

એટલું બોલી તે અચકી ગયા ને મીઠી આંખે મારા તરફ જોઈ રહ્યા. મેં પૂછ્યું :

"તો શું? બોલો."

"ના, નહીં કહું, કદાચ તને ખોટું લાગે."

"ના નહીં લાગે, જે કહેવું હોય તે કરારે કહો."

"જો, સાંભળ; ને ખોટું લાગે તો માફ કરજે. આપણે એકમેકને ઓળખીએ છીએ તેવું કોઇ એકમેકને ઓળખતું નહીં હોય, તારે કોઇ નથી, મારે કોઇ નથી. આપણે બે—"

પછી ગાડી અટકી પડી—જાણે બ્રેક લાગી ન હોય, મેં માર્યો ધક્કો :

"આપણે બે—આપણે બે—શું—?"

"જો ખોટું ન લગાડીશ. આપણે બે પરણીએ તો કાંઇ વાંધો છે?"

વિચાર મને કાંઈ ખોટો ન લાગ્યો. મારી ઉમર ૧૬–૧૭.ની હતી, ને તેમની ૩૫–૩૬ હતી, પરંતુ તે ૩૦–૩૨ વરસના જેવા ભરજુવાન લાગતા હતા, અને ખૂબસુરત પણ હતા, પણ અત્યાર લગીનો કાકા—ભત્રીજીનો, બાપ—દીકરીના જેવો સંબંધ મારી મનકામનાની આડે આવ્યો. મેં જવાબ આપ્યો.

"તે કેમ થાય? દુનિયા શું કહે? આપણી ઉમરનો તફાવત જુઓ. ક્યાં સોળ ને ક્યાં છત્રીસ? અને તમે મારા કાકા, ના, ના, એમ ન બને."

"દુનિયાનું આપણે શું? તારી મરજી હોય તો દુનિયા ઝખ મારે છે. ને ઉમરનો તફાવત એ કાંઈ એટલો બધો વાંધો લેવાનું

કારણુ ન હોય. અને હું તારો કાકો એટલે શું? તારા બાપનો મિત્ર કે બીજું કાંઇ? તેથી શું હું તારો હમેશનો મિત્ર ન થઇ શકું? "અશે. હું તારા પરવશપણાનો લાભ લેવા ઇચ્છતો નથી. તું વિચાર કરી જોજે."

બે ત્રણુ મહિના વધારે વીતી ગયા. દૂરના ગામમાં કોઇ મિત્રને ત્યાં લગ્ન હતું, ત્યાંથી અમે પાછાં આવતાં હતાં. મોટર ધસારાબંધ ચાલતી હતી. પ્રમોદરાય કાંઇક ઉંડા વિચારમાંથી જાગ્યા હોય, તેમ મને ઉદ્દેશીને કહેવા લાગ્યા:

"કેમ મંજરી, કાંઇ નિર્ણય કર્યો? હા કે ના?"

"શી બાબતની?"

પાછા પ્રમોદરાય વિચારમાં પડયા. હું તેમનું સુંદર મુખ નીહાળી રહી. અહા કેવું સુંદર મુખ—મોટરના ઝાંખા અજવાળામાં પણુ તેની સુંદરતા સ્પષ્ટ દીસતી હતી. મને વિચાર આવ્યો; આવા વર હોય તો ખોટું શું? હવે તો તે ફરી વાત ઉપાડે તો હાજ ભણી દેવી, કેવી સારી વિદ્યા સંપાદન કરેલી છે, ને કેટલું અઢળક ધન તેમની પાસે છે. તેમના વૈભવ આગળ મારા પિતાની મિલ્કતનો કાંઈ હીસાબ નથી. મારી વિચારમાળા પ્રમોદરાયે અટકાવી.

"મંજરી તારી ને મારી વચ્ચે આ બરફનો ઢગલો કયાં સુધી રહેશે? હા કહે તો નિકાલ; કે ના કહે તો નિકાલ; પણુ આવી ઉદાસીન વૃત્તિ ખમી જતી નથી."

"પણુ હું શું કહું? મને કાંઈ સુઝ પડતી નથી. તમે મારા મુરબ્બી છો. તમેજ કહોને? અગર તમે મારી જગાએ હો તો તમે શું કરો?"

"જો પક્કી-લુચ્ચી છોકરી! પણુ લે હુંજ કહું છું. હું તો હા કહું, થયું.'"

"તારે મારી હા."

"થેન્ક યુ."

*

પાછા બે ચાર મહિના ચાલ્યા ગયા. નવા પ્રેમીઓની માફક અમે પ્રેમમાં મશ્ગુલ રહેવા લાગ્યાં. શાકુંતલ, રોમીઓ અને જુલીઅટ, ઓખાહરણ જેવાં પુસ્તકો વાંચવાં, ફરવું હરવું, એ શિવાય બીજો કોઇ ધંધો નહોતો. ધીમે ધીમે વાત લોકોએ જાણી. કોઇએ સારૂં કહ્યું, કોઇએ ખોટું. વસંત પાંચમનાં લગ્ન ઠરાવ્યાં હતાં, તેને હજી એક મહિનાની વાર હતી.

દરમ્યાન શશીકાંત ઘેર પાછો ફર્યો. તેની ચાલચલગત સુધરતી જણાઈ; પરંતુ અમને એથી લાગ્યું કે અમારા લગ્નની વાત બહાર પડયાથી–બુઝાતા દીવાના છેલ્લા પ્રકાશ માફક—શશીકાંતે સાલસપણું મેળવ્યું છે. હળવે હળવે તેણે મારી સાથે બોલવા માંડયું, ને પૂર્વની માફક—જરા અંતરાયથી—અમે વાતચીત તથા રમત ગમતમાં જોડાયાં. પણ તેનો આનંદી સ્વભાવ આનંદશૂન્ય થઈ ગયો. તેના મોં ઉપર શોકની—દુઃખની છાયા સ્પષ્ટ જણાતી હતી. વાત કરતાં કરતાં તે અચકી જતો હતોઃ ઉંડા વિચારમાં ડૂબેલો જણાતોઃ 'કહું કે ન કહું' એવા તર્કવિતર્કમાં જાણે તેની જીભ ચોંટી જતી.

એક દિવસ બપોરે પ્રમોદરાય કાંઈ બહાર ગયા હતા. એ મોસમ માટે તાપ જરા વિશેષ હતો. હું મારા ઓરડામાં બેઠી બેઠી રૂમાલ ગુંથતી હતી. બારણું ઉઘડયુ, ને શશીકાંત અંદર દાખલ થયો. તેની આંખો ચોખ્ખી રડેલી દેખાતી હતી. મારી પાસેની ખુરશી ઉપર બેસતાં તેણે કહ્યું :

" મંજરી તેં—હું હજી 'તું' જ સર્વનામ વાપરૂં છું તે માફ કરજે–તેં મને ગેરઇનસાફ કર્યો છે, "

" કેવી રીતે ? "

"ઇશ્વર જાણે, હું તને કેટલા પ્રેમથી ચાહું છું; છતાં તું મને છોડી પ્રમોદરાયને પરણવા કબુલ થઈ છે. પ્રમોદરાય તારા–તેમ મારા મુરબ્બી છે: તેમની વિરૂદ્ધ એક અક્ષર પણ હું બોલું તો મારી જીભ કાપવી પડે. પરંતુ તેમણે જ આપણા વિવાહ કરી આપ્યા હતા. તે તોડવાનું કાંઈ કારણ?"

"કારણ કે તેમને હું વધારે ચાહું છું."

"તું કહે છે, છતાં તે હું માની શકતો નથી. પૈસા, ગુણ, વિદ્યા, રૂપ એ બધા વિષે કંઈ કહેવાનું નથી. પરંતુ ઉમ્મરનું શું? તારીજ ઉમ્મરના મને બાજુએ રહેવા દઇ તારાથી બમણી વયના પ્રમોદરાયને તું પસંદ કેમ કરે છે?"

"કેમ કે તું બેવફા છે. તને પ્રેમની કિંમત નથી. મને–બળેલીને વધારે શું કામ બાળે છે–મરેલીને શું કામ મારે છે?"

એટલું બોલતાંમાં તો મને ડસકું આવ્યું. ભરાઇ ગયેલા ડુમો શાંત થતાં મેં ઉમેર્યું:

"સુંદર ઉપવનમાં, સુંદર તલાવડી કિનારે પેલી સુંદર પણ છકેલી બાળા તારા પ્રેમને પાત્ર છે; હું નથી."

આ શબ્દોથી પડદો ખસી ગયો. શશીકાંતની સ્મૃતિ સતેજ થઇ. મારો ઉકળેલો પિત્તો શાંત પડે ત્યાં સુધી તે કાંઈ બોલ્યો નહીં. દરમ્યાન શશીકાંતે વર્ણવેલો ઉમ્મરનો તફાવત ને તેણે ધન વિષે કરેલો ઉલ્લેખ–એ બંને મારા અંતઃકરણને ડખવા લાગ્યાં. એ ગંભીર શાંતિની પળોમાં શશીકાંતનું યૌવનમસ્ત ફાંકડું મુખ હું નીરખી રહી. પ્રમોદરાયની ખુબસુરતી તેમના મોં ઉપર ડાવકાશની સફેદાઈ લાવતી: શાંતિ, ડહાપણ, ગંભીરતા એ તેમના મુખ ઉપર તરતાં જણાતાં. શશીકાંતની મોહકતા તેના મોં ઉપર જુવાનીની રતાશ પાથરતી: નવો ઉત્સાહ, ચંચળાઈ અને તિવ્ર ઇચ્છા એ ત્રણે ભાવો તેના ચહેરા ઉપર જાણે સ્ફુરી આવી સામા માણસને મહાત કરતા.

ઘડીભર મહાત થઈ હું શશીકાંત સામે જોઇ રહી શાંતિ મેળવતી હતી. એ જોઈ શશીકાંતે પોતાનો બચાવ પક્ષ રજુ કર્યો:

" મંજરી, તને જો મારે માટે લગીરે દરકાર હોય—મારામાં રતિપૂર પણ વિશ્વાસ હોય, તો સાંભળ. એ બાળા મારી માશૂક નથી, તેમ હું તેનો આશક નથી."

મેં વચમાંજ પ્રશ્ન કર્યો: " આશક ને માશૂક વગર તેના હાથ ઝાલી ધુંટણીએ પડેલા ? "

સહેજ ચીડાઈ તેણે જવાબ આપ્યો:

" ખામોશ, એક બૈરીની આબરૂ પોતાની આબરૂ જેટલી સાચવવી એ તારો ધર્મ છે. જરા ધીરજથી સાંભળ. બાળાના વરને તું ઓળખે છે ? એ ગુણવંતરાય મારા કલાસમાં હતા. અમારી વચ્ચે ગાઢ મૈત્રી હતી. પણ કોલેજમાંથીજ તેને દારૂ ને ને જુગારનું વ્યસન લાગ્યું. બાળા જેવી રૂપાળી ને પવિત્ર–તમે બધા ભલે તેને છટેલ કહો—પવિત્ર સ્ત્રી મળી હતી, પણ તે તેને દારૂની કુટેવને લીધે શંકાની નજરે જોવા લાગ્યો. આખરે તેણે પોતાને દારૂ ને જુગારમાં ખરાબ કર્યો. જુગાર રમતાં પોલિસે પકડયો. ને જુગારમાં હોડ તરીકે તેણે પોતાની વહુને મૂકેલી. પાસે પૈસા નહીં, કોઈ સગું વહાલું નહીં, કોઈ મદદગાર નહીં, તેથી બાળા એકલી શું કરે ? તેણે જીવ પર આદર્યું. આપઘાત કરવા તે ઘેરથી નીકળી, ને આપણી તલાવડી જોઈ તેમાં પડવા વાડ કૂદી અંદર આવી. હું તે વખતે બાગમાં ફરતો હતો. જેવી તે તલાવમાં પડવા જતી હતી, તેવી મેં તેને પકડી. તે દુઃખથી રડી, ને પછી તેણે મને બધી હકીકત કહી. વિશેષમાં આજ નહીં તો કાલ પણ આપઘાત કર્યા વિના નહીં રહે કહી ફરી તલાવમાં ઝંપલાવવા પ્રવૃત્ત થઈ. તેને રોકવા મેં તેના હાથ ઝાલ્યા, ને હું તેને પગે પડયો. આ વાત મંજરી તારે માનવી હોય તો માનજે. નહીં તો હવે હું તને સુખી જીવન ઇચ્છી છેવટના રામ રામ કહી ચાલ્યો જઇશ. "

"એમ માનો કે આ બધું તમે કહો છો તે ખરૂં, પણ પછી રાત દિવસ તમે રઝળતા કેમ હતા? મેં તો ધાર્યું કે બાળા પાછળ ગાંડા થઇ ગયા છો."

"તેં ઠીક પ્રશ્ન કર્યો. મારા મિત્ર ઉપર પોલિસે કેસ કર્યો. તેનો બચાવ કરવાનું, અને તેને છોડવવાનું મેં બાળાને વચન આપ્યું હતું, કેસ સેશન્સમાં ચાલવાનો હતો, એટલે મારે કોર્ટ જે ગામમાં બેસે તે ગામમાં જવું પડતું, પુરાવો એકઠો કરવો પડતો, પૈસા એકઠા કરવાના હતા, વકીલો રોકવાના હતા. બાળાની સંભાળ તે આપઘાત ન કરે તેટલા માટે રાખવાની હતી. કેસ ત્રણ મહિના લંબાયો. આખરે એક મુદ્દાની વાત હાથ લાગી. ને હું ગુણવંતરાયને નિર્દોષ ઠરાવવામાં ફતેહમંદ થયો. તેમને છોડાવી તેમને તથા બાળાને તેમને ગામ લઈ ગયો. બંનેનો મેળ કરાવી પાછો આવ્યો; હવે મારૂં ગમે તે થાઓ, એક સુખી પ્રેમી જોડું બનાવવામાં હું ફતેહમંદ થયો છું–મેં મારૂં કર્તવ્ય કર્યું છે. ભલે મને મારા પ્રેમમાં નિષ્ફળતા મળો." એટલું કહી તે રોઇ પડયો.

શશિકાન્તના મોં ઉપરથીજ નિર્દોષપણું સાબીત થતું હતું. તેને છાનો રાખી મેં વિદાય કર્યો.

એ પછી અમે રોજ મળતાં ને છૂટથી બોલતાં. ધીમે ધીમે ઉડી ગયેલો પ્રેમ પાછો આવ્યો. હું એને ચહાતાં શીખી. એ તો મને ચહાતો હતોજ. અમો બંનેને એકજ પ્રશ્ન ગુંચવતો હતો. અમારૂં લગ્ન હવે કેમ થાય?

×

વસંત પાંચમને હવે આઠ દહાડાની વાર હતી. પ્રમોદરાયે લગ્નની સર્વ તૈયારી કરી હતી. ખાસ ધામધુમ નહોતી કરવાની; તોપણ લગ્ન વખતે થોડા પરોણા આમંત્રવાના હોવાથી તેમને માટે

સોઈ તો કરવીજ પડે. કોને નોતરૂં આપવું ને કોને નહીં તે અમે નક્કી કર્યું હતું. પણ કંકાત્રી કોના નામથી છાપવી એ પ્રશ્ન હતો. પ્રમોદરાય સાથે મારૂં લગ્ન એટલે પ્રમોદરાયની સહી ઠીક ન લાગે પરંતુ છેવટે તેમના નામથીજ તેમના લગ્નની કંકોત્રી છપાવવી એમ ઠર્યું. કંકોત્રીનો મુસદ્દો તે મને બતાવવા આવ્યા ખરા, પણ મારૂં મન હવે એ લગ્નમાં નહોતું, એટલે મેં તેમને કહ્યું: "તમારે ફાવે તેવો મુસદ્દો કરી છપાવો, તેમાં મને શું પૂછવાનું" ? તેમણે કંકોત્રીઓ છપાવી રવાને કરવાનું કામ પ્રેસવાળાને સોંપ્યું.

હું તો હવે રડયા કરતી હતી. વસંત પાંચમ નજીક આવતી ગઇ, તેમ તેમ મારી માનસિક વ્યથા વધતી ચાલી, ચોથની રાતે મને લાગ્યું: બસ, થઇ ચુકયું, એકજ આડી રાત ને ખેલ ખલાસ. આવતી કાલે મારી જાતને હું વેચી દઇશ, ને મારો નાશ થશે. હું બેભાન થઇ ગઇ. બેભાન અવસ્થામાં ઉંઘી ગઇ. છેક સવારે જાગી. મારી આંખો સુઝેલી ને માથું ભમતું હતું, મારૂં દિલ કશામાં લાગે નહીં.

એટલામાં ટપાલ આવી, ઘણા મિત્રોના પત્રો હતા કે તેઓ આજ સવારે દસ વાગતાંની ગાડીમાં આવશે. આશરે વીસેક પરોણા આવવાના કાગળો હતા. તે વાંચતાં વાંચતાં હું કંટાળી, દરેક પરોણો મને હવ કાળ જેવો લાગતો હતો. છેલ્લો કાગળ ફોડયો આ શું ? કંકાત્રી ? મારી આંખે લાલ પીળાં આવ્યાં. શું હું ખરૂં વાંચું છું ? સહી પ્રમોદરાયની તો ઠર્યા પ્રમાણે છે, પણ મજકુર કાંઇક જૂદો છે. એક વાર, બે વાર, મેં ત્રીજી ફેરો એ કંકોત્રી વાંચી.

મે. સાહેબ,

**મે. સાહેબ,**

વિ. વિ. કે મારી ભત્રિજી ચિ. બહેન **મંજરી**ના શુભ લગ્નનું મુહૂર્ત વસંત પાંચમને દીવસે રાતના આઠ વાગ્યાનું નક્કી કર્યું છે. હસ્ત મેળાપ મારા ભાણેજ **ચી.** ભાઈ શશીકાન્ત સાથે કરવાનો છે, તે પ્રસંગે આપ સહકુટુંબ પધારી શોભા આપી આભારી કરશો,

લી. આપનો,

**પ્રમોદરાય**

હું આ વાંચીને બરાબર સમજું તે પહેલાં શશીકાન્ત હાથમાં કાગળ ઝાલી દોડતો આવ્યો, ને હર્ષઘેલો થઈ બોલ્યોઃ

"મંજરી, આ કંકોત્રી જોઇ? ત્યારે શું તું મારી મશ્કરી કરતી હતી?"

"ના, રે ભાઇ, હું તો કાંઇ સમજી નથી."

"જા–જા–લુચ્ચી—"

"ના, તારા સમ."

"ત્યારે આ કંકોત્રીનો અર્થ શો?"

"વળી શો અર્થ હોય? અંદર લખેલું છે તેજ ખરૂં. પ્રમોદરાય આપણા બેનાં લગ્ન કરે છે."

"તું જાણતી હતી?"

"ના, આ કંકોત્રીથી જાણ્યું. વિવાહથી રૂડું શું? હું ધારૂં છું, કે કાકાએ આપણો પ્રેમ ઓળખી આત્મભોગ આપવાનું નક્કી કર્યું હશે."

"ચાલ, મંજરી તેમને મળીએ." શશીકાંત એટલું બોલ્યો એટલામાં પ્રમોદરાય આવ્યા. જાણે કાંઈ જાણતા ન હોય તેમ તેઓ તડુકયાઃ

"કેમ મંજરી, અહીં શશીકાંત જોડે શું કર્યા કરે છે? સાંજે તો તારાં લગ્ન થશે. શરમ નથી આવતી?"

"કાકા પણ આ શું? આ કંકાત્રીમાં તો શશીકાંતના લગ્ન પણ ભેગેભેગાં થવાનું લખ્યું છે?

**"કેમ શશીકાંત જોડે તારે પરણવું નથી? ચીબાવલી?"**

"તમે કેમ જાણ્યું?"

"સાંભળ, તે દિવસે જ્યારે શશીકાંત તારી માગી માગવા આવ્યો ત્યારે મેં બહારથી બધું સાંભળ્યું હતું. તેનો પ્રેમ મેં પારખ્યો હતો. એ પ્રેમ જોયા પછી હું મંજરી! તને પણ જોયા કરતો હતો. મારી ખાત્રી થઈ કે તું પણ તેને ચાહે છે. પછી મારે શું કરવું? મૂળથી મારે તારી સાથે લગ્ન કરવાં નહોતાં. મેં તારી સાથે પ્રેમ બાંધ્યો

તેનું કારણ એ હતું કે શશીકાંત જે વંઠી જતો હતો એમ મને લાગ્યું, તેને અદેખાઇની આગ લગાડી ઠેકાણે લાવવો. શશીકાંત વંઠી જતો નહોતો, ને તે ઠેકાણે, આવ્યો. તમે બે એક થયા પછી વચ્ચે મારૂં શું કામ? પણ ઘડીક ગમ્મત ચાલુ રાખવા પડદો મેં દૂર ન કર્યો. હવે તમે બંને પ્રેમીઓનો હાથેવાળો મેળવી મારે મારૂં જીવન સાર્થક કરવું એટલુંજ મારૂં કર્તવ્ય રહ્યું છે."

મેં કહ્યું: "ઓ કાકા, તમે કેવા ભલા છો?"

**શશી**કાંતે ઉમેર્યું: " ઓ મામા, તમે કેવા વહાલા લાગો છો?"

**પ્ર**મોદરાય બબડયા: " હાસ્તો, ભલા ને વહાલા! સૌ સારાનું સગું છે. રહેવા દો હવે તમારૂં હેત. ચાલો કામે વળગો. હમણાં મહેમાનો આવી પહોંચશે. જા **શશી**, તું મોટર ને ગાડી લઇ સ્ટેશને, ને **મં**જી, તું ઘરમાં તમામ ગોઠવણ કર."

મહેમાનો આવ્યા. શાંત ધામધુમ વચ્ચે અમારૂં લગ્ન થયું. **પ્ર**મોદરાયે કન્યાદાન આપ્યું. દાન આપતી વખતે તેમણે કહ્યું:

" હું દાન શું આપું? **શશી**, દાનમાં આ કન્યા. મારી પાસે આપવાનું બીજું કાંઇ નથી."

થોડી વાર અટકી, પછી હસતાં હસતાં **પ્ર**મોદરાય બોલ્યા:

" સાવધાન! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ! જો! જો **શશી**, મેં વીલમાં તને વારસ કર્યો છે. મારો સઘળો પૈસો તારો છે. હું ભીખારી છું: બોલ હવે હું તને કન્યા સાથે બીજું દાન ક્યાંથી લાવી આપું? ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ સાવધાન!"

હાજર રહેલા મહેમાનો હસી પડયા. એ વિકટ હાસ્ય વચ્ચેથી સંભળાય તેમ **શશી** બોલ્યો:

" ઓ, મામા!"

મેં તેનો પડઘો પાડયો:

" ઓ કાકા!"

*

## "શુક્ર વાર"

ગ્રીસ અને રોમ એ બંનેએ વિનસ દેવનું નામ એટલું જાણીતું કર્યું છે, તથા હિંદુ પુરાણોએ શુક્રાચાર્યનું નામ એટલું આગળ આણ્યું છે, કે શુક્રની ઓળખાણ આપવાની જરૂર નથી. આકાશમાં ચળક ચળક થતા સઘળા પદાર્થોમાં માત્ર ચંદ્રથી ઉતરતો તારો શુક્રનો છે, ને તેના માનમાં અઠવાડીઆના એક વારનું નામ આપણે શુક્રવાર રાખ્યું છે, શુક્રવારનો મહિમા તથા ઐતિહાસિક અગત્ય કેવાં છે તે આથી જણાશે. છતાં આપણા લોકો સામાન્ય રીતે શુક્રવારની તદ્દન વિરૂદ્ધ છે એટલું જ નહિ પણ કોઇ પણ કામ શુક્રવારે કરતા નથી. ભોગ જોગે કોઇ શુભ કાર્ય શુક્રવારે કરવું પડે,

ના તેની શરૂઆત અગર તે કામ સંબંધી ગોઠવણ કરવાના સઘળા વિચાર ગુરૂવારે કરી મૂકે છે, શુક્રવારે કોઇ પણ જાતની આશા ફળીભૂત થાય નહિ, અને વિજય શુક્રવારથી દુરને દુર નાસતો ફરે છે; એમ આપણા લોકો માનતા હોવાથી 'શો શુક્કરવાર થવાનો છે' અગર 'કશો શુક્કરવાર વળવાનો નથી' એવાં વાકય પણ આપણી ભાષાના રૂઢીપ્રયોગ કોશમાં સ્થિરતા પામ્યાં છે.

આ બધું છતાં કોણ જાણે કેમ મને પોતાને શુક્રવાર તરફ અસાધારણ પક્ષપાત છે. શુક્રવારનાજ વાતાવરણમાં હું ઉછર્યો છું– મને ગળથુથીમાં જ શુક્રવાર–પૂજા પવાઇ હતી, મારો જન્મ શુક્રવારે થયો હતો : મારા બાપા શુક્રવારે જન્મ્યા હતા : મારી બા, મારી મોટી મા, મારી બહેન તથા મારા દાદા પણ શુક્રવારે આ દુનિઆમાં આવ્યા હતા એમ કહેવાય છે. હું શુક્રવારે પરણ્યો હતો : નિશાળે પણ શુક્રવારે બેઠો હતો; હા ગુરૂવારે ઠાઠમાઠથી દાખલ થવાનો હતો, પરંતુ એકાએક માંદો પડવાથી ગુરૂવારે કરેલો શુભ વિચાર બીજે દિવસે અમલમાં મૂકાયો. આ બધા કુદરતી અકસ્માતો–આ બનાવો ઊપર મારો કાંઇ કાબુ નહોતો માટે અકસ્માતો બન્યાથી શુક્રવાર ઉપર મને ઘણો પ્રેમ છે, અને દરેક કાર્ય, દરેક પ્રિય કાર્ય, દરેક મહત્વનું કાર્ય હું શુક્રવારે કરૂં છું. મારાં સગાંવહાલાંને પણ હું શુક્રવારનું મહત્વ સમજાવી શકયો છુ, ને તેઓ એ વારને ચાહતાં શીખ્યાં છે. કોઇ ગામ જવું હોય, કોલેજમાં દાખલ થવું હોય, પરીક્ષા આપવા જવી હોય, ધંધા અર્થે બહાર જવું હોય–ટુંકામાં રોજના વ્યવહારની બાબતો સિવાયનું જે કાંઇ કરવું હોય તે હું આ માંગળિક વારે કરૂં છું ને મારૂં ચાલે તો નિત્ય કર્મ પણ શુક્રવાર સિવાયના બીજા દિવસોએ ન કરૂં : પણ અફસોસ ! એમ તો મારા જ બાર વાગી જાય, ને આ દુનિઆ છોડવી પડે. એટલે ના ઇલાજે વધારેમાં વધારે જેટલું થઈ શકે તેટલું હું શુક્રવારે કરૂં છું, ને પરિણામમાં મને શુક્રવારે બિલકુલ ફુરસદ મળતી નથી.

શુક્રવાર મુસલમાન ભાઇઓને પણ પ્રિય છે. સ્કોટલેંડમાં સઘળા લગ્નો બનતા સુધી આ વારે જ થાય છે. ચાર્લ્સ ડિકન્સની જીંદગીમાં જ નસીબ ઉઘાડનારા સઘળા બનોવો શુક્રવારે થયા હતા વોશિંગ્ટન ને શેકસપિયર શુક્રવારે જન્મ્યા હતા. અમેરીકા ખંડ શુક્રવારે જડયો હતો, ને ઈંગ્લાંડમાંથી મે ફ્લાવર આગબોટમા નાઠેલા સંસ્થાનિકો અમેરિકામાં પહેલ વહેલા શુક્રવારે ઉતર્યા હતા. ફ્રાન્સનું જુલમખાનું 'બાસ્ટિલ' શુક્રવારે જડ મુળથી ઉખેડી નાખવામાં આવ્યું હતું. મહારાણી વિક્ટોરીયા શુક્રવારે પરણ્યાં હતાં. વોટર્લુની યશસ્વી ફતેહ શુક્રવારે મેળવવામાં આવી હતી. અમેરિકાની સ્વતંત્રતાના ખત ઉપર શુક્રવારે જ સહીઓ થઇ હતી.

આવા ઐતિહાસિક સમર્થનથી શુક્રવાર ઉપર મારી આસ્થા બેસે તેમાં નવાઈ નથી, તેમ શુક્રવારના ધર્મમાં બીજાઓને વટાળવા માટે એક મિશનરી જેવો આગ્રહ હું પકડું તેમાં પણ કશું આશ્ચર્ય ન કહેવાય, પરંતુ એક વરસ ઉપર બનેલા એક ભેદી તથા નાખુશ બનાવે શુક્રવાર તરફ સહેજ અણગમો મારા મનમાં થોડા વખત માટે પ્રગટ કર્યો. ગઈ મે વેકેશનમાં મારી પત્નીને તેડી જવા માટે મારા સસરાનો કાગળ અમદાવાદથી આવ્યો, ને બની શકે તો તેમને ઘેર ચાર પાંચ દિવસ ગાળવા તેમાં આમંત્રણ કરેલું હતું. આથી કરીને મેં શુક્રવારે મારે ઘેરથી નીકળી અમદાવાદ જવાનો બેત રાખ્યો હતો, કેમકે ત્યાં આશરે અડવાડીઉં રહી મારી વહુને લેઇ હું બીજે શુક્રવારે ઘેર આવવા નીકળી શકું, શુક્રવાર શિવાય નીકળવાનું મને પસંદ નહોતું, કેમકે નહીં તો વખતે રસ્તામાં કાંઈ અકસ્માત થવાનો મને હમેશ ભય રહેતો, હું કાંઇ વહેમી નથી, પણ જ્યારે ઈશ્વર પોતે જ વહેમનો પક્ષપાત કરે છે, ત્યારે ગરીબ બિચારો માણસ શું કરે? મારી દાદીમાએ એક વખત મને સામા કાળે ઘેરથી નીકળવા ના કહ્યું હતું, પણ તર્કશાસ્ત્રના અભ્યાસી તરીકે માના સોનેરી બોધને

વ્હેમ ગણી તેની અવગણના કરી ઘેરથી નીકળ્યો. પણ જઉં ક્યાં? સા–ટ્રેન જ લેટ થઇ! ત્યારથી જ આપણા રીત રીવાજ તરફ, આપણી સંસ્થાઓ તરફ–મને અનહદ માન પેદા થયું છે. શુક્રવારની બાબતમાં લોકોને સામાન્ય લાગણી તેની વિરૂદ્ધ છે તે અયોગ્ય નહીં હોય એમ માનવા છતાં, કુટુંબનો તથા મારો અનુભવ તેથી ઉલટી દિશામાં હોવાથી એક કુટુંબના સિદ્ધ રીવાજ તરીકે હું શુક્રવારને ચીવટથી વળગી રહું છું.

પણ ભોગ જોગે આ વખતે મને કડવો અનુભવ મળ્યો શુક્રવારે બપોરે અમદાવાદ સ્ટેશને બે કલાક મોડો પહોંચ્યો, તેથી મને તેડવા આવેલી મારા સસરાની ગાડી પાછી ગયેલી તે હજી આવી પહોંચી નહોતી, ભાડાની ગાડી લેઈ નદી પારને તેમને બંગલે જવા નીકળ્યો તો રસ્તામાં ગાડી પડી ગઇ, પૂલ ભાગી ગયો, ને ઘોડો લંગડો થયો. મારો સામાન ઉંચકી ઉનાળાના સખત તાપમાં ચાલતું ઘેર જવું પડયું. ત્યાં પહોંચ્યા પછી મને લુખ લાગી અને ઉલટીઓ થઈ. જેમ તેમ કરીને ચાર પાંચ દિવસ રહી શુક્રવારે પાછા નીકળવાનું મેં મારા સાળાને કહ્યું. તે લોકો શુક્રવારની વિરૂદ્ધ છે, અને ગઇ વખતે–પહેલે આણે મારી વહુને તેઓએ શુક્રવારે વળાવી નહોતી; પણ તે વખતે મારી બા તેડવા ગયેલી, એટલે તેણે તેમના કહેવા પ્રમાણે કર્યું હતું. વેર લેવાનો હવે મારો વખત હતો. મેં ચોખ્ખું કહ્યું મોકલવી હોય તો શુક્રવારે જ મોકલો, નહીં તો હું એકલો જઈશ. મને ના ન કહેવાય તેમ મારી સાથે બગાડ ન કરવા ખાતર આખરે તેઓ કબુલ થયા, અને અમે શુક્રવારે અમદાવાદથી નીકળ્યા. સ્ટેશને અમને વળાવવા મારી સાસુ, સસરા તથા સાળો આવ્યાં હતાં. સારા ભાગ્યે રસ્તામાં કાંઇ અકસ્માત્ આ વખતે નડયો નહીં તેથી હું મનમાં રાજી રાજી થતો હતો, કેમકે નહીં તો શુક્રવારની ફજેતી શુક્રવારની ગુજરી જેટલી સસ્તી થવાનો સંભવ હતો. આખરે ટ્રેન આવી ને અમે બે

અંદર ગોઠવાયાં. "આવજો," 'કાગળ લખજો,' ના પરસ્પર વ્યવહાર વચ્ચે ગાડી ઉપડી. ગાડી ઉપડી કે તુર્ત મેં મારી વહુ તરફ જોયું વડીલો હવે ગાડીમાં નહોતાં, છતાં તે તો પુઠ કરી બેઠી હતી, ને મોઢે ઘુમટો હજી જેમનો તેમ દીસતો હતો, તેને પણ શુક્રવાર તરફ અણગમો હતો તેથી રૂષણુ લીધું હશે, એમ મને ક્ષણભર લાકયું, છતાં હું બોલ્યો:

"વહાલી !"

મને કાંઈ પણ જવાબ મળ્યો નહીં. હું ઉઠી જરા પાસે ગયો ને ફરી બોલ્યો:

"મીઠી ! કોની લાજ કાઢી છે ?"

જવાબ નહીં ! હું ચીડાયો, મારી ધીરજ રહી નહીં, તો પણ ખામોશ રાખી મેં એકવાર ફરી નામ દઇ બોલાવી:

"જાસુદ" !

પણ તે બોલે જ શાની ? મને આશ્ચર્ય લાગ્યું. આ કાંઇ પહેલી ફેરો તે સાસરે આવતી નહોતી કે તે શરમાય. મેં આંચકો મારી તેનો ઘુમટો તાણી લીધો. તાણી લીધો ને પરિણામે હું ચમકયો ? આ કોણ ? હા, આ તે જ સુંદર સાડી ને સુંદર ચોળી છે, કે જેમાં મારી જાસુદ હમેશ વધારે સુંદર દેખાતી હતી, પણ આ મોઢું કોનું ? શું હું ગાંડો બન્યો છું ? કયાં છે જાસુદની સુંદર કાળી–ભુરી આંખ ને ગુલાબી સુરખીમય ગાલ ? ના ના–આ જાસુદ નહીં. ગમે તેમ પણ આ કોઇ બીજી બૈરી છે. મેં ફરી બોલાવી:

"જાસુદ" !

પણ જાસુદ હોય તો બોલે ને ? મારો આ ગભરાટ જોઇને તે બાઇ જરા હસીને બોલી:

"ભાઈ, મુઝાવ છો કેમ ? તમે મને શું ના ઓળખી ! એ તો જાસુદ બેનની દાસી ને બેનપણી હું જુઇ."

હું બબડયો :

"મુઈ તું જુઇ હઉં તંઇથી–" મારૂં વાક્ય પુરૂ થતાં પહેલાં.. મને ગણકાર્યા વગર તે બોલે જ ગઈ:

"એતો બેન ને બાને શેઠને ને ચંપકભાઇને શુક્રવારને દિવસે નીકળવાનું ઠીક ન લાગ્યું ને તમે હઠે ચઢી જીદ્દ કરો, તેટલા માટે છતે એનનાં લુગડાં પહેરી હું જ આવી. શેઠ તો છતે ના કેતાતા કે એમ ના થાય, પણ ચંપકભાઇના આગરોથી છેવટ એમ કર્યું. ગુસ્સે ના થશો ભઈ, ને જાસુદ એને કાવ્યું છે કે કાલે હું જરૂર આવીશ ને આટલો ગનો માફ કરજો."

મુઈ વગર અટકયે આખુ ભાષણ પટપટાવી ગઇ. ને મેં પુરૂં બરોબર સાંભળ્યું પણ નહીં, કેમકે હવે ઘેર જઈ હું શું મોં બતાવીશ તેની જ મને ચિંતા થતી હતી. પણ તેટલામાં જ જુઈ બાઇના મોંમાંથી સુવાસ નીકળ્યો :

"તમારી બાને છતે એવું કહીશું કે આવવા નીકળ્યા પણ છતે અપશકન મળ્યા એટલે જાસુદ બેન પાછાં વળ્યાં તે કાલે ચંપકભાઇ સંગાતે આવશે."

હવે મને કાંઇક ટાઢક વળી. આ યુક્તિ ઠીક લાગી, તો પણ શુક્રવાર સંબધે મારો ગુસ્સો કાંઈ ઓછો થયો નહોતો. મારી જાસુદ તો ભલી હતી, પણ મારો સાળો ચંપક ટીખળી હતો. આ વગર એપ્રિલ મહીને મને ઠીક એપ્રિલ ફૂલ બનાવ્યો, તેથી મારા ગુસ્સાનો પાર રહ્યો નહોતો.

અમે ઘેર પહોંચ્યાં ને સઘળું સહીસલામત પાર પડયું. બીજે દિવસે જાસુદ આવી પહોંચી. છેક રાતે અમે મળી શકયાં; મળ્યાં કે તુર્ત તેણે હાથ જોડી માફી માગતાં કહ્યું:

"વહાલા ! ક્ષમા કરો. મને શુક્રવાર ગમતો નથી એ વાત ખરી પણ ગઇ કાલના સઘળા બનાવ માટે ચંપકભાઈ જવાબદાર છે,

છે, ને તેમાં મારી બા તથા બાપાની સંમતિ થઈ એટલે મારૂં શું ચાલે ? ગમે ત્યાં ને ગમે તે દિવસે—સામા કાલે ને ઉત્તર ધ્રુવમાં—રાતે કે મધ્યાન્હે—સ્વર્ગમાં કે નર્કમાં તમારી સાથે જવા હું કદી ના કહું એવી નથી, એ તમે જાણો છો. આતો મારા ઉપર લગભગ જુલમ ગુજારી મને કાલે પાછળ રાખી આજે મોકલી. હા, તેમનો ઇરાદો શુક્રવાર ભુલાવવાનો હતો, પણ તેમાં મારો શો દોષ ! વહાલા, માફ કરો. ”

જવાબમાં ફક્ત મેં તેને ચુંબન કર્યું. મારી અપાઈ ગઈ. તુર્ત તે બોલી : “ વહાલા તમને શુક્રવાર પ્રિય છે, એટલે મને પણ પ્રિય ! તમને પ્રિય તે મને પ્રિય, ને તમને અપ્રિય તે મને અપ્રિય, પણ વહાલા, એક શંકા થાય છે, તમે કહો તો કહું. ”

“ હં : ” હું ગણગણ્યો; એટલે તેણે આગળ ચલાવ્યું :

“એમ કેમ હશે કે ઇતિહાસના સઘળા માઠા બનાવ શુક્રવારે બનતા હશે ! ક્રાઇસ્ટ મહાત્માને શુક્રવારે ક્રોસ ઉપર ગરદન મારવામાં આવ્યા હતા. બાઇબલમાંની ઇવ માતાએ જ્ઞાનનું ફળ શુક્રવારેજ ખાઈ મનુષ્ય જાતનું સત્યાનાશ વાળ્યું એમ સોમ્સ કહે છે. ઇંગ્લાંડમાં પહેલાં શુક્રવારેજ સૌને ગરદન મારવામાં આવતાં હતાં. શુક્રવારે પુનમ હોય તો દરીયો તોફાની થાય છે, તેથી ખલાસીઓ તે દિવસે વહાણ લેઇ નીકળતા નથી. વળી સઘળી મોટી લઢાઇઓ શુક્રવારે લઢવામાં આવી હતી. રોમન લોકોએ ગાલીઆનાર બોન્સિસ આગળ સખ્ત હાર શુક્રવારેજ ખાધી હતી. મારેંગો, વોટર્લુ, બંકરહિલ, ન્યુઑર્લિઅન્સ વગેરે જાણીતાં યુદ્ધ શુક્રવારે થયાં હતાં, ને કરોડો માણસો શુક્રવારે રણસંગ્રામમાં કપાઇ મુઆ. વળી પહેલા ચાર્લ્સ રાજાને શુક્રવારે ગરદન મારવામાં આવ્યો હતો. ને શુક્ર-વારે જુલિઅસ સીઝરનું ખૂન થયું હતું. મોસ્કો શહેર પણ શુક્ર-

વારે બાળી નાખવામાં આવ્યું અને આપણા લોકો–હિંદુઓ તેમજ બુદ્ધ લોકો તો શુક્રવારને નખેતર ગણે છે, ત્યારે આ બધાનું કાંઈ કારણ તો હશેજ."

મારી જાસુદના ઈતિહાસના જ્ઞાનથી મને કાંઇ. ગર્વ થયો તેના વિશાળ વાંચનનું મને અભિમાન આવ્યું; તોપણ મારી છેક હાર થઇ છે એમ કબુલ કરવું બરોબર ન લાગવાથી હું બોલ્યો: "વહાલી, તારી વાત ખરી છે: પણ શુક્રવારે બીજા મહત્વના ને ભાગ્યશાળી બનાવો પણ બન્યા છે. એ તો કાશીનું કરવત–બે બાજુ વહેરે: વિરૂદ્ધ અને તરફેણ બે બાજુ હમેશાં જે બોલવું હોય તે બોલાય. પણ જાસુદ, તું કેમ વિસરી જાય છે, કે આપણે શુક્રવારેજ પરણ્યાં હતા, ને શુક્રવારનું મુરત તારા જોશીએજ આપ્યું હતું. તે વખતે તો મારી આડાઈ નહોતી ને ?"

આ મારા શબ્દોએ જોઇતી અસર કરી. મારી દલીલનો કશો શુક્રવાર વળવાનો નહોતો તેવો ભય જે વખતે મને જાસુદના લાંબા ભાષણથી લાગ્યો હતો, તે વખતે અમારાં લગ્નની તીથિની આ યાદે ચમત્કારિક અસર કરી, ને મારી જાસુદ મને ચુંબન કરતી બોલી:

" વહાલા, ખરી વાત છે, આપણે શુક્રવારે પરણ્યાં હતાં. આપણે ઘણાં સુખી છીએ, નહીં વહાલા ? તો પછી શુક્રવાર શો ખોટો ? લોકો મુઆ અમસ્તા શુક્રવારને વગોવે છે, ને ઇતિહાસ તો તમે કહ્યું તેમ બે બાજુની આરસી છે. તમે કહેશો તે સઘળું શુક્ર-વારે હવે કરવાને તૈયાર છું, પણ જો જો હો ચંપકભાઈ ન જાણે."

આવી રીતે જાસુદને શુક્રવાર ઉપર આસ્થા રાખતાં મેં શીખવ્યું; ને એક વખતે જે આસ્થા મારા મનમાં પણ ડામાડોળ થવાનો ભય હતો, તે આથી બેવડી દૃઢ થઇ, ને બીજાને આ માન્યતામાં વટલાવવા મારામાં બમણું બળ હવે આવ્યું છે: ખરેખર, હવે શુક્રવારનો "શુક્રવાર વળ્યો" કહેવાય. વાંચનાર, હવે પણ શું તું શુક્રવારને નહીં માને ?

*

# કોનો વર

સન ૧૯—ની સાલમાં કાઠીઆવાડમાં બહારવટીઆનો ત્રાસ વધારે હતો તેમની ટોળીઓ ઘણા રાજ્યોમાં ત્રાસ વર્તાવી રહી હતી. લૂટ ફાટ ચલાવવી, ધાડો પાડવી, છાપા મારવા, ટ્રેનો લૂટવી એ તેમનો ધંધો હતો. એ ટોળીમાંની એક ગુજરાતની સરહદ આગળ તોફાન મચાવી રહી હતી, ને ગુજરાતમાં ઉતરી પડવાનો તેનો ઈરાદો જણાતો હતો. એ ટોળીનો નાયક રૂપલો ઉર્ફે મેરૂભા ઘણો બહાદુર ને ચાલાક હતો, આ બહારવટીઆને આગળ ધસતા અટકાવવા માટે પોલિસ તરફથી સારો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

હું અમદાવાદના પોલિસ કમિશ્નર સાહેબનો આસિસ્ટંટ હતો, તેથી બધો બંદોબસ્ત જાતે તપાસવા જવું પડયું હતું. જાપ્તો સારો હતો, એવી ખાત્રી થતાં અમદાવાદ પાછા જવાનું મેં નક્કી કર્યું. જે દિવસે હું નીકળવાનો હતો, તે દિવસે ખબર આવી કે બહારવટીઆ ગુજરાતમાં દાખલ થવા માટે નીકળ્યા છે. આ ખબર ખોટી હોય કે ખરી. પણ તેને ખરી ગણી પગ રસ્તા ઉપર સારો બંદોબસ્ત મેં કર્યો, ને રેલ્વે રસ્તે પણ જાપ્તો રાખ્યો. તાર કરી અમદાવાદના સ્ટેશને પણ એકે એક ટ્રેન તથા ઉતારૂની તપાસ રાખવાની સૂચના કરી દીધી.

*

મારી કામગીરી પુરી થઈ, તેથી તા.—ની રાતે ગુજરાત મેલમાં વીરમગામથી હું નીકળ્યો, કોરિડોર ( એટલે છજાવાળા ) ડબ્બાના એક ખાનામાં હું બેઠો. પાસે બૈરાંનું ખાનું હતું. ટ્રેન ઉપડવાની તૈયારી હતીઃ પાંચ મિનિટનો ઘંટ વાગ્યો, તેવામાં એક અતિ સ્વરૂપવાન યુવતિ આવી તે ખાનામાં દાખલ થઈ. તેના લલિત અવયવો સાદા સુંદર પોષાકને લીધે વધારે લલિત—ખીલેલા જણાયાઃ ને સ્ટેશન ઉપરની કિટસન લાઇટના તેજમાં—ડબ્બાની અંદરની વીજળીક રોશનીના ભભકામાં અપૂર્વ સુંદરતા દરેક અવયવમાં પૂરાઈ, એ સુંદરી કોણ હશે તેના વિચારમાં હું પડયો. પારસી ઢબની સાડી, ને ઉંચી એડીનાં સ્લીપર તેણે પહેર્યાં હતાં; ને ઘરેણામાં માત્ર બે કાનમાં હીરાનાં લવિંગીઆં તથા ગળે એક મોતીની સેર હતી. હાથે માત્ર કાચની બંગડીઓ ! નાક અણ વિંધ્યું ! એ બાઈ પારસી હશે કે હિન્દુ એ કળવાનું કામ મુશ્કેલ હતું, તો પણ તેના કપાળમાંનો ઝીણો ચાંલ્લો તેની જાત ઉઘાડી પાડતો હતો, તેમ તેના દેખાવડા, ઘાટીલા, ગોરા મ્હોંની મોહકતામાં વધારો કરતો હતો.

હશે, એ જે હોય તે હો, મારે શું ? એવા વિચારથી સંતોષ માની હું મારી જગાએ સ્થિર બેઠો, કેમકે બંદા પોલિસના મોટા

અધિકારી એટલે ઘણા ગૃહસ્થો મને મળવા, તથા સલામ ભરવા માટે હાજર થયા હતા. કોઇની સાથે શેકહેંડ કરીને, તો કોઇને સલામ કરીને મેં સૌને સંતોષ્યા : કોઇને કાંઇ સૂચના આપી તો કોઇને કાંઈ કામ-ગીરી બતાવી, એમ કરી મેં મારો બંદોબસ્ત પાકો કર્યો. એટલામાં બીજો ઘંટ વાગ્યો, સિગ્નલ-હાથ પડયો, ગાર્ડની વ્હીસલ ( સીસોટી ) થઈ, ને ટ્રેન ઉપડી. સાહેબજીના પોકાર વચ્ચે ટ્રેન આગળ વધી.

*

ટ્રેને હજી પ્લેટફોર્મ પણ છોડયું નહીં હોય, એટલામાં કોરિડોર ( છજા ) વચ્ચેના બારણાનો આગળો ઉપડયો, ને બારણું ઉઘડ્યું. બૈરાંના ખાનામાં બેઠેલી યુવતિ એકદમ મારા ખાનામાં દાખલ થઈ, ને ધબ દઈ છેક મારી પાસે બેસી ગઇ, એ એટલી બધી ધ્રુજતી હતી, કે ખસતી ખસતી છેક મારી લગોલગ આવી પહોંચી. તે લગભગ મને અડીને બેઠી; છતાંય તેનો ગભરાટ ટળ્યો નહીં. એનું અપૂર્વ લાવણ્ય નિહાળવામાં લૂબ્ધ થઈ ગયો, એટલે ક્ષણવાર હું કશું બોલી શકયો નહીં, પણ પછી મારી ગૃહસ્થાઇનો વિચાર કરી મેં તેને શાંત કરવાના ઇરાદાથી પૂછયું:

" બાઈ, તમે ધ્રુજો છો કેમ ? બાનુઓ માટેના ખાનામાંથી અહીં કેમ આવ્યાં ?"

રૂપેરી ઘંટડીના રણકાર સમો જવાબ મળ્યો: " મને-બીક -લાગે-છે-એ. " આ જવાબના પ્રત્યેક શબ્દમાં ગભરાટ સમાયલો હતો.

હવે શું બોલવું તે મને સુઝયું નહીં, હું તો માત્ર તેનું રૂપજ જોઇ રહ્યો. નહીં જાડી, નહીં પાતળી, નહીં ઉંચી, નહીં નીચી, બધેથી સરખી ! કેટલો લાંબો કેશ કલાપ ! કેવા ગુલાબી ગાલ ! કેવો અંગ મરોડ ! ભરાવદાર છાતીની સાથે કેટલી પાતળી કેડ ! કેવી

મરોડદાર ડોક ! અંગ્રેજ સુંદરીની નીડરતા, પારસી સુંદરીની ચપળતા, મુસલમાન સુંદરીની બેપરવાઈ, ને હિંદુ સુંદરીની સ્વાભાવિક લાજ, એ ચારે આ યુવતિમાં એકઠાં થએલાં જણાયાં. શી રૂપરૂપની મણી ને ગુણ ભંડાર ! પળવાર હું મહાત થયો, પણ પાછું મન વશ કરી મેં પૂછ્યું: " બીક ? શાની–કોની ? "

" એમ કેમ ? તમે નથી જાણતા ? તમે પોલિસ અધિકારી છો ને ? "

" કેમ કાંઈ બનાવ બન્યો છે ? "

" જાઓ મારા ભાઈ, મને ચોરની બહારવટીઆની બીક લાગે છે. તમે બંદોબસ્ત તો સારો–પાકો કર્યો છે, છતાંય ચાલતી ગાડીએ કોઈ ડોકું કાઢે તો ? "

હવે મને પુરેપુરૂ ભાન આવ્યું ને વસ્તુ સ્થિતિ સમજ્યો. બહારવટીઆની બીકથી એ બાઇ સ્ત્રીઓના ખાનામાં એકલી બેસવાને બદલે મારી પાસે આવીને બેઠી હતી. હું મનમાં બબડયો : " છે તો સ્થિતિ એવી. " તે સાંભળી તે મુગ્ધા બોલી :

" કહે છે ને બહારવટીઆનો સરદાર રૂપલો છે ? એ ઘણો શૂરવીર છે નહીં ? કોઈ કહે છે એ સ્ત્રી છે, ને કોઇ કહે છે એ પુરૂષ છે. ખરૂં શું હશે ? એ વેશ તો બદલતો હશે નહીં વારુ ? તમે શું ધારો છો ? "

" ઘણું કરીને તો એ પુરૂષ છે, ને નાસવું ભાગવું હોય ત્યારે નવાં નવાં રૂપ ધરે, તેમાં સ્ત્રીનો પાર્ટ પણ વખતે આવે. "

" પણ પોલિસને શી બાતમી મળી છે ? "

" કાંઇ ખાસ નહીં. એટલીજ કે બહારવટીઆ ગુજરાતમાં ઉતરી પડવાના છે. "

તે આ શબ્દો સાંભળી રહી : કાંઇ બોલી નહીં. ટાઢ સખ્ત હતી. તેની પાસે કશો સામાન કે બીસ્તરો હતો નહીં. એ હજી ધ્રુજતી હતી, એટલે કદાચ ટાઢ વાતી હોય એમ ધારી મેં ઓઢેલી સાલ એ બાંઇને આપી. એ એણે ખુશીથી લીધી, ને જરા લટકાથી ઓઢી. એ લટકાથી મારૂં જીગર ઘવાયું. અરે, કાંઇ નહીં તો એની ઓઢેલી સાલ તો સંભારણામાં રહેશે ! અપરિચિત સાથે વધારે ઉંડા ઉતરવું નહીં, છતાં મેં વાત છોડી :

" તમે ગાડીમાં એકલાં કેમ મુસાફરી કરો છો ? "

" અમારી ટોળી દુકાળમાં કાઠીઆવાડમાં અનાજ ને કપડાં વહેંચવા ફરે છે. હું વીરમગામની આસપાસ કામ કરૂં છું. મને અમારા પ્રમુખ લેડી—નો તાર મળ્યો, તેથી અમદાવાદ જાઉં છું. અમદાવાદ ક્યાં દૂર છે ? " હું પ્રશ્ન પૂછું ત્યાર પહેલાં તેણે ઉમેર્યું, કે " સારૂં થયું કે તમારો સંગાત છે નહીં તો હું બીહીને મરી જાત." ને જરા સ્મીત હાસ્ય કર્યું. એ હાસ્યથી લલચાઇ મેં જરા વધારે છૂટ લીધી, ને સવાલો કર્યા :

" ક્યાં રહો છો ? "

" મુંબાઈ. "

" ભણેલાં જણાઓ છો. "

" હા, મેટ્રિક થઈ કૉલેજમાં બે એક વર્ષ ગાળ્યાં છે. "

" પિતાનું નામ ? આ ધંધો કેમ સ્વીકાર્યો છે ? "

" સર—ની હું પુત્રી છું, ને ગુજરાતી હિંદુ સ્રી મંડળના સ્વયંસેવક તરીકે આ કામ મેં ઉપાડયું છે. "

" સર—ની પુત્રી તો માલવિકા, તેને તો હું ઓળખું છું. "

" એમને એકજ પુત્રી છે એમ શા ઉપરથી કહો છો ? હું એમની બીજી પુત્રી તપતી છું. "

તપતી નામ સાંભળતાં મને ખરેખર ખાત્રી થઈ કે પ્રેમાનંદે આ રૂપાળીને જોઇને જ તપતીનું આબેહુબ વર્ણન કર્યું હશે. મેં પૂછ્યું: " માફ કરજો, તમે પરણેલાં છો ? "

પૂછતાં શું પૂછ્યું, પણ મારા હૃદયમાં કાંઈ કાંઈ થઈ ગયું, ને આખા શરીરે પસીનો પસીનો થઇ ગયો, તપતીએ જવાબ આપ્યો :

" આટલું વહેલું પરણવાની કંઈ અગત્ય ? હજી મને વીસ વરસ થયાં છે. બી. એ. થયા પછી વાત. કોઈ સારો વર જોઈ પરણાશે. " એટલો જવાબ આપી જરા તીરછો કટાક્ષ મારી તેણે સામો પ્રશ્ન કર્યો :

" તમે પરણેલા છો કે કુંવારા ?"

એ પ્રશ્ન સાંભળી મારા મ્હોંમાં પાણી છૂટયું, ને ગીલગીલીયાં થયાં. ઉત્તર આપું ત્યાર પહેલાં સેંકડો વિચાર મારા મનમાંથી પસાર થઇ ગયા. કાંઈ અવનવી આશાઓથી મારૂં મનોરાજ્ય રંગાઈ રહ્યું. છેવટે મેં જવાબ વાળ્યો :

" હું પણ હજી કુંવારો છું. " ' પણ ' ઉપર સહેજ ભાર મૂકયો, ને પછી ઉમેર્યું કે " હવે કોઈ સારી કન્યા મળે તો પરણવા વિચાર છે. "

થોડીવાર અમે બંને ચુપ રહ્યાં, ને એકમેકના સામું જોઈ રહ્યાં. મને એમ લાગ્યું કે વરવાની ઈચ્છાથી એ મુગ્ધા મને નિહાળી રહી છે. એટલામાં ધબ લઈને એક મોટો ધબાકો થયો, ને એ બાળા બેહોશ થઈ મારા ખોળામાં પડી: મારા આખાં શરીરે રૂવાં ઉભાં થયાં: પણ વખત ખોવાનો સમય નહોતો. મેં પાણી છાંટી શુદ્ધિમાં આણી, ને પ્રસંગ સમજી તે જરા દુર ખસીને બોલી:

"થેંક યુ. હવે અમદાવાદ આવવાને કાંઇ વાર નથી. હજી હું બેશુદ્ધ જેવી છું, ને બીહું છું, તો સ્ટેશને જરા મદદ કરજો."

"ઘણી ખુશીથી."

હું એટલું બોલી રહ્યો એટલામાં એંજિનની સીસોટી થઈ. ઘણા સાંધાઓ ઉપરથી હવે ગાડી પસાર થતી હતી. તેથી ગાડીનો ધબકારો પલટાયા કરતો હતો. પાસે આવતા સ્ટેશનની આ નિશાની હતી. અમે કપડાં બપડાં ઠીકઠાક કર્યાં ન કર્યાં એટલામાં તો પોર્ટ-રોની 'અહમદાબાદ'ની બુમો સંભળાઈ, ને ગાડી ઉભી રહી.

હું પોલિસ અધિકારી એટલે મને લેવા મારા તાબાના નોકરો આવેલા હતા. સ્ટેશન ઉપર ટ્રેનો તથા ઉતારૂઓ તપાસવા માટે પોલિસ હાજર હતી. બંદોબસ્ત સખ્ત હતો. બે સીપાઈએ આવી મારો સામાન બહાર કાઢયો. મારી સાથે જુવાન સ્ત્રી છે એ જોઇને, મને લેવા આવેલાઓના મુખ ઉપર સહેજ આશ્ચર્ય તરી આવેલું જણાતું હતું. કદાચ તેમને એમ લાગ્યું હશે, કે હું બહુ જલદી પરણ્યો. તપતીનો હાથ ઝાલી મેં તેને નીચે ઉતારી, ને હાથનો ટેકો આપી તેની સાથે હું ચાલવા લાગ્યો, કેમકે હજી તે થરથર ધ્રુજતી હતી; જાણે કે હું પરણી ચુકયો હોઉં એવો લટ્ટુ થઇ ગયો હતો. મુખ્ય દરવાજે પહેરો હતો, ને ભીડ હતી, તેથી રિફ્રેશમેંટ રૂમ-માંથી નીકળી જવાનું મેં ધાર્યું, ને મારા તાબાના અધિકારીને મેં કહ્યું, કે હું હમણાં ચહા પી આવું છું ને તમે કરેલો બંદોબસ્ત તપાસું છું. તપતીને લઇ હું રિફ્રેશમેંટ રૂમમાં ગયો. અમે બંનેએ સાથે ચહા પીધી; ચહાથી તે કાંઇ હોંશીયાર થયેલી જણાઇ. સ્ટેશન બહાર જઈ મેં તેને પૂછયું:

"ગાડી મંગાવું ? કયાં જવું છે ?"

"હા, ભાડાની ગાડી મંગાવો, મારે વનિતા વિશ્રામમાં જવું છે."

ગાડી આવી, ને મેં તેને હાથ ઝાલી અંદર બેસાડી; ને સહેજ ધીમેથી સ્નેહથી પૂછયું:

"હવે કયાં અને કયારે મળીશું ?"

જવાબ ધાર્યા કરતાં સારો મળ્યો:

"આવી ધાસ્તીમાંથી તમારા આશ્રય નીચે તમે મને બચાવી છે, એ ઉપકાર કાંઈ ભુલાય એવો છે? ફરી મળીશું, ત્યાં સુધી હું તમને હમેશ યાદ કરીશ. ને ઇશ્વર કરશે તો જલદી મળવાનું થશે ને તે પણ હાલનાથી બદલાયલી સ્થિતિમાં."

એટલું બોલતાં તેણે 'સ્થિતિ' શબ્દ ઉપર સ્હેજ ભાર દીધો: અને હસીને મારો હાથ જરા દાબ્યો: મેં પણ તેનો હાથ સામો દાબ્યો ને 'સાહેબજી' કહી ગાડીવાળાને ગાડી ચલાવવા કહ્યું.

ગાડી ગઈ, ને સાથે મારૂં હૃદય પણ લેતી ગઇ.

હું પાછો સ્ટેશન અંદર ગયો ને પોલિસ બંદોબસ્ત તપાસ્યો મેં મારો સંતોષ જાહેર કર્યો, ને પછી હું ઘેર ગયો.

આખી રાત મેં મધુરા સ્વપ્નામાં ગુજારી.

સવારમાં ઉઠી વનિતા વિશ્રામમાં ગયો ને તપાસ કરી, તો કોઈ નવી બાઈ ત્યાં હમણાં આવીજ નહોતી એમ જણાયું. ભાડાની ગાડીનો નંબર મેં જોઈ લીધેલો હતો, તેથી ગાડીવાળાને બોલાવ્યો, ને પૂછ્યું, તો જણાયું, કે એ યુવાત વનિતા વિશ્રામ આગળ ઉતરી એજ મકાનમાં દાખલ થઈ હતી.

મને આ ભેદ સમજાયો નહીં.

*

એ પછીને દિવસે એવી ખબર આવી, કે પાસેનું એક ગામડું બહારવટીઆએ લૂટયું છે. હું નિરાશ થઇ ગયો. અરેરે આટઆટલો બંદોબસ્ત છતાં, બહારવટીઆ ગુજરાતમાં શી રીતે દાખલ થયા? પોલિસની એક ટુકડીને તપાસ કરવા મોકલી હું મારી ટપાલ જોવા બેઠો. તો એજ—રેલગાડીની રમણી! આંખ ઠારી મેં છબી નિહાળી: ફરીફરીને નિહાળી તેના ઉપર અનેક ચુંબનો કર્યાં, ન છૂટકે છબી

જરા દૂર મૂકી અંદરનો કાગળ કાઢયો—હજારો આશાઓ વચ્ચે તે વાંચવા માંડયો:

"વહાલા મિત્ર"—હા સંબોધન તો યોગ્યજ છે: 'વહાલા' ને 'મિત્ર'—એ બીજું શું લખે? મેં આગળ વાંચવા માંડયું. કાગળ નીચે મુજબ હતો.

**વહાલા મિત્ર,**

**લી. રેલગાડીની રમણીના પ્રેમભર્યા પ્રણામ વાંચશો, આ કાગળ લખવાનું કારણ એ છે કે સખ્ત પોલિસ બંદોબસ્ત વચ્ચેથી મને તમે તમારા એસ્કોર્ટ તળે સહીસલામત બહાર કાઢયો (કાઢી નહીં પણ કાઢયો—કેમકે હવે ભેદ ખુલ્લો કરવોજ જોઇએ) એ માટે તમારો હુ ઉપકાર માનું છું. હવે મને ભુલી જજો: હું રૂપલો ઉર્ફે મેરૂભા બહારવટીયો છું. મનમાં પરણ્યા હો તો મનમાંજ રાંડી લેજો; ટ્રેનમાંની વાતનો મર્મ–પાયખાનાનું ઢાંકણું પડવાનો ધબાકો પણ તમે ઓળખી શકયા નહીં? અરે! તમે કરેલા ઉપકાર માટે ને સંભારણા માટે રેલગાડીની રમણી તરીકે મેં પડાવેલી છબી આ સાથે છે. એને ધારીને જોશો તો એમાંય પુરૂષત્વનાં ચિન્હ જણાશે! લો, સાહેબજી.**

લી. **મેરૂભાના પ્રણામ**

ઓ બાપરે, કડકડતી વીજ પડી! હાય! હું તો વર થવાની ફાગંરની આશા રાખતો હતો? અલ્યા રૂપલા! ઘડીભર સ્ત્રી વેશ ધરી મને ગુરુજી બનાવ્યો, તો પુરૂષ તરીકે કેટલી બધી સ્ત્રીઓના જીગંર રોજ તું ભેદી નાખતો હોઈશ? એ તો ઠીક, પણ હું હવે મ્હોં શું બતાવીશ? પોલિસ અધિકારી થઇને મેં કેવી ગફલત ખાધી, ને સ્ત્રી વેશધારી બહારવટીઆના સરદારને કેટલી બધી મદદ કરી!

બીજે દિવસે હું મારા યુરોપીઅન ઉપરી અમલદાર પાસે ગયો, ને તેમને તમામ વાત–પ્રેમનો પ્રસંગ સૂચવતાં ચિહ્નો બાદ કરીને–કહી, ને તેમની માફી ચાહી.

ઉદાર વૃત્તિવાળા કમિશનર સાહેબ ખડખડ હસ્યા, ને મને તેમણે સંપૂર્ણ માફી બક્ષી. મેરૂભાનું આ પરાક્રમ વખાણતા વખાણતા તે અર્થસૂચક રીતે બોલ્યા, કે

"મિસ્ટર—તમે કુંવારા છો નહી? તો જેમ બધે થાય તેમ અહીં થયું છે. તમારી મૂર્ખાઈનો દોષ કાઢવા કરતાં મેરૂભાનું સાહસ વધારે પ્રશંસાપાત્ર છે. હશે, જે થયું તે ખરૂં; પણ હવેથી વધારે સાવચેત રહેજો."

*

આ બનાવ બને પંદર વરસ થઈ ગયાં છેઃ હું રિટાયર થયો છું. હજી પણ મારી પાસે રેલગાડીની રમણાની છબી છે. મારી કામાંધતા કહો, મૂર્ખાઈ કહો, કે દુર્બળતા કહો, જે કહો તે કહો, પણ એ છબી એ કાલ્પનિક જેવા રમ્ય પ્રસંગના સંભારણા તરીકે મેં મારી પાસે રાખી છે; ને હજી પણ હું કુંવારો રહ્યો છું.

*

સ મા પ્ત